

श्री तत्सत् परमात्मने नमः

# મહેન્દ્ર–મુક્તા

ઉર્ફે

# પ્રેમ જ્વાળા

ન જાણે કોઇકે એ પ્રેમનો શો રંગ જામે છે,
અગમ્ય છે પ્રેમજ્વાળા બ્રહ્મપણ ના પાર પામે છે.

પ્રયોજક તથા પ્રસિદ્ધ કરનાર.

**કેશરી બ્રધર્સ ઠા. લવજી માંડણ સાતોદડવાળા.**

પારસીગલી, ધનજીસ્ટ્રીટ ઘર નં. ૭૦ મુંબઇ.

**આવૃત્તિ ૧ લી.** **પ્રત ૧૦૦૦.**

---

સને ૧૯૨૨.

---

**મૂલ્ય રૂા. ૨–૮–૦**

મુદ્રક.

જાદવજી પીતાંબર ઠક્કર.

લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસ, નં. ૯૩,

ચીંચપોકલી પરેલ રોડ મુંબઇ.

---

પ્રકાશક

કેશરી બ્રધર્સ ઠા. લવજી માંડણ.

ઠે. પારસી ગલી, ધનજી સ્ટ્રીટ.

ઘર નં. ૭૦, મુંબઇ નં. ૩.

---



સ્વર્ગવાસી માંડણ વેલજી સાતોદડવાળા

જન્મ સં. ૧૯૦૮ | અવસાન સં. ૧૯૭૮
ફાલ્ગુન શુદ ૪ ગુરૂવાર



A 3108—Lakshmi Art, Bombay,

# અર્પણ પત્રિકા.

પરમ પૂજ્ય વૈકુંઠવાસી તીર્થ સ્વરૂપ પિતાશ્રીના ચરણમાં
ગ્રામ્ય જીવનને નંદનવન સમ માની કૃષિકારનો અત્યુત્તમ
ધંધો સ્વીકારી, બહોળા કુટુંબ માટે આપે જે શ્રમ
ઉઠાવ્યો છે. મારા શ્રેય માટે આપે જે નિશદિન
ચિંતવન કર્યું છે, જૂની રીતીના પણ સાચા અને
વિશાળ ધર્માચારમાં અડગ રહી સાદું અને
સંતોષી જીવન ગુજારી મારાપર આપે જે
ઉપકાર કર્યાં છે, તે મહદ્ ઋણ ચુકવ
વા હું અસમર્થ છું, પણ તે વાત્સલ્ય
પ્રેમના યત્કિંચિત સ્મારક તરીકે
મારી અલ્પમતિ અનુસાર
લખાયેલું આ પુસ્તક હાલ
તો આપના અમર
આત્માને અર્પણ
કરી સંતોષ
પામું છું.

લી—ચરણનો દાસાનુદાસ ચરણ રજ.
લવજી માંડણના સાષ્ટાંગ.
દંડવત.

## વૈકુંઠવાસિ પરમપૂજ્ય શિરછત્ર પિતાશ્રી માંડણુ વેલજી પ્રત્યે પુત્રોદ્‌ગાર.

### (સવૈયા.)

મ  દનમોહન નટવર પ્રભુ નાગર, જય મોરલીધર [illegible]
ર  મ્ય મનોહર મંગળ મૂર્તિ, દ્વિ કર જોડી કરૂં પ્રણામ
હુ  න્નર અન્ય તજી દુનિયાના, કૃષિકારનું કીધું કામ
મ  મપુજ્ય શિરછત્ર પિતાને, પ્રિતેથી હું કરૂં પ્રણામ
પિ  તૃઋણુ એ મહદ્ ઋણુ છે, આ ઋણુમાંથી નવ છુટાય
તા  ત [illegible]તણા ઉપકાર કદાપિ, કો કાળે ના ગણી શકાય
માં  ડણુ મારા પુજ્ય તાતજી, ધર્મનીતિનાં કરતા કામ
ઠ  ર  રાખી અંતરયામીનો, પ્રપંચનું નવ જાણ્યું નામ
ન  હોતો વાસો શહેરી જીવનનો, સાતોદડ નિજ પ્યારૂં ગામ
વે  રાઇ માતનું પૂજન કરીને, કાબા કુળ દીપાવ્યું નામ
લ  ખ્યા લેખ મિથ્યા નવ થાયે, ઓગણીસે અઠોતેર સાલ
જી  વન મનુષ્ય યાત્રા પુરી થઇ, છોડી આ જગની જંજાળ
ફાલ્ગુન સુદ ચોથ ગુરૂએ, વૈકુંઠ માંહે કીધો વાસ
લવજી આ બુક અર્પે તેને, હું તેની રજનો છું દાસ.



કેસરી બ્રધર્સ

ઠા. લવજી માંડણ સાતોદડવાળા

A 3108—Lakshmi Art, Bombay, 8

# લેખકના બે બોલ.

...ો અમર રહેવાનું, ખરે એક દિન વારો છે.
અમે તો અલ્પના મહેમાન, અમારો પંથ ન્યારો છે
જેને દુનિયા કહે ન્યારો, ખરે તે પ્રાણ અમારો છે
નહિ કો દોસ્ત કે દુશ્મન, અમારા એ વિચારો છે
મળે જો ભાખરી સુકી, કદી પકવાન તોયે શું?
સુવા મળે સ્થાન કે વેરાન, કદી સ્મશાન તોયે શું?
ખોટી છે જગતની માયા, માયાના મોહ કામો છે
જવાનું એક દિન સૌને, પ્રભુ ધામે વિસામો છે.

કેળવણી વધતીજ જાય છે, જ્ઞાનીઓનો તોટો નથી. લક્ષ્મીવાનોની હદ નથી. હુન્નરની પરિસીમા નથી. આમ કરો, તેમ કરો વિગેરે અનેક ધ્વનિથી વિશ્વ ગાજી ઉઠયું છે; છતાં પરાપૂર્વથી ચાલતી આવેલી નીતિરીતી કયાં ઉડી ગઇ તે તો કોઇ કહો? પેપરો વધ્યા, માસીકોની હદ ન રહી. ગઝલ, કવ્હાલી ગલીએ ગલીએ ગવાણી; છતાં આ જ્ઞાનના ધોધવાળું સ્થળતો કોઇ બતાવો? જમીનમાંથી રસ કસ ઉડી ગયો, વર્ષાદ દર સાલ રીસામણા કરી બેઠો, કુલીનતા નીચ ઘરમાં ચાલી જાય, જ્ઞાની હીણાય, અધર્મીના પોબાર પડે, મૂર્ખ મલકાય, ધર્મી દંડાય, શીયળવંતી દુઃખી થાય, કુલટા હીરા મોતીના હાર સજે આ બધું શું થવા બેઠું છે તે તો કોઈ કહો? ત્રીશ વર્ષે દાંત જાય, ચાળીસે સ્વધામ પહોંચાય, વડવાઓના કુળાચાર તથા સાદાઇ સદાની અદ્રશ્ય થાય એનું કારણ તો કોઇ કહો?

બ્રાહ્મણોમાંથી બ્રહ્મત્વ ઉડી ગયું! ક્ષત્રિમાંથી વીરતા ગઈ, વૈશ્યમાંથી વાણીજય ગયું, અને શુદ્રમાંથી વીરનરો પાકવા માંડયા આપર જરા તો વિચાર કરો. આ તે દુનિયા આગળ વધે છે? કે

પાછળ હઠે છે? શું નેવના નીર મોભે ચડતાં નથી? વાંચક તું રાજા હો! શ્રીમાન હો! વ્યાપારી હો! વકતા હો! વકીલ હો! લેખક હો! જ્ઞાની હો! વિદ્વાન હો! કે હુન્નરમો ઉસ્તાદ હો તું જે હો તે તને મુબારક છે. તારી લેશ માત્ર મને પરવા નથી, તું પણ કોઇની પરવા રાખતો ના. પરવા સત્યનીજ રાખજે. તેજ તારૂં હિત કરશે. ઉન્નતિના શિખરપર તેજ તને ચડાવશે. તે આ લોકમાં તથા પરલોકમાં તારૂં શ્રેય કરશે. બાકી બીજાની પરવા કરવી તે તો ખાલી હવાઈ ધુમાડાના બાચકા છે. માટે પરવા એક સચ્ચીદાનંદ શામનીજ કરજે. હું તથા તું બંને આ સંસારના પ્રવાસી મુસાફરો છીયે, આજે, કાલે, કે પાંચ પચીસ વર્ષે આપણે જે રસ્તે આવ્યા, તેજ રસ્તે જઈશું. માટે સુકૃત્યનુંજ ભાથું બાંધજે, આખર તારો અને મારો પંથ એકજ છે.

આ બુકનો અભીપ્રાય બાંધવામાં ઉતાવળો ન થઈશ. આજે ખરાબ લાગે છે, તેજ કાલે સુંદર જણાશે. આજના બોલપર કાલે ચેકો મરાશે. સમય સમયનું કામ કર્યેજ જશે, એ વાત લક્ષમાં રાખી આ મહેન્દ્ર મુકતા બુક વાંચી વિચાર કરજે. સારૂં લાગે તે ગ્રહણ કરજે, હંસ માફક દૂધગ્રાહી થજે, પાણીને તરછોડજે, ભુલનો ભોકતા હુંજ છું, આમ સમજી આ બુકમાં બનેલા બનાવ ધારી ધારી વાંચ, વિચાર. ખરાબ લાગે તેને તરછોડ એજ એ બોલ પ્રકાશીત કરી હાલતો અહીંથીજ વિરમું છું.

શાન્તિ! શાન્તિ! શાન્તિ!

લી.—કેશરી બ્રધર્સ

ઠા. લવજી માંડણ ટોપીવાળો

# પ્રસ્તાવના.

અખિલ વિશ્વમાં જેની સર્વ વ્યાપક શકિત પ્રસરી રહી છે; જેની અગાધ લીલાના પ્રભાવે સંસારની અગમ્ય ઘટના ચાલી રહી છે, એવા શ્રી અવિનાશીની પુર્ણ કૃપાથી આ બુક પ્રસિદ્ધ કરવા હું શકિતમાન થયો છું.

બાળપણનું જીવન નિર્દોષ તથા નિર્વિકારી ગણાય છે, આ અવસ્થા નચિંત લેખાય છે, યુવાવસ્થામાં સાંસારિક મોહમાયામાં મન સદા ગુંથાએલું રહે છે, બાળપણના નિર્દોષ કાર્યોનો આ અવસ્થામાં અંત આવે છે, અશકયવાત શકય જણાય છે. મનુષ્ય માત્રના નવજીવનની શરૂઆત યુવાવસ્થામાંથીજ થાય છે.

ગુર્જર સાહિત્ય પ્રદેશમાં હાલ લેખકોનો રાફડો ફાટયો છે. ગઝલ, તથા કવ્હાલીઓનું જ્ઞાન ગલીએ ગલીએ ઢોળાય છે. શૃંગાર રસના નોવેલોની સંખ્યા વધતી જાય છે, તથા તે પ્રિય પણ થઇ પડયા છે. આ જ્ઞાનથી ગુર્જર પ્રજા શું નવીન ઉકાળે છે? તેની તો અત્યારે કંઇ ગમ પડતી નથી. ગુર્જર સાહિત્યમાં નર્મદ, પ્રેમાનંદ, દયાનંદ, ભોળાનાથ, દલપતરામ, દયારામ, નાનાલાલ, રણજીતરામ. રણછોડભાઇ, ઇચ્છારામ, સુર્યરામ, ગોવર્ધનરામ, માધવરામ, તથા બીજા અનેક નામાંકીત લેખકોએ આ દિશામાં અનહદ શ્રમ ઉઠાવી સાહિત્યની રસીક કુંજમાં પોતાનો વારસો મુકી પોતાનું નામ અમર કરી ગયા છે, છતાં હાલનો લેખક વર્ગ બીજી દિશામાંજ કામ કરે છે. ગુજરાતી લેખકોમાં ભાષાંતરકારો વધી પડયા છે, સ્વકૃત્તિની મગજમારી ઘણે ભાગે કોઇ કરતુંજ નથી. છતાં નવીન લેખકોનો આ પ્રયાસ પ્રણ સ્તુતિ પાત્ર છે, એમાં તો કંઇ શંકા નથી.

પ્રસ્તાવના એટલે લેખકના હૃદયનો ઉભરો. અમુક લેખક આમ લખે છે, હું આમ લખું છું, આ બુકની જરૂર છે, આમાં

આ વિષય છે. આ મારો નવીન પ્રયાસ છે. ઘણે ભાગે સંસારમાં કંઇ નવીન બનતુંજ નથી, રૂપાંતર થવાથીજ નવીનતા જણાય છે, શું સારૂં? અને શું ખરાબ? આ બે પ્રશ્નનો ઉત્તર વાંચક વર્ગજ આપી શકે, આજે જે સારૂં જણાય છે, તેજ આવતી કાલે હીણાય છે, સમયાનુસાર દરેક કૃત્તિમાં અવનવો ફારફેર થવોજ જોઇએ, શિયાળાની ઋતુમાં ગરમ સાલ સોનાની તુલ્યે ઉપયોગમાં લેવાય, છતાં આજ સાલ ગીષ્મ ઋતુની રજનીમાં અકારી થઇ પડે એ ફકત સમયનોજ પ્રભાવ છે. કુદરતના આ અચળ સિદ્ધાંતમાં કોઇ ફારફેર કરી શકતુંજ નથી. આ મહેન્દ્ર મુકતા બુકની સંકળના બાળપણથીજ મારા હૃદયમાં રમી રહી હતી. આ બુક મારી સ્વકૃત્તિ કલ્પનાનુંજ પરિણામ છે. માણસ માત્ર ભૂલને પાત્ર છે, હું કંઇ વિદ્વાન લેખક, કે કવી નથી. ગુજરાતી બે ત્રણ ચોપડીનું મને અલ્પ જ્ઞાન છે; જેથી આ બુકમાં વ્યાકરણની અને વાકય રચનાની ત્રુટી સુધારી વાંચવા વાંચકને મારી નમ્ર અરજ છે. પ્રયત્ન એ મનુષ્યના ઉદયની કુંચી છે, પ્રયત્નશીલ મનુષ્ય ઘણે ભાગે પોતાની મનોવાંચ્છના તૃપ્ત કરી શકે છે, દોષરહીત હોવાનો હું બિલકુલ દાવો કરતો નથી, સાહિત્યના વિકટ પંથમાં મારી જેવા અલ્પ મતિ મનુષ્યની ભુલો તરફ વાંચક ઉદાર દીલથી જોશે એવી આશા છે, આ બુકમાં ચન્દ્રપ્રભા પાત્રની સંકળના વાંચકને વિચિત્ર જણાશે, તેના અશુદ્ધ પ્રેમનો પ્રવાહ મહેંદ્રના હૃદયમાં કરૂણાકારી સ્થિતિમાં રેડાયો છે; છતાં મહેન્દ્રે તેના તરફ જે શુદ્ધ વર્તન ચલાવ્યું છે; તે પ્રેમ લગ્નના દરેક અભિલાષીએ મનન કરવા યુક્ત છે.

પ્રેમ ઇલેકટ્રીકનો તાર છે, તેનો આંચકો લાગતાં હૃદયમાં સપ્ત આઘાત થાય છે; દેહ લગ્નની પુજારણ પ્રભાને આ પ્રેમનો આઘાત કેવો જીવલેણ થઇ પડયો તે આ બુક વાંચ્યા પછીજ જણાશે.

મુકતા અને મહેન્દ્ર સરખા વિશુદ્ધ પ્રેમાળ દમ્પતીઓનું જીવન દરેક વાંચકે જાણવા જેવું છે, હદ બહારના સ્વતંત્ર વાતાવરણથી કુલીન કુટુંબની કુમારીકા શાન્તા કેવા દુર્ઘટ પ્રસંગમાં સપડાય પોતાના જીવનની અધોગતી કરે છે, તે વિષયપર દરેક માબાપે લક્ષ રાખવું જોઇએ સત્યની ઘટમાળથીજ જગત ચાલી રહ્યું છે, સત્યને પ્રગટ કરવાની જરૂર પડતી નથી. તે આપોઆપ પ્રગટ થાય છે.

આ બુકમાં સત્ય અને અસત્ય, ન્યાય તથા અન્યાય, સજ્જન તથા દુર્જન, સુરી તથા અસુરી, તથા દેહ લગ્ન અને પ્રેમલગ્નના વિષયો મેં મારી અલ્પ મતિનુંસાર ચિતાર્યા છે; તે વાંચી જવા સર્વે સુજ્ઞ વાંચકને પુનઃ મારી નમ્ર ભલામણ છે.

જે દેશ સાહિત્યનો પુજારી છે; ત્યાંજ વિદ્યા, હુન્નર, સાયન્સ, તથા લક્ષ્મીની રેલછેલ જોવામાં આવે છે. ગુર્જર સાહિત્ય હજુ બચપણમાં છે, તેની પુષ્પ વાટિકામાં હજુ ઘણા માળીઓએ વારિ સીંચવાની જરૂર છે, પ્રભુ આ અણમોલ સાહિત્યની કળીઓને સદા વિકસાવે, એવી આ અદના લેખકની માગણી છે. અંતમાં આ પ્રસ્તાવનાને પુર્ણ કરતાં પહેલાં સર્વ શકિતમાન પરમાત્મા પાસે એજ માગું છું કે નંદનવન સમ જણાતો આ ભારત વર્ષ પોતાના પૂર્વજોના ગૌરવને દીપાવે ! સત્ય અને શીયળના અમૂલ્ય વારસામાં વધારો કરે ! એજ અંતરયામી પાસે યાચના કરી અહીંજ વિરમું છું.

અસ્તુ.

ધનજી સ્ટ્રીટ
પારસીગલી
મુંબઇ નં—૩
સંવત ૧૯૭૮
શ્રાવણ સુદી પુર્ણિમા.

ઠા. લવજી માંડણ સાતોદડ વાળા.

# અનુક્રમણિકા.



# વેરાઈ માતાનો અદ્‌ભુત ચમત્કાર!

જે-જેની ચાહના કરે છે, તેજ તેને મળે છે. શ્રદ્ધા સમાન વિશ્વમાં કોઇ અજબ શકિત છેજ નહિ. શ્રદ્ધાથીજ કુદરતના અકળીત કાર્યો આપોઆપ થયાજ કરે છે. શ્રદ્ધાથીજ મનુષ્ય વિજય પામે છે. શ્રદ્ધાથીજ મનુષ્ય આકાશ પાતાળ એક કરી શકે છે. જેનામાં શ્રદ્ધા નથી, તે મનુષ્ય જીવવા લાયકજ નથી. શ્રદ્ધાથીજ નેપોલીયન આખા યુરોપને હંફાવી શકયો, તેમજ અંધ પૃથુરાજ એક બાણે શાહબુદ્દીનનો નાશ કરી શકયો.

આધુનિક સમયના યુવક વર્ગમાંથી ઘણે ભાગે શ્રદ્ધાનો લોપ થતો જાય છે. વડીલોના કુળાચાર કે દેવમંદિરો પ્રત્યે અંધ શ્રદ્ધાળુ થઇ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી સ્થિતિમાં સપડાતો જાય છે. પણ શ્રદ્ધા શું કામ કરે છે? તે નીચેની સત્ય ઘટમાળ ઉપરથી આપો આપ જણાશે.

કાઠીયાવાડમાં ભાદર નદીને કાંઠે સાતોદડ નામે ગામ છે. ગામ નાનું છે, ગરાસીઆઓની વસ્તી વિશેષ છે, આ ગામપર એજન્સીની હકુમત છે. ગામમાં સાતોદડી નદી વહે છે. તેના સુંદર તટપર વેરાઇ માતાનું પવિત્ર સ્થાનક છે. માજીનો પરચો હાજરા હજુર છે. શુદ્ધ હૃદયની આરાધનાથી કરેલી માન્યતા અફળ જતીજ નથી. કઇંક મનુષ્યો માજીની માન્યતાના પ્રભાવે મનવાંચ્છિત ફળ પામ્યા છે.

મારા પિતાશ્રી વેરાઇ માતાના ચુસ્ત અનુયાયી હતા. બાળપણથીજ તેઓ તેમની આરાધના કરતા. ખાતાં, પીતાં, હરતાં, ફરતાં ગમે તે સમયે તેમના મુખમાંથી માજીના પવિત્ર નામનીજ ધૂન નીકળતી.

સાઠ વર્ષ પર્યંત તેઓએ ખેતીનું કામ કર્યું. છેલાં દશ વર્ષ થયાં તેઓ મુંબઇમાં આવ્યા, અને મૃત્યુ પર્યંત તેઓ-એ અહીંજ વાસો કર્યો.

તેમના બીજા ચાર બંધુઓ સાતોદડમાંજ હતા. મૃત્યુ સમયે તેમને પોતાના ડાયાલાલ બંધુને મળવાની જીજ્ઞાસા થઇ. તેમની આ ભાવના તૃપ્ત કરવા અમે તરતજ અમારા પુજ્ય ડાયા કાકાને તેડાવ્યા. બંને બંધુઓનો પ્રેમ અસીમ હતો. તેમના આવાગમન પછી મારા પુજ્ય પિતાશ્રી ચોવીશ કલાકમાં રામચરણ પામ્યા; અને તેમની પછી ચોવીસ કલાકે પ્રાતઃકાળમાંજ મારા કાકા પણ પંચત્વને પામ્યા.

આ સ્થળે મારા લખવાનો એજ ભાવાર્થ છે કે મારા પિતા-શ્રીએ પોતાનો પ્રાણ પોતાના બંધુને મળવા ખાતર ટકાવી રાખ્યો તે પુજ્ય વેરાઇ માતાની આરાધનાનુંજ પરિણામ છે. અદ્યાપિ પર્યંત માજીના પવિત્ર સ્થાન પરથી કોઇ ચોર, લુંટારો અથવા દુષ્ટ પાપી તે રસ્તેથી પસાર થઇ શકતોજ નથી, અને માતાના સ્થાન-વાળો દરવાજો હજુ પણ સદાકાળ ખુલ્લોજ રહે છે.

આ દૃષ્ટાંતથી અંધ શ્રદ્ધાળુ મનુષ્ય ગમે તે તર્ક વિતર્ક કરે પણ શ્રદ્ધાળુ ભાવિક મનુષ્યે ચોખ્ખું સમજવું જોઇએ કે શ્રદ્ધા એજ મનુષ્યનો સાચો દેવ છે. આ દૃષ્ટાંતથી અંધ શ્રદ્ધાળુ મનુષ્યો પોતાના પૂર્વજોને પગલે ચાલી ધર્મ પ્રત્યે અડગ રહે એવી શ્રી અંતરયામી પ્રત્યે પ્રાર્થના છે.

લી.—લવજી માંડણ સાતોદડવાળા.

---

# ખબરદાર! ભુલ્યા ત્યાંથી પાછા ફરો!

## વેપારીઓના લાભ માટે અમુલ્ય તક.

**કેસરી બ્રધર્સ** નું નામ ટોપીના શાહ મેન્યુ ફેકચરર તરીકે હવે કોનાથી અજાણ રહ્યું છે? અમારા કારખાનામાં દરેક જાતની ટોપીઓ જેવી કે બેંગલોર, હુંગેરીયન કોંગ્રેસ, એસ, વાઈ તથા ઝવેરી ટોપીઓ જથાબંધ મળશે.

ટોપીમાં બ્લોક તદ્દન મફત છાપી આપશું કોઇપણ વેપારી અમોને પચીશ દરજન ટોપીઓનો ઓરડર આપશે. તેને અમારા ખર્ચે ટોપીમાં તેના નામનો બ્લોક તદ્દન મફત છાપી આપશું.

તા. ક. ગોખી રાખજો કે આખા હિંદુસ્થાનમાં અમારા કારખાના બરાબર કોઇ સસ્તું કામ કરી આપતુંજ નથી. બહાર ગામના ઓરડર પર પુરતું લક્ષ આપવામાં આવે છે.

| | |
|---|---|
| કેસરી બ્રધર્સ, ઠા. લવજી માંડણ | રહેવાનું ઠેકાણું |
| કારખાનું પારસી ગલી ધનજી | શેઠ નેણસી વેલજીનો બંગલો |
| સ્ટ્રીટ ઘર નં. ૭૦ મુંબઇ. | ઘાટકોપર જીલ્લો થાણા. |

# સુંદરીઓને રીઝવવા શું કરશો ?

સુંદર આભુષણુ એ સુંદરીઓને રીઝવવાની અમુલ્ય કળા છે. આ કળાનો ઉપયોગ કરો ત્યારે જરૂર અમારી મુલાકાત અવશ્ય લેશો.

અમારે ત્યાં ચાલુ ફેશનના છેલ્લામાં છેલ્લી ઢબના સોનાના દાગીના મન પસંદ અપ-ટુ-ડેટ ફેશનના બને છે.

**ગ્રાહકોને ઠગાવવાની બીલકુલ ધાસ્તી નથી.**

અમારે ત્યાંથી લીધેલો દરેક દાગીનો છપાવીનેજ આપવામાં આવે છે. એક વખત પધારી ખાત્રી કરો.

## સોની મોહનલાલ વનમાળીદાસ

ઠે:—બીબીજાન સ્ટ્રીટ, ધોબી ગલીને નાકે

મુંબઇ નં. ૩.

जपो जल्पः शिल्पं सकलमपि मुद्रा विरचना।
गतिः प्रादक्षिण्य क्रमणमदना न्याहुति विधिः॥
प्रणामः संवेशः सकलमिदमात्मार्पण विधौ।
सपर्यापर्यायस्तव भवतु यन्मे विलसितम्॥



હું જે વાતચિત કરૂં છું, તે આપના નામનો જપ થાઓ, હું જે સર્વ શિલ્પ રચના કરૂં છું તે આપની મુદ્રા થાઓ, હું જે ચાલું છું તે આપની પ્રદક્ષિણા થાઓ, હું જે ભોજન કરૂં છું, તે આપની આહૂતિઓ થાઓ. હું જે બેસું છું, તે આપને પ્રણામરૂપ થાઓ અને મારો જે કંઇ વિલાસ હોય તે આપની પૂજા થાઓ આમ આત્માર્પણમાં હું આ સર્વ અર્પણ કરૂં છું.

A 3108—Lakshmi Art, Bombay, 8

श्री शारदायनमः



# મહેન્દ્ર-મુકતા ઉર્ફે પ્રેમજવાળા

---

**दिक्काला द्यनवच्छिन्नानंत चिन्मात्र मूर्तये ।**

**स्वानुभूत्येक सारायनमः शांतायतेजसे ॥**

દિશા, કાળ આદિથી માપ રહીત, અનંત (છેડાવિનાના) ચૈતન્ય માત્ર મૂર્તિ તથા આત્માના અનુભવનાજ એક સાર રૂપ શાંત તેજને હું નમસ્કાર કરૂં છું. ભતૃહરી.

" કીનારો પ્રેમ સાગરનો, નથી કોઇ પ્રાણીએ દીઠો,
" ન જાણે કોઇ કે એ સ્વાદ, છે ખારો અગર મીઠો;
" કદી ડાહ્યા કદી ઘેલા, ફરે છે પ્રેમ પંખીડા,
" ઉપર બતાવે શાન્તિ, અંદર છે પ્રેમની પીડા.

---

## પ્રકરણ ૧ લું.

# સ્થળ નદી કીનારો.



ધ્યા કાળનો સમય હતો, સુર્યદેવ અસ્ત થવાની તૈયારીમાં હતા, આ વખતે નીર્મળા નદીનો કિનારો અત્યુતમ કુદરતની છાયાનું ભાન કરાવતો હતો, કીનારાપર પથ્થરની શીલાઓ પડેલી હતી આ પથ્થરની શીલાપર એક યુવક તથા એક કુમારીકા બેઠા હતા. અસંખ્ય લીલી હરીયાળી ભુમિથી ચોપાસ દેખાવ સુંદર જણાતો હતો. સામે કીનારે ચોપાસ વૃક્ષોની હાર દેખાતી હતી. આજુબાજુ ચોપાસ બીહામણાં હિંસક પ્રાણીઓની અવારનવાર ચીસો ગમે તેવા મનુષ્યના હૃદયને ભયંકર ભાસતી હતી.

ચંદ્ર સરખું ગૌરવદન, જોનાર માણસના હૃદયને શાંત કરનાર તેના દિવ્યચક્ષુ, અમૃતની સમાન સીંચન કરતું તેનું મોજીલું ભાષણ, આ સર્વે સુંદર અવયવોની કુદરતી બક્ષીસથી બાળાનું લાવણ્ય તેના સ્વરૂપમાં વધારો કરતું હતું. તેનું નામ મુકતા હતું. તેની ઉમર પંદર વર્ષની હતી, યુવક, મહાન પ્રભાવશાળી હોવા છતાં મહાન ગાઢ વિચારમાં હોવાથી તેનું વદન કમળ કરમાયા જેવું દીસતું હતું. તેની વય ૨૦ વર્ષ હોય એમ તેના મુખારવિંદ પરથી જણાતું હતું.

**મુકતા**—મહેન્દ્ર, જુઓ જુઓ નદી કીનારો આ સમયે કેવો સુશોભીત જણાય છે?

**મહેન્દ્ર**—એમાં શું! કુદરતની અગાધ લીલાને પાર પામવા મનુષ્ય જાતી કયાં સ્મર્થ છે?

**મુકતા**—મહેન્દ્ર, સામેના સ્વચ્છ જળાશયમાં માછલી જળથી શા માટે વિખુટી પડતી નથી ?

**મહેન્દ્ર**—વિખુટી પડે તો તેનો નાશ થાય.

**મુકતા**—તેનું કારણ ?

**મહેન્દ્ર**—મુકતા ! તારા ભાવયુકત શબ્દો મારા હૃદયને ઉંડી અસર કરનારા છે. પ્રેમની તાલાવેલીથીજ આ વિશ્વનો કારોબાર ચાલી રહ્યો છે. જળ ઉપર માછલી, સરોવરપર હંસ, ચંદ્રમાં ઉપર ચકોર પક્ષી, અને દીપક ઉપર પતંગીયો શા માટે પટકાય છે? તેનું કારણ તું શું જાણતી નથી?

**મુકતા**—મહેન્દ્ર જાણું છું પણ..........................

**મહેન્દ્ર**—કેમ અટકી ?

**મુકતા**—રાજકુમાર! આ સમયે વધારે વખત રોકવામાં સાર નથી, ચાલો આપણે ઘર તરફ રવાના થઈએ, કારણકે પિતાશ્રી પણ ઘરે શીકારપરથી આવી ચુકયા હશે. કાલે પુનઃ આ સ્થાનપર મારે તમને કંઇ કહેવાનું છે, આમ કહી નિર્દોષ બાળા મહેન્દ્ર સાથે ઘર તરફ રવાના થઇ.

ઘરે આવીને જુએ છે, તો દોલતસિંહને બહાર બગીચામાં કોચપર બેઠેલા જોયા. બંનેએ વિનયથી પ્રણામ કર્યા, દોલતસિંહે બંનેના મસ્તકપર હાથ મૂકી વ્હાલથી પુછયું:-
મારા પ્યારા બેટાઓ ! સુખ શાંન્તિમાં છો કે ?

પિતાશ્રી ! અમોને અહીં શું દુઃખ છે ? તમારાં પુન્ય પ્રતાપથી અમો સુખી છીયે. દુઃખ શું છે ? તે તો અમો બિલકુલ જાણતા પણ નથી. આટલું કહી દોલતસિંહ સાથે મહેન્દ્ર તથા મુકતા

ભોજન લેવા બેઠા, અને પછી સૌ નિદ્રાદેવીને આધીન થયા. મુકતાને સ્વપ્નું આવ્યું કે હું તથા મહેન્દ્ર જાણે નદી કિનારાપર બેઠેલા છીયે, અરસ પરસ પ્રેમની વાતોમાં મશગુલ હતા, એટલામાં કોઈ રાજકુમાર ત્યાં આવી પહોંચ્યો. મહેંદ્રને તથા તે રાજકુમારને તકરાર થઈ. અરેરે! મારા સ્વરૂપમાં રાજકુમાર લુબ્ધ બની મારા સાથે લગ્ન કરવાની તે રાજકુમારે પ્રતિજ્ઞા કરી. ઘેર આવી મારા પિતાશ્રીને તેણે ભંભેર્યા, પિતાશ્રી પણ તેમની વાતચીતમાં લોભાઈ મારા લગ્ન તે નવીન રાજકુમાર સાથે કરી આપવાની કબુલાત આપી, મહેંદ્રને અહીંથી ચાલી જવાની રજા આપી. બાળ સ્નેહી મહેંદ્ર! મને સદાને માટે છોડી ચાલ્યો ગયો.

મુકતા સ્વપ્નામાં બોલવા લાગી કે ના જશો ના જશો! મહેન્દ્રના જશો. મને સદાને માટે છોડી ના જશો, હું આપ વગર અહીં શી રીતે દિવસ ગુજારીશ? મારા અંતરની વાત હવે હું કોની પાસે કરીશ? મહેંદ્ર! ઉભા રહો, હું પણ હવે તમારી સાથે આવું છું. એટલું બોલી મુકતા નિદ્રામાંથી ઝબકી જાગી ઉઠી, જોયું તો કોઇ જોવામાં આવ્યું નહિ. તે મનમાં બીવા લાગી તેને કંઈ ગમ્યું નહિ. જેથી તે મહેંદ્ર પાસે જઈ તેને જગાડી પોતાના સ્વપ્નની સર્વ વાતથી તેને માહીતગાર કીધો.

મહેન્દ્ર—મુકતા તું તો ગાંડી છે, સ્વપ્નાં તે શું સાચા પડતા હશે?

મુકતા—હાજ તો! એમાં ખોટું શું? મારો આત્મા કબુલ કરે છે, કે મારૂં સ્વપ્ન કદી પણ ખોટું પડશે નહિ. પણ હું અત્યારે તમારી પાસે એક વાતનો ખુલાસો કરવા માગું છું મને ખુલાસો આપશો?

**મહેન્દ્ર**—મુકતા ! આ સમય વાત કરવાનો નથી. આ સમય પર પિતાશ્રી જાગી ઉઠે, તો તેના હૃદયમાં આપણુ બંને માટે ખોટો વહેમ તેના મનમાં ભરાય, અત્યારે શાન્તીથી સુઈજા ! કાલે તું જે પુછીશ; તેનો જવાબ આપીશ. મુકતા તરતજ ત્યાંથી પાછી ફરી. બીજે દીવસે સાંજના દરરોજના નિયમ પ્રમાણે દોલતસિંહની રજા લઈ મહેન્દ્ર તથા મુકતા નદી કાંઠે જવા તૈયાર થયા. રસ્તામાં બગીચામાંથી મુકતાએ થોડા પુષ્પ ચુંટી લીધા, અને પછીં બંને નદી કિનારા પર આવી શીલા પર બેઠા.

મુકતા ચુંટેલા પુષ્પોમાંથી પુષ્પમાળા ગુંથવા લાગી.

**મહેન્દ્ર**—મુકતા ! રાત્રીના સ્વપ્નથી આજે તું બહુજ ઉદાસ જણાય છે, તારે એ વાતનો શોક શા માટે કરવો જોઇએ ? સ્વપ્ના તો ખાલી મનની કલ્પના છે. તે શું સાચા પડતા હશે ? પણ કાલે તું મને એક વાત પુછવાની હતી, ને વાત શી?

**મુકતા**—મહેન્દ્ર ! હું જે વાત કહેવા ઈચ્છું છું, તે વાત આપ ધ્યાન દઈને સાંભળો.

**મુકતા**—હું ઘણીવાર તમોને એ વાત જણાવવા તૈયાર થઇ હતી, પણ શરમની મારી હું તે વાત કહેતી નહોતી. આજે મારૂં જીગર ખુલ્લું કરી હું તે વાત જણાવું છું. હું તમારી પાસે આજે એક વચન માગું છું, મને આશા છે કે મારા વચનનો આપ અનાદર કરશો નહિ, મને ઉમ્મેદ છે કે મારી આશાને આપ નિરાશ કરશો નહિ,

**મહેન્દ્ર**—મુકતા ! એ શું બોલે છે? તારૂં વચન હું તો શું? પણ મારા શરીરનું એકે એક રૂવાંટ પણ પાળનાર છે, બોલ શું વચન માંગે છે? તારી મારા પ્રત્યે જે લાગણી છે!

જે પ્રેમ છે! જે મમતા છે! તેથી તું જે વચન માંગીશ, તે દેહ જતાંપણ પાળીશ.

**મુકતા**—મહેન્દ્ર! મને શંકા છે કે આપ મારા વચનનો અનાદાર કરશો. મારી આશા નિરાશાના રૂપમાં ફેરવી નાખશો.

**મહેન્દ્ર**—મુકતા એ શું બોલે છે? શું મારા પર તને ભરોંસો નથી? મારા શરીરની એક એક નસોમાં તારૂં નામ પ્રસરી રહ્યું છે, હું સોગન ખાઇને કહું છું કે તારા વચનનો હું અનાદાર નહિં કરૂં.

**મુકતા**—તો સાંભળો! જુઓ હું આ પુષ્પ માળા ગુંથું છું, તે આપના માટેજ. હું પ્રભુ શાક્ષીએ આપને વરી ચુકી છું, મારૂં હવે પછીનું જીવન હું આપને અર્પણ કરૂં છું.

**મહેન્દ્ર**—મુકતા! આ શું બોલે છે? તારી મેળે વરવાનો તારો હક નથી, એમાં તો તારા પિતાશ્રીનોજ હક છે, મારી સાથે તારો સંબંધ જોડાય, એ કદી પણ બની શકે? કારણ કે બાલ્યાવસ્થાથીજ તારા પિતાશ્રીએ મને ઉછેરી મોટો કર્યો છે, અરે જે દોલતસિંહે મને નિરાધારને આશ્રય આપી ઉછેરી મોટો કર્યો, જેણે પિતાશ્રીની ગરજ સારી અનેક લાડ લડાવ્યા, તેની રજા સિવાય હું તારાથી એ સબંધથી જોડાય શકું તેમ નથી.

**મુકતા**—મહેંદ્ર! આપ આ શું કહો છો? આપનું વચન યાદ કરો. દુનિયામાં કોઇની પણ સત્તા પ્રેમપર ચાલવાની નથી. પ્રેમ સદા સ્વતંત્ર છે; છતાં પણ સમયપર હું મારા પિતાશ્રીની રજા મેળવી લઈશ, મેં આજે પ્રતિજ્ઞા કરી છે કે આપના સિવાય આ દુનિયામાં કોઈપણ પુરૂષ મારે ભ્રાત તથા તાત સમાન છે. આપ પણ અન્યને ન ચહાશો, એવી પ્રતિજ્ઞા કરો.

**મહેન્દ્ર**—મુકતા! જો તારો એવો દ્રઢ નિશ્ચય છે, તો મારો ખુલાસો તું હવે બરાબર સાંભળ. હું આજ ઘણા દિવસથી તને પ્રિતીભાવથી ચહાતો હતો, તારી છબી મારા જીગરમાં કોતરાય ગઈ હતી; તારી પાસે પ્રેમની માગણી કરવા હું ઘણા દિવસથી તલપી રહ્યો હતો, પણ આજે તારાજ મુખથી એ વાતનો ખુલાસો થયો છે. હું પણ આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે આ અવનીપર તારા સિવાય અન્ય સ્ત્રી મને ભગીની સમાન છે; પણ મુકતા મને ધાસ્તી છે કે આ વાતમાં તારા પિતાશ્રી હા નહિજ કહે. જરૂર હું તેના ગુસ્સાનો ભોગ થઈ પડીશ. તારે પણ કષ્ટ ભોગવવું પડશે.

**મુકતા**—ન ગભરાઓ મહેન્દ્ર ન ગભરાઓ! દુનિયામાં પ્રાણથી પણ પ્રેમની કિંમત વધારે હોય છે, જો આપણો આ સબંધ જોઈ પિતાશ્રી નાગાજ થશે તો આપણે આ સ્થાન છોડી બીજે જઈ વસીશું, અને અંત સમયે પણ બંને સાથે એક ચિતામાં બળી ખાખ થઈશું.

**મહેન્દ્ર**—મુકતા! મારી પણ એજ ઇચ્છા છે. હું ઘણા વખતથી આ તારા પ્રેમ ભરેલા બોલનો મર્મ સમજી શકતો હતો, પણ દોલતસિંહની બીકથી તને ખરો ખુલાસો કરી શકતો ન હતો. આજે એ બીક મારા હૃદયમાંથી સદાને માટે નાશ પામી છે.

મુકતાએ પુષ્પનીમાળા ગુંથી લીધી હતી, ને મહેન્દ્રના કંઠમાં આરોપી. બંને એક બીજા તરફ પ્રેમ દષ્ટિથી જોઇ રહ્યા હતા, એટલામાં પાછળથી એક અવાજ સંભળાયો. ખબરદાર! ખબરદાર! એ પુષ્પની માળા એને નહિ પહેરાવાય, એ પુષ્પની માળા પહેરનાર તો કોઇ બીજોજ ભાગ્યશાળી થશે. આ વાત સાંભળતાં મુકતા ચમકી બોલી ઉઠી કે મહેન્દ્ર! જુઓ મારૂં સ્વપ્ન તો ખરૂંજ પડયું, જુઓ સામેથી કોઇ રાજકુમાર આ તરફ

આવતો જણાય છે; એટલામાં તો રાજસિંહ તથા ગુલાબરાય છેક નજીક આવી પહોંચ્યા, અને મોટા અવાજથી બોલી ઉઠયા કે, અરે ઓ નાદાન છોકરા! આ તું શું કરે છે? તું કોનો શિકાર લેવાની હિંમત કરે છે? તું જાણે છે કે દોલતસિંહે પોતાની પુત્રી મને આપવાનું વચન આપ્યું છે. થોડા સમય પછી આ બાળા મારા મહેલમાં રાજ્યરાણી થઇ મારી સાથે સોનાના શીખર પર બીરાજશે જો આ વાતની દોલતસિંહને ખબર પડશે, તો તારી શી દશા થશે તે તું જાણે છે? સિંહના શીકારપર ત્રાપ મારી તું મોતને માગી લ્યે છે, શું કરૂં કે તું નાદાન છે; નહિતર હમણાજ તને બતાવી આપત કે સિંહનો શિકાર લેવા જતાં શું ફળ ભોગવવું પડે છે?

**મહેન્દ્ર**–રાજકુમાર! માનમાં રહો, આપ મોટા રાજ્યના રાજકુમાર છો, તેમજ દોલતસિંહ પણ આપનું સારી રીતે માન રાખે છે; જેથી અત્યારે હું તમારા અપમાન ભરેલા શબ્દો સહન કરી રહ્યો છું, હવે એક પણ શબ્દ બોલવાની તસ્દી લેશો નહિ, નહિ તો હવે માન નહિ રહે.

**રાજસિંહ**—નાદાન છોકરા! આ સમયે તું કોની સાથે વાત કરે છે, તેનું કંઇ તને ભાન છે? અત્યારે તે મારૂં અપમાન કર્યું છે, પણ તેનું ફળ હવે તને શું મળે છે, તે જોઈ લેજે. એટલું કહી રાજસિંહ તથા ગુલાબરાય ત્યાંથી ચાલતા થયા, અને તે દોલતસિંહ પાસે જતા હોય તેમ જણાયું. આ વખતે મુક્તાની આંખમાં આંસુ ભરાય આવ્યા, તે બોલી ઉઠી કે જુઓ મહેન્દ્ર! મેં કીધું હતું, તે સાચુંજ પડયું, મારા સ્વપ્નનો એકે એક બોલ સાચોજ ઠર્યો. જરૂર તે નીચ રાજકુમાર આજે મારા પિતાશ્રીને ભંભેરશે. આપણા બંનેના રસ્તાની વચ્ચે દુઃખના કાંટા બીછાવશે. હવે આપણે પણ જલદી

અહીંથી જવું જોઇએ, નહિતર પિતાશ્રી વધારે વહેમાશે, આમ કહી બન્ને ત્યાંથી, ઘર તરફ રવાના થયા.

ઘેર આવી જુએ છે, તો, રાજકુમાર, તથા ગુલાબરાય, તથા દોલતસિંહ બગીચામાં બેઠા હતા, અને ખાનગી વાતચીત કરતા હતા.

ગુલાબરાય--દોલતસિંહજી! હવે આમ કયાં સુધી ચાલશે? તમોએ મહેંદ્રને આશ્રય આપ્યો છે. તે પાપનું કામ કામ કર્યું છે. આજે તેણે રાજસિંહનું સખ્ત અપમાન કર્યું છે, પણ તમારી શરમને ખાતર અમોએ તેને જીવતો છોડી દીધો. સાથે બીજી પણ વાત જણાવું છું કે તમારી પુત્રી મુકતા પણ તેને ચહાતી હોય એમ જણાય છે. આજે નદી કીનારે તે બંને પ્રેમથી ભેટતા હતા, તે અમોએ અમારી નજર સમક્ષ જોયું, જરૂર એ નાદાન છોકરો આપણી આબરૂને કલંક લગાડશે. એક મોટા રાજ્યના રાજકુમાર તમારા જેવા ગરીબની છોકરીની માગણી કરે, તે તમારા અહોભાગ્ય સમજો! માટે જેમ બને તેમ તે છોકરાને જલદી અહીંથી રજા આપી દ્યો, અને મુકતાના લગ્ન રાજકુમાર રાજસિંહ સાથે જેમ બને તેમ તરત કરી આપો, તેમાંજ આપને લાભ છે.

દોલતસિંહ--ગુલાબરાય! હું પણ એજ વિચારમાં છું, કે મહન્દ્રને અહીંથી જલ્દી વિદાય કરી દેવો. આજેજ રાતના હું તેનો છેલ્લો નિકાલ કરી નાખીશ. આપે આટલા વખત સહન કર્યું છે, તો રાજકુમારે હજી થોડા દિવસ ધીરજ ધરવી જોઇયે, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે રાજસિંહ સાથે હું મારી પુત્રીના લગ્ન કરી આપીશ. અત્યારે આપ ખુશીથી રાજ્ય તરફ પધારો. આવતી કાલે જરૂર હું તમોને ખુલાસો આપીશ.

આ વાત સાંભળી રાજસીંહ તથા ગુલાબરાય નમન કરી ત્યાંથી ચાલતા થયા.

**દોલતસિંહ**—અત્યારે અનેક તર્ક - વિતર્કમાં ગોથા ખાતો હતો, તે એ વિચાર કરતો હતો કે મહેન્દ્રને કેવી રીતે અહીંથી રજા આપવી? મુકતાને કેવી રીતે રાજસિંહથી લગ્ન કરવા સમજાવવી? તેનું દીલ રાજસિંહ તરફ ધિક્કારની નજરથી જોયા કરે છે; તેનું કારણ શું હશે? એ વિચારમાં ને વિચારમાં બગીચામાં નિદ્રાદેવીને આધીન થયો, આજે તેણે ભોજન પણ લીધું નહતું.

મહેંદ્ર તથા મુકતા પણ અત્યારે વિચાર વાયુના ઝપાટામાં ગોથા ખાતા હતા કે પ્રભુ જાણે આજે શી આફત આવશે? હમણા પિતાશ્રી આવી કંઈ ઠપકો આપશે તો? વળી મધરાત તો વીતી ગઇ, છતાં તે આવ્યા નહિ. આમ વિચાર કરતાં બંને નિદ્રાદેવીને આધીન થયા.

પ્રાત:કાળે બંને વહેલા ઉઠયા, દોલતસિંહજી હજુ ઉઠયા ન હતા. મુકતા તરતજ બગીચામાં આવી, અને બોલી કે બાપુ ઉઠો. દિવસ ઘણો ચડયો છે, શું આજે આપની તબીયત સારી નથી?

**દોલતસિંહજી** તરતજ બેઠો થયો, અને બોલ્યો કે મુકતા તું ઘરમાં જા, હું હમણા આવું છું. મુકતા તરતજ ચાલી ગઇ, અને મહેન્દ્રને જણાવ્યું, કે આજે પિતાશ્રી આપણાપર ગુસ્સે હોય તેમ જણાય છે. જરૂર આજે આપણું કંઇ અનિષ્ટ થવાનું હોય તેમ જણાય છે.

**મહેન્દ્ર**—કંઇ બોલવા જતો હતો, એટલામાં દોલતસિંહજી આવી પહોંચ્યો. અને બોલ્યો કે મહેંદ્ર! આજે તારૂં

જરા મારે ખાનગી કામ છે, માટે થોડીવાર પછી મારા ખાનગી રૂમમાં આવજે, આટલું કહી દોલતસિંહજી પોતાના ખાનગી રૂમમાં ગયો. મહેંદ્ર પણ તરતજ દોલતસિંહજીની પાછળ ચાલ્યો.

દોલતસિંહજી પોતાના રૂમમાં હાથપર માથું ટેકવી વિચાર કરતો હતો, મહેંદ્ર તુરતજ ત્યાં આવી પહોંચ્યો, અને દોલત સિંહજીને નમન કરી તેની સમક્ષ ઉભો રહ્યો. તેને જોતાંજ દોલતસિંહ બોલી ઉઠયો કે મહેંદ્ર સાંભળ, હું ઘણો વખત થયા જોતો આવું છું કે તારી ચાલ ચલણ મને સારી લાગતી નથી. તને મેં નાનપણથી પાળી પોષી મોટો કર્યો. આજ તારી અઢાર વર્ષની ઉમ્મર થવા આવી છતાં તેં કોઈપણ ઉદ્યમ કરવા આશા ન જણાવી, હવે તું નાનો નથી, તારે અમારે આશ્રયે પડી રહી પારકે પૈસે તહેવાર માનવો તે ઘટીત નથી.

**મહેન્દ્ર**—પિતાશ્રી! હું સારી રીતે સમજું છું કે આપેજ મને પાળી પોષી મોટો કર્યો છે, અરે એટલુંજ નહિ, પણ પોતાના માતપિતા જેટલા લાડ લડાવે, એટલા લાડથી ઉછેર્યો છે. કોઇ દિવસ પણ મને દુઃખી થવા દીધો નથી.

**દોલતસિંહ**--મહેંદ્ર! એ બધું ઠીક છે, હવે તારે અમારે આશ્રયે એક દિવસ પણ રહેવું ન જોઈએ. તારે હવે આ સ્થાન છોડી બીજે જઈ કોઈ રાજ્યમાં નોકરી શોધવી જોઇએ.

**મહેન્દ્ર**--ભલે પિતાશ્રી! આપની એજ ઈચ્છા છે તો હું તેમજ કરીશ. હવે હું થોડા વખતમાં બીજો આશ્રય શોધી લઇશ અગર તો આ દેશ છોડી બીજા દેશમાં ચાલ્યો જઇશ; પરંતુ પિતાશ્રી આજે આપ મારાપર ગુસ્સામાં હો તેમ જણાય છે શું આ બાળકનો કંઇ ગુન્હો છે?

**દોલતસિંહ**—હું વધારે વાત સાંભળવા માગતો નથી, હું તને હુકમ કરૂં છું કે કાલે સાંજ સુધીમાં આ સ્થાન છોડી ચાલ્યા જવું.

મહેન્દ્ર પર જાણે આ સમયે વીજ તુટી પડી હોય, એવો તેના હૃદયને અસહ્ય આઘાત થયો. તે દોલતસિંહને વિનય પૂર્વક કહેવા લાગ્યો. પિતાશ્રી! જો આપની એમજ ઇચ્છા છે; તો કાલ સાંજના તો શું? પણ આજેજ હું આપનું ઘર છોડી ચાલ્યો જઈશ. આ દુનિયામાં આપના સિવાય મારૂં કોઈ નથી. મારા ખરા માતપિતા કોણ છે? તે પણ હું જાણતો નથી. માનવ જાત કયાં વસે છે? તેનું પણ મને ભાન નથી.

આપના ઘર સિવાય મેં કોઇનું પણ ઘર જોયું નથી. પણ હવે મારા ભાગ્ય જયાં લઈ જશે ત્યાં જઇશ, છતાં હું આપનો પાળક પુત્ર છું. મારા પર આવો રોષ કરવાનું કંઇ કારણ? મેં એવો આપનો શો અપરાધ કર્યો કે મને નિરાધારને આપ તરછોડો છો? આપને ખોટું લાગે તેવું કંઇ કાર્ય મેં કર્યું નથી.

**દોલતસિંહ**—જો મહેન્દ્ર! એ ગુન્હાનું કારણ સાંભળવા માંગતો હોય તો સાંભળ, મેં તને ઉછેરી મોટો કર્યો, તે વખતે હું એમ ન હોતો ધારતો, કે તું મારી આબરૂને કલંક લગાડીશ? હું એમ ન હોતો ધારતો કે તું મારીજ પુત્રી સાથે ગેરવર્તણુકથી વર્તીશ.

**મહેન્દ્ર**—પિતાશ્રી! હું સોગન ખાઇને કહું છું કે આપની પુત્રીની ઇચ્છા વિરૂદ્ધ મેં એક પણ પગલું ભર્યું નથી. તેમજ આપનું પણ વચન કદી ઉથાપ્યું નથી. પિતાશ્રી! આપ રાજસિંહના કહેવાથી મારાપર રોષે ભરાય મને રજા આપોછો, તો ભલે જેવી આપની ઇચ્છા, હું આપનું વચન મારા મસ્તક પર ચડાવુંછું.

**દોલત સિંહ**—બસ, તારી વધારે લવારી સાંભળવા હું ઇચ્છતો નથી. તને હું હુકમ કરૂં છું કે તારે જેમ બને તેમ અહીંથી રવાના થવું; આટલું કહી દોલતસિંહ મહેન્દ્ર પાસેથી ચાલ્યા ગયા.

નિરાધાર મહેન્દ્ર મનમાં વિચાર કરવા લાગ્યો. પ્રભુ! આ સમયે મારે કોનો આશ્રય લેવો? ખરેખર આ દુનિયા કેવળ સ્વાર્થનીજ છે. શું બાળ સ્નેહી મુકતાને છોડી અહીંથી ચાલ્યો જાઉં? શું હૃદય વલ્લભાને છોડી સદાને માટે અહીંથી વીદાય થાઉં? વિશ્વના માલીક હવે મારે જવું કયાં? દોલતસિંહ! મને નિરાધારને રજા આપતાં આપના દીલમાં જરા પણ દયા ન આવી? શાની દયા આવે? જેના દીલમાં સ્વાર્થનો કીડો બેઠેલો છે, તેને દયા શાની આવે? ચાલ જીવ, હવે જ્યાં તારા ભાગ્યની દોરી તને ખેંચી જાય ત્યાં જા. હા! પણ એક વખત, અરે છેલ્લી વખત એ બાળસ્નેહી મુકતાના દર્શન કરતો જાઉં, આટલું બોલી મહેન્દ્ર બહાર બગીચામાં આવ્યો.

મુકતા તો ઘણો સમયથી બગીચામાં ઉભી હતી. તેણે મહેન્દ્રને સામેથી આવતો જોયો. તેનું મુખ ઉદાસ જોવામાં આવ્યું. જરૂર પિતાશ્રીએ આજે તેને કંઈ ઠપકો દીધો હોય એમ જણાય છે. મહેન્દ્ર નજીક આવી મુકતાની સમક્ષ નીચું જોઈ ઉભો રહ્યો. તેની આંખમાં આંસુનો પ્રવાહ ચાલુ હતો.

**મુકતા**—મહેન્દ્ર! આપ શા માટે રૂદન કરોછો? શું પિતાશ્રીએ આપને કંઇ ઠપકો આપ્યો?

**મહેન્દ્ર**—મુકતા કંઇ નહિ, આજે તને મારા છેલ્લાં પ્રણામ છે, તારા પિતાશ્રીએ મને અહીંથી જલ્દી ચાલ્યા જવાનો હુકમ કર્યો છે. તો હવે મને અહીં એક ઘડી પણ રોકાવું ઘટારત

નથી, પરંતુ જતાં પહેલાં તારી રજા લેવા તને છેલ્લા પ્રણામ કરવાની આશાએ તારી પાસે આવ્યો છું.

**મુકતા**—મહેન્દ્ર! ના ગભરાઓ! પિતાશ્રીએ ગુસ્સામાં આવી જઈ તમોને કંઇ કીધું હશે, પણ આપ તેમાં ખોટું લગાડશો નહિ. હું મારા પિતાશ્રીને પગે પડી, કાલાવાલા કરી આપને અહીંથી નહિ જવાની અરજ કરીશ.

**મહેન્દ્ર**—મુકતા તારૂં બધું કહેવું આ સમય પર નકામું છે, દોલતસિંહ કોઈ પણ રીતે આ વખતે સમજી શકે તેમ નથી. તું ચાહે તેટલા કાલાવાલા કરીશ, તેમાં કંઇપણ વળનાર નથી. ખાલી મારા માટે તારે પણ હેરાન થવું પડશે, હવે તું મારી આશા છોડી દે. મને ભુલી જા. જો ઈશ્વરની ઇચ્છા હશે, તો ફરી કોઈ સમયે મળશું.

**મુકતા**—શું છોડી દઉં? જવા દઉં? ભુલી જાઉં? નાના મહેન્દ્ર! જ્યાં સુધી આ મારા શરીરમાં લોહીનું એક પણ ટીપું છે, બોલવાની શકિત છે; અરે આ જીંદગીના છેલ્લા શ્વાસ સુધી તમોને નહિ ભુલું. ચાલો મહેન્દ્ર ચાલો. આપણે બંન આ સ્થાન છોડી ચાલ્યા જઈએ. આ વતન છોડી ક્યાંય બીજે સ્થળે રહીયે. જ્યાં આપણા બંનેના પ્રેમને જોઈ કોઈપણ ઇર્ષા ન કરે જ્યાં દેવલોક વસ્તા હોય, જ્યાં પ્રેમના ઝરણ ઝરતાં હોય, જ્યાંના લોકો દયાળુ હોય, ત્યાં જઇ સુખી થઇએ. ચાલો મહેન્દ્ર ચાલો! સત્વર અહીંથી રવાના થઇએ.

**મહેન્દ્ર**—મુકતા! મારી સાથે આવવાનું તારૂં કામ નથી. હું જંગલે જંગલ રખડી મારી જીંદગી પુરી કરીશ; ત્યાં તને દુઃખના ડુંગરમાં ભટકાવવા કયાં લઇ જાઉં? લે હવે હું જાઉં છું.



પ્રિયકાન્ત! આવું ના કહો, તરછોડી પ્રિયવર! જાઓમાં,
કયમ દીન ગુજારૂં દોહ્યલા, વ્હાલા! નમેરા થાઓ માં;
સાથે રહીશું સ્નેહથી, સુખ દુઃખને ગણશું નહિ,
લીધી પ્રતિજ્ઞા પાળશું, જીવન સુધી આ જગમહીં.

A 3108—Lakshmi Art, Bombay, 8

હઠ કરીશ નહિ. જો જો, સામેથી એ નીચ રાજસિંહ આવતો જણાય છે.

રાજસિંહનું નામ સાંભળતાં મુકતાની આંખમાંથી આંસુઓનો પ્રવાહ ચાલતો થયો. તેની આંખે અંધારા આવવા લાગ્યા, મસ્તક પણ ફરવા લાગ્યું; અને બોલી મહેંદ્ર! મને છોડી ના જશો, મને નીરાધારને ન રઝળાવશો, હું આપના વિના ઘડીપણ નહિ રહી શકું, હું આપને શરણ છું. એ નીચ રાજસિંહ મારી ઇજ્જતને એબ લગાડશે મને તે સતાવશે એટલા માટે કહું છું કે આપ મને મૂકી નિર્દય બની ચાલ્યા ન જશો. આટલું બોલતાં તો તેનું શરીર પણ તેના કાબુમાં ન રહ્યું. તે બેભાન થઇ જમીન પર પડી. મહેંદ્ર તરતજ જમીનપર બેસી ગયો. મુકતાનું મસ્તક પોતાના ખોળામાં લીધું અને શાન્તીના બોલ કહેવા લાગ્યો. એટલામાં રાજસિંહ તથા ગુલાબરાય આવી પહોંચ્યા. મહેન્દ્રના ખોળામાં મુકતાને જોઈ રાજસિંહ ગાજી ઉઠયો, અને બોલ્યો કે નાદાન છોકરા! હવે તારૂં મોત માથે ભમે છે, તરત રાજસિંહે મ્યાનમાંથી તલવાર કાઢી, અને બોલ્યો, સિપાઈઓ શું જોઈ રહ્યા છો? આ ગુમાની બાળકને ધકકો મારી આપણા રાજ્યમાં લઈ ચાલો. અત્યાર સુધી ચુપ બેઠેલો મહેંદ્ર તરતજ બેઠો થયો મુકતા પણ શુદ્ધિમાં આવી હતી. રાજસિંહ તરફ જોઇ મહેંદ્ર બોલ્યો.

રાજકુમાર! હદમાં રહો, મુખમાંથી નીકળતા ઝેરી શબ્દને અટકાવો, નહિતર તે જીભ્હા અત્યારે અહિં ખેંચાય જશે. માટે મહેરબાની કરીને કહું છું કે આપ એક પણ શબ્દ બોલ્યા સિવાય સીધાઓ. દુઃખીને વધારે દુઃખ ન આપો. આ વાતથી રાજસિંહ એકદમ ઉશ્કેરાય ગયો, તરતજ તેણે પોતાના માણસોને હુકમ કર્યો કે મહેંદ્રને એકદમ પકડી લ્યો. હાથમાં લોખંડની

બેડીઓ નાખો. હુકમ થતાં તરતજ સિપાઈઓ ચોપાસ ફરી વળ્યા, અને મહેંદ્રને પકડી લીધો.

હથીઆર વિનાનો મહેંદ્ર શું કરે? થોડી ખેંચતાણ કરી આખરે બંધનમાં બંધાઈ ચુકયો. સિપાઈઓ તેને ધકકા મારતાં આગળ લઈ ચાલ્યા, ગુલાબરાય તથા રાજસિંહ તેની પાછળ ચાલતા થયા.

મુકતા, દીર્ઘ નિશ્વાસ નાખી મુર્છા ખાઇ ત્યાં ઢળી પડી.

"લાખો ઉપાયો સૌ કરો, ધાર્યું પ્રભુનું થાય છે,
"સ્નેહિ મટી વેરી બને, કુદરત જ્યાં પલટાય છે;
"વિધી તણા જે લેખ તે, ટાળ્યા કદી ટળશે નહિ,
"કર્મે લખેલું સાંપડે, ભાવિ કદી ફરશે નહિ.



## પ્રકરણ ૨ જું

# નરેન્દ્રનાથનો રાજ્યમહેલ.

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदन तापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते श्रुतेन शीलेन कुलेन कर्मणा ॥

જેમ કસોટી પર ઘસવાથી, કાપવાથી, અગ્નિમાં તપાવવાથી, અને હથોડાવની ટીપવાથી આમ ચાર પ્રકારે સોનાની પરીક્ષા થાય છે; તેવીજ રીતે શાસ્ત્રાભ્યાસથી, સ્વભાવથી કુળ અને કર્મ ઉપરથી, એમ ચારે પ્રકારે પુરૂષની પણ પરીક્ષા થાય છે. ચાણક્ય.

" ગુણ કર્મને આચારથી, પરિક્ષા મનુષ્યની થાય છે,
" કુળ, ધર્મ શાસ્ત્રઅભ્યાસથી, સજ્જન પુરૂષથી પરખાય છે;
" ગંભીર, ગુણીયલ જ્ઞાનવંતા, જગતમાં વખણાય છે,
" આડંબરી, અભિમાનીયો, બહુ વિશ્વમાં નિંદાય છે.

મણીપુરના મહારાજા નરેંદ્રનાથ અત્યારે પોતાના વિલાસ ભુવનમાં બેઠેલા હતા. પાસે એક સુંદર સ્ત્રી બેઠેલી હતી; તે નરેંદ્રનાથની ધર્મપત્ની હતી.

**નરેન્દ્રનાથ**—દેવી! હવે આપણે શું કરશું? કુમાર લગ્ન કરવાની ના પાડે છે, ઘણા દેશના માંગા આવે છે, પણ નિરૂપાયે એ સર્વે માંગા પાછા ફેરવવા પડે છે, હું નથી સમજી શકતો કે રાજકુમાર લગ્ન કરવાની શા માટે ના પાડે છે? આજે તે શિકાર પરથી આવે ત્યારે તુંજ તેને પુછી જોજે, હવે તો જેમ બને તેમ કુમારના લગ્ન જલદી કરવાં જોઇએ; નહિતર બીજા રાજ્યમાં આપણી હાંસી થશે કે કુમાર મોટો થયો, છતાં તેનાં લગ્ન શા માટે નહિ થતાં હોય?

**રાણી**--તેને કોઈ કુંવરી પસંદ નહિ આવતી હોય? નહિ-તર તે લગ્નની શા માટે ના પાડે? લગ્ન કરવાની કોને ઉમ્મેદ ન હોય? એટલામાં ત્યાં ગોરદેવતા પધાર્યા. તેને જોઈ રાણી અંદર ગયાં. ગોર આસનપર બેસતાની સાથેજ બોલી ઉડયા: મહારાજ! આજે હું આપની પાસે એક વાત જણાવવા આવેલ છું, જો આપની ઈચ્છા હોય તો જણાવું.

**નરેન્દ્ર**--ખુશીથી જણાવો રાજગોર! અહીં આપને સવ વાતે છુટ છે. જે કહેવું હોય તે ખુલ્લા દીલે કહો.

મહારાજા નરેન્દ્રનાથ ઘણી વખત રાજગોરની સલાહ રાજ્ય કામમાં લેતા હતા.

**રાજગોર**—મહારાજ! રાજ્ય પરીવારની કીર્તી મેળવવા માટે આપણે હવે રાજકુમારનાં લગ્ન જલદી કરી નાખવાં જોઇએ.

**નરેન્દ્ર**—ગોર! શું કરીએ? કુમાર લગ્ન કરવાની ના પાડે છે, તેથી મોટા રાજયનાં માંગા પણ મારે પાછા કાઢવા પડયા. કદાચ કુમારને વધારે દબાવી લગ્નની હા ભણાવીયે, તો પછી દુર દેશમાં ચાલ્યો જાય તો પાછળ અમારી શા દશા?

**ગોર**--મહારાજ! આ માટે આપ બે ફીકર રહો. ગઈ કાલે સવારનાજ કુમાર મારે ત્યાં આવેલ હતા. તેમણે પોતાની ઈચ્છા મને જણાવી છે. અને તેથીજ અહીં આવવું પડયું છે.

**નરેન્દ્ર**--શું કુમારે લગ્ન કરવાની ઈચ્છા જણાવી છે?

**ગોર**—જી, હા; કુમારે પોતાના લગ્ન કરવાની મરજી મારી પાસે જણાવી છે; પરંતુ કુમારને શંકા છે કે આપ એ વાતનો કદાચ અનાદર કરશો. તેણે પોતાની ઇચ્છા પ્રમાણે લગ્ન કરવાની

ઉમેદ જણાવી છે; તેમજ પોતાને મન માનતી કન્યા સાથેજ લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરી છે.

નરેન્દ્ર—હા પણ એની મન માનતી કન્યા કોણ છે વારૂ?

ગોર—દોલતસીંહની કન્યા!

આ વાત સાંભળતાજ મહારાજની આંખ લાલ થઈ, આંખના ભવાં અધર ચડી ગયા. ગુસ્સામાં આવી જઇ ગોર પ્રત્યે બોલ્યા. રાજ-ગોર! આ વાત અત્યારે તમે મને કરી, કદાચ બીજા કોઇએ કરી હોત, તો હું અવશ્ય તેને શિક્ષા કરત. કયાં મણીપુરનું રાજવંશ, અને કયાં સામાન્ય દોલતસિંહ! કયાં સિંહ અને કયાં ઘેટું! મને અજાયબી થાય છે, કે તમારા જેવા સમજદાર રાજ્યગોરે આ વાત પર લક્ષ આપ્યું! રાજગોર પ્રથમથીજ નરેન્દ્રનાથનો સ્વભાવ જાણુતા હતા; કે આ વાતથી મહારાજ ગુસ્સે તો થશે, પરંતુ કુમારે મને કીધું હતું; જેથી મારે જણાવ્યા સિવાય છુટકો ન હતો; હજુ એ બોલ કહી સમજાવું માને તો ઠીક; આમાં તો આપણું પણ કામ થાય તેમ છે. કુમાર તરફથી સારૂં ઇનામ મળવાની આશા છે, આમ વિચારી નરેન્દ્રને કહ્યું.

ગોર—મહારાજ ! આપનું કહેવું ખરૂં છે, કે દોલ-તસિંહ તમારા રાજ્ય પાસે કોઈ ગણુત્રીમાં નથી, છતાં પણ આપે એક બે વાતમાં ખાસ ધ્યાન આપવા જેવું છે. જો આપની ઇચ્છા હોય તો તેનો ખુલાસો કરૂં, પછી જેવી આપની મરજી. ક્રોધાવેશને દબાવી મહારાજ બોલ્યા! ગોર! તમારે જે હકીકત મને જણાવવી હોય તે જણાવો.

ગોર—સર્વ કોઇ જાણે છે કે દોલતસિંહ હાલ ઘણી દરિદ્ર અવસ્થામાં છે; છતાં પણ આપ જાણુતા નથી કે તે ચીતોડગઢના

રાજ્યવંશનો છે? અત્યારે તે કંગાળ હાલતમાં છે, છતાં તે રાજ્યવંશી તો ખરોને?

**નરેન્દ્ર**–ભલે કદાચ તેમ હોય, તો પણ મારે કેટલાક રાજ્ય પાસે નીચું જોવું પડે! મેં ઘણા મોટા રાજયના માંગા પણ સ્વીકાર્યાં નથી. તે કોઈની પુત્રી સાથે કુમારના લગ્ન નહિ કરતાં આખર એક અદના દોલતસિંહની પુત્રી સાથે લગ્ન થાય તો મારે નીચું જોવા જેવું ખરૂં ને? આ વાતમાં મારી લેશ પણ મરજી નથી.

**ગોર**–મહારાજ! જો દોલતસિંહ, ચીતોડના રાજયવંશનો છે, તો પછી આ વાતમાં આપને શરમાવા જેવું છે નહિ, તેમ છતાં એક બીજી વાત પર પણ આપને લક્ષ આપવાનું છે. આપ આ બાબતમાં ના પાડશો, જેથી કુમાર બીજી રાજય કુંવરી સાથે લગ્ન કરવાની ના પાડશે. જેથી આપનો રાજયવંશ લોપ થવાનો સંભવ છે. આ દુ:ખદાયક બનાવ બને, એમાં તો કંઈ શંકા નથી. વળી રાજકુમારે મારી પાસે પ્રતિજ્ઞા કરી છે કે જો લગ્ન કરૂં તો દોલતસિંહનીજ પુત્રી સાથે; તે સિવાય હું લગ્ન નહિજ કરૂં. તો હવે તે બીજા કોઇ પણ રાજયની કુંવરી સાથે લગ્ન કરે, એમ જણાતું નથી.

મહારાજ આ વાત સાંભળી ઉંડા વિચારમાં પડયા. ગોરની દરેક વાતપર તેમણે તર્ક વિતર્ક કર્યો. થોડીવાર પછી જવાબ આપ્યો, કે રાજ્યગોર! આ બાબતમાં હાલ તો હું તેનો કાંઈપણ ખુલાસો આપી શકતો નથી. મને ચોક્કસ લાગે છે કે આ ન્યાયી રાજ્યને તથા મારા આ ઉચ્ચ કુળને કુમાર કલંક લગાડશે.

એટલામાં મહેંદ્રને લઇ રાજસિંહ ઉપર આવ્યો. કુમારને જોઈ મહારાજાએ પુછયું. રાજયસિંહ! નીચે શું ગડબડ છે?

**રાજસિંહ**—પિતાશ્રી શું કહું? આપ જેવા સમર્થ રાજા હોવા છતાં જેઓ પગના જોડા ઉપાડવા લાયક નથી, તેવા

માણસોના હાથે મારે અપમાન સહન કરવું પડે છે. તો પછી આ જીંદગી શા કામની? આમ કહી રાજકુમાર નીચું જોઈ ઉભો રહ્યો.

ગોર—કુમાર શું છે? આટલા ગુસ્સામાં કેમ છો? કોણે આપનું અપમાન કર્યું? તે બધી હકીકત આપના પિતાશ્રીને જણાવો એટલે તે બરાબર શિક્ષા કરશે.

રાજસિંહ—હું શું કહું? મને કહેતાં શરમ આવે છે, બધી બીના તમો ગુલાબરાયને પુછો. એટલામાં ગુલાબરાય મહેન્દ્રને લઇ ઉપર આવ્યો.

નરેન્દ્ર—કેમ ગુલાબરાય! આ બધું શું છે?

ગુલાબરાય—શું કહું મહારાજ! હું તથા કુમાર ફરવા ગયા હતા, અમો નદી કીનારે બેઠા હતા. તેવામાં આ ગર્વિષ્ટ બાળક આવી ચડયો. અમો જે વાત કરતા હતા, તે સાંભળી આ બાળક ક્રોધમાં આવી જઈ કુમારને જેમ તેમ બોલવા લાગ્યો. કુમારે તેને કહ્યું. અમારી વાતમાં તું વચ્ચે બોલનાર કોણ છે? ચાલ્યો જા અહીંથી, નહિતર ખાલી હેરાન થશે. એટલામાં બાળક એકદમ ઉશ્કેરાઈ ગયો, અને મ્યાનમાંથી તલવાર બહાર કાઢી કુમાર પર પ્રહાર કરવા જતો હતો, પણ મેં તરતજ તેનો હાથ પકડી લીધો. આ બનાવ જોઇ સિપાઇઓ પણ આવી પહોંચ્યા. અને આ ગુમાની બાળકને પકડી આપની સમક્ષ હાજર કર્યો છે. હું તો જે બન્યું, તે સાચે સાચું કહું છું.

નરેન્દ્ર—તમો શું વાત કરતા હતા? જેથી આ બાળકને ઉશ્કેરવાનું કારણ મળ્યું?

ગુલાબરાય—અમો દોલતસિંહની પુત્રી વિષે વાત કરતા હતા. મહારાજ! આ ગુમાની બાળક દેખાવ પરથી તો આપને ગરીબ લાગતો હશે, પણ અંદરથી મહાન ઝેરી છે.

નરેન્દ્ર—વારૂ! તેનો કાલે ઈન્સાફ થશે, અત્યારે તેને કોટડીમાં પુરી રાખો. આટલું કહી મહારાજા ચાલ્યા ગયા. મહેન્દ્ર આ સમયે બોલ્યો નહિ, તે તો ગુલાબરાય તરફ જોઈ રહ્યા હતો કે શું તેની ખોટી વાતો, શું તેનો ગરીબ સ્વાર્થી હાવ ભાવ! શું રાજ્યમાં આવાજ માણસો વસ્તા હશે? એજ વિચારમાં તે હીક્મુઢ બની ગયો હતો.

મહારાજ ગયા પછી રાજસિંહે સિપાઇઓને કંઈ ખાનગી વાત કરી, જેથી સિપાઇઓ તરતજ મહેન્દ્રને લઈ ચાલતા થયા. ગુલાબરાય તથા રાજસિંહ પણ પોતાનું ધાર્યું સિદ્ધ થયું માટે બંને મલકાતા હતા.; કે ઠીક આજે લાગ મળ્યો, પિતાશ્રીએ તો મહેન્દ્રને કોટડીમાં પુરવા હુકમ કર્યો, પણ મેં સિપાઈઓને સમજાવેલ છે કે તેને ભયંકરમાં ભયંકર જે જંગલમાં જેલ આવેલી છે, તેમાં કેદ કરો કે જે જોતાંજ મરણને શરણ થાય.

સિપાઈઓ રાજસિંહના કહેવા પ્રમાણે ઘણે દૂર જંગલમાં આવેલી જેલમાં મહેન્દ્રને લઇ ગયા. આ જેલખાનું ભયાનક દીસતું હતું. મનુષ્યની આવ જાવ ન હતી. આ જેલમાં મહેન્દ્રને પુરી સિપાઈઓ રવાના થયા મહેન્દ્રને જેલમાં આવતાની સાથ તેના મનમાં અનેક વિચાર થયા કે આ બધા કારસ્થાન નીચ ગુલાબરાય તથા રાજસિંહનાં છે, મહારાજ તો દયાળુ જણાતા હતા. છતાં પણ તેણે મને આવા કરપીણ જેલખાનામાં પુરવાનો શા માટે હુકમ કર્યો હશે? મહેન્દ્રની આંખે અંધકાર છવાયો જેલખાનામાં પણ ભયંકર અંધકાર જણાતો હતો. દિવસે પણ એક બીજા પાસે ઉભા હોય, તો જોઇ શકાય તેમ ન હતું. ફરી તે મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે જીંદગીનો અંત અહીંજ આવશે, આ દુનિયામાં પ્રથમ આશરો મેં દોલતસિંહનો લીધો, પછી બીજો આશરો આ જેલનો લઉં છું.

મહારાજ નરેન્દ્રનાથ ધર્મિષ્ટ તથા દયાળુ હતા, પણ તેમનામાં એક રોષ હતો, અને તે એજ કે તેઓ સ્વભાવે ગર્વિષ્ટ હતા, કોઈ વાતમાં અંગત ધ્યાનથી તપાસ કરતા નહોતા જ્યારે મહેન્દ્રને અંધકારમય ભયાનક કારાગૃહમાં પુરવામાં આવ્યો, ત્યારે પ્રથમ તે તે કંઈ જોઇ શકયો નહિ. પછી તેને થોડીવારે જણાયું કે આ જેલખાનું જમીનથી ઘણું નીચું છે એમ તેને ભાસ થયો તેમાં ઉજાસ માટે ફકત એક જાળીયું નાખેલ હતું, તે સિવાય કોઇ પણ જગ્યાએથી પવન પણ સંચરી ન શકે એમ હતું મહેન્દ્ર નિહાળી નિહાળી ચોપાસ જોવા લાગ્યો, એટલામાં ચામા ચીડીયાના અવાજ સંભળાયા. તથા ચોતરફ ઉંદરો જોવામાં આવ્યા મહેન્દ્ર શાન્તી લેવા નીચે જમીન પર બેસી ગયો, બેસતાંજ તેના હાથમાં હાડકાના કકડા આવ્યા. તે હાથમાં લઈ જોવા લાગ્યો, તો જોઈ શકયો કે આ મનુષ્યનાજ હાડકા જણાય છે. ખરેખર આમાં અનેક માણસોનો નાશ થયો હોય એમ જણાય છે. જેલખાનું પણ એવી રીતે બાંધવામાં આવ્યું હતું કે એક સાથે હજાર માણસો બુમ પાડે, તો પણ એક શબ્દ સાંભળી શકાય તેમ ન હતું. તેમાં ખરાબ દુર્ગંધ મારતી હતી. નર્કની ખાણમાં કેમ જાણે મહેન્દ્રને ફેંકી દીધો હોય તેમ તેને જણાયું. થોડીવાર તો તે જમીનપર બેઠો, પછી તે ચોતરફ તપાસવા લાગ્યો. તેટલામાં તો સામેનાજ ખુણામાં એક હાડપીંજર તેને દેખાયું. મહેન્દ્ર તે જોતાંજ ભયભીત થયો ભયંકર બીક તેના હૃદયમાં ભાસવા લાગી. અત્યાર સુધી નાસી જવાનો તેના હૃદયમાં લેશ માત્ર વિચાર ન હતો, પણ હવે તેણે દૃઢ નિશ્ચય કર્યો કે કોઇપણ રસ્તે જેલખાનામાંથી નાસી જવું, તે આસ્તે આસ્તે દરવાજાની નજીક ગયો, અને દરવાજો ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ઘણું બળ અજમાવી જોયું; પરંતુ આખર નિરાશ થઇ દરવાજાને જોરથી લાત મારવા લાગ્યો. છતાં તેનું કંઇ વળ્યું

નહિ. નિરાશ થઈ તે પાછો ત્યાંજ જમીનપર બેસી ગયો, અને ભીંતોપર હાથ ફેરવવા લાગ્યો, ભીંતો તદ્દન સાબીત હતી, અંતે તેણે ઉપર ચડવાનો નિશ્ચય કર્યો,. પરંતુ બહાર કોઈ રસ્તે નીકળવાની આશા સફળ થઈ નહિ. આખર બધી વાતથી નિરાશ થઈ તે કપાળપર હાથ પછાડતો વિચાર કરવા લાગ્યો. તેની મતી મુંઝાઇ ગઇ, હવે શું કરવું ? તેની કંઇ તેને ગામ પડી નહિ, અત્યાર સુધી તે મહારાજ નરેન્દ્રનાથ ને દયાળુ સમજતો હતો; પરંતુ હવે તેને એમ સમજાયું કે નરેન્દ્રનાથ જેવો કોઇ દુષ્ટ અને દયાહીણ પ્રજા પીડીત રાજા ભાગ્યેજ દુનિયામાં કોઈકિજ હશે, અરે ! નિરપરાધીને કારાગ્રહમાં નાખનાર નરેન્દ્રનાથ તને લાખો વાર ધિક્કાર છે.

રાત્રી પડી, તે ભયંકર જેલખાનામાં અંધકાર છવાઇ રહ્યો, મહેન્દ્રને જણાયું કે આ સંસારમાં મારૂં હવે કોઇ નથી. મનુષ્ય જાતી સમસ્ત નાશ પામી છે. તમામ સૃષ્ટિ નિસ્તેજ થઈ છે. તેને એમજ જણાયું કે આ જેલખાનામાં ભુત, પીશાચોની પણ વસ્તી હોવી જોઈએ. એટલામાં તેને ચોમેર વીંટી ભુતો નાચતા જણાયા. આ જોઇ મહેન્દ્રના દીલમાં જોરથી બીકનો સંચાર થયો હમણા હૃદય અટકી જશે, એમ તેને થવા લાગ્યું. તે મનમાં શાન્તિ મેળવવા લાગ્યો; પણ તે મળી નહી. પછી તે જમીનપર આડો થઈ સુતો. નેત્રો બંધ કરવા જતો હતો; એટલામાં જેલમાંથી સામેના ખુણાનો ભાગ ખુલ્લો થતો જણાયો, અંદર પવન તથા અજવાસનો સંચાર થયો તેને અંધકારમાં અજવાળું જણાયું. કોઈ પણ આકૃતિ અંદર આવી હોય એમ તેણે જોયું. આ બનાવ જોતાંજ મહેન્દ્રના હાંજાજ ગગડી ગયા. શું તે મારો ભક્ષ કરવા અંદર આવેલ હશે ? એટલામાં તો ત્યાં એક યોગીણી આવી ઉભી. મહેન્દ્ર એકી નજરથી તેના સામું જોઈ રહયો. તે કંઇક બોલવા જતો હતો, પણ તેના હોઠ બીકથી સીવાઇ ગયા હતા,

જેથી તે બોલી શકયો નહિ, આખર મહા મહેનતે બોલ્યો કે આપ કોણ છો?

આ પ્રશ્ન સાંભળી રમણી નાક પર આંગળી મુકી બોલી કે ચુપ.! એક પણ શબ્દ બોલશો નહિ. હવે જો ફરી બોલશો, તો અહીંથી છુટવાના દરવાજા બંધ થશે. માટે કંઇ પણ બોલ્યા સિવાય મારી પાછળ ચાલ્યા આવશો, તો અહીંથી તમારો છુટકારો કરી આપીશ.

મહેન્દ્ર—આહા! શું મારો અહીંથી આપ છુટકારો કરશો? શું આપ સ્વર્ગની દેવી છો? શુ તમો મને મુકત કરવા સ્વર્ગમાંથી ઉતરી આવ્યા છો? કહો કહો! ઓ દેવી તમોને અહીં કોણે મોકલ્યા બોલો? દયાની દેવી બોલો!

યોગીણી—જુઓ હું ફરીથી કહું છું કે પુછવાની વાત છોડીદો, અને અહીંથી છુટવાની કોશીશ કરો. તમને દુઃખી જોઇ મને દયા આવે છે, પણ આ જગ્યા બોલવાની નથી, તેમ પ્રશ્ન પુછવાની નથી.

મહેન્દ્ર—પરંતુ આપ કોણ છો? તે કૃપા કરીને.........

યોગીણી—વળી પાછો એનો એજ પ્રશ્ન, મેં તમને પ્રથમથીજ જણાવ્યું છે કે જો એક પણ વાત પુછશો; તો છુટવાનો દરવાજો બંધ થઇ જશે. આટલું કહી તે યોગીણી પાછી જવા લાગી.

મહેન્દ્ર પસ્તાવા લાગ્યો, કે મેં હાથે કરીને મુર્ખાઈ કરી. તે દેવી મારો છુટકારો કરવા આવી હતી, તેણે પ્રથમથીજ મને બોલવાની ના કહી હતી, છતાં મેં પુછવાની હઠ પકડી, જેથી તે ગુસ્સે થઇ ચાલ્યા ગયાં. તે તેની પાછળ જોઈ રહ્યો; એટલામાં ફરી તે યોગીણીના વિચાર બદલાયા હોય માટે પાછા ફર્યાં, અને

બોલ્યા નાના! હું તમને છોડાવ્યા સિવાય નહિ જાઉં, આ કરપીરણ જેલખાનામાં પિશાચો તમારી કોમળ કાયાનો કોળીયો કરી જશે, માટે હું ફરીથી કહું છું કે હવે એક પણ શબ્દ ફરી નહિ બોલતાં મારી પાછળ આવો, તે રમણીનું બોલવું દયાળુ અને કોમળ હતું, મહેન્દ્ર પુતળાની માફક તેની પાછળ ચાલવા લાગ્યો. તે યોગીણી અનેક આડા અવળા ખંડો ઓળંગી એક વિશાળ ખંડના દરવાજા પાસે આવી ઉભા રહ્યા. તેને જોતાંજ મહેન્દ્રના હૃદયમાં ચેતન આવ્યું હોય તેમ જણાયું, ખંડમાં શીતળ પવન ફરફરતો હતો, ને તે જોઈ શકયો કે રાત્રીયે સર્વને ગાઢ નિદ્રામાં નાખેલ છે. તે યોગીણી બોલી અહીંથી આગળ હું તમારી સાથે આવી શકું તેમ નથી. જુઓ આ સામે દેખાય તે રસ્તો છે. તમે ત્યાંથી રવાના થાઓ.

**મહેન્દ્ર**--દેવી! ખરેખર આપ દયાળુ છો, દુઃખીને મદદ કર્તા છો.

**યોગીણી** –ચુપ! આ જેલખાનામાં તમને શામાટે પુરવામાં આવ્યા? શું તમે કંઇ ગુન્હો કર્યો છે?

**મહેન્દ્ર**—નહિ માતા! હું નિર્દોષ છું. આટલું કહી મહેન્દ્રે સવ વાત જણાવી દીધી.

સર્વ વાત સાંભળ્યા પછી તે યોગીણી બોલી, હવે વધારે વાર તમારે અહીં રહેવું વ્યાજબી નથી. આ રાજ્યના પ્રપંચથી તું અજાણ છે. આ રાજ્યના કાવાદાવાથી મને પણ ઠોકર વાગી છે, કે જે ઠોકર હજુ પણ હું ભોગવું છુ, જા, વિલંબ ન કર, આ રાજ્યની હદ છોડી ચાલ્યો જા. જ્યાં તારા જીવને કોઈ નુકશાન ન કરે, તને નિરાધાર જોઈ તારી કોઇ ચર્ચા ન કરે. એવા દેશમાં જા કે જ્યાંના લોકો દયાળુ હોય, જ્યાં અદલ ન્યાય

પ્રજાને મળતો હોય, જ્યાં દયાના કીરણો પડતા હોય જ્યાં પક્ષપાત ન હોય, જ્યાં એ નીચ ગુલાબરાય તથા રાજસિંહ આવી ન શકે ત્યાં જા, અને સુખી થા, ફરીને એના હાથમાં ન સપડાઈ જા; તેની ખાસ સંભાળ રાખજે. જા વિલંબ ન કર, નહિતર કોઈ આવી ચડશે.

મહેન્દ્રે કદી ન અનુભવેલો અનુભવ આ પહેલ વહેલોજ અનુભવ્યો. આ દેવીના દયાળુ બોલ સાંભળી ગદ્ગદીત થઈ ગયો, આંખમાં નીર ભરાય આવ્યું, આંસુ લુછતો તે બોલ્યો દેવી! હું નિરાધાર છું. આ જગતમાં મારૂં કોઈ નથી હું કયાં જાઉં? કોનો આશરો લઉં? આપ દયાની દેવી છો! આપ વિના આ અવનિપર મારા તરફ કોઇપણ દયાની નજરથી જુએ તેમ હું ધારતો નથી. મેં રસ્તો પણ જોયા નથી, કે કયે રસ્તે જાઉં? માતા! મારાપર દયા કરો, મને આપનીજ સાથે રાખો, હું આપની સેવા કરી મારી જીંદગી પુરી કરીશ. આટલું સાંભળતાં તે યોગીણીની આંખમાંથી આંસુનો પ્રવાહ ટપકવા લાગ્યો. શું મારા જીગરનો ટુકડો નીરાધાર! ના ના કોણ કહે છે? શું હું તેની..............આટલું કહેતાં તે અટકી, આગળ બોલી શકી નહિ, જ્યાં સુધી મારે માથેથી કાળુ કલંક દૂર નથી થયું, ત્યાં સુધી આ વાત મારે મનમાંજ રાખવી. અત્યારે મહેન્દ્રને આ વાત જણાવીશ, તો તે સર્વે બીના મને પૂછશે. હું નિર્દોષ છું, તે સાબીત શીરીતે કરી બતાવીશ? તે બિચારાને જરાપણ ખબર નથી કે હું કોણ છું. ફરી તે મહેન્દ્ર તરફ રહીને બોલી! મહેન્દ્ર, તમો નિરાધાર છો, પરંતુ નિરાધારનો આધાર છેવટે પરમાત્મા હોય છે. જરૂર તે દયાળુ કીરતાર તમારી દયા ખાશે, જાઓ હવે ખોટી ન થાઓ. પ્રભુ તમારૂં કલ્યાણ કરે. આટલું બોલતા તેની છાતી ભરાય આવી, તે બોલતી અટકી પડી, નેત્રોમાંથી પ્રેમના બિંદુ જમીનપર પટકવા

લાગ્યા, મહેન્દ્ર તે જોઇ જશે, તો કંઇક પૂછશે એટલા માટે તે પાછું જોઈ ઉભી રહી, અને બોલી, જાઓ મહેન્દ્ર જાઓ, પરમાત્મા તમને જ્યાં લઇ જાય ત્યાં જાઓ, જ્યાં તમારૂં નશીબ લઈ જાય ત્યાં જાઓ, મારા અંતઃકરણનો આશીર્વાદ છે કે પ્રભુ તમારો મદદગાર થાય, આટલું કહી તે ત્યાંથી ચાલતી થઈ. તેની વાત કરવાની ઢબ જોઈ મહેન્દ્ર અજાયબ થયો તેણે કદી પણ ન અનુભવેલી. એક પ્રકારના સબંધની દિવ્ય લાગણી અનુભવી, શું તે દેવીના શબ્દમાં મીઠાશ, દયા, કોમળતા, ખરેખર ! એ બોલમાં અમીમય ઝરણ ઝરતાં હતા. માતપીતા વિનાનો નિરાધાર મહેન્દ્ર વિચાર કરવા લાગ્યો; કે એ દેવી કોણ હશે ? શું મારા પ્રત્યે તેની સ્નેહ લાગણી ! જાણે એક જાતનો નિકટ સબંધ હોય એમ તેને જણાયું.

દુનિયામાં માતા પણ પોતાના પુત્રપર આટલો પ્રેમ નહિ રાખતી હોય, એટલો પ્રેમ એની આંખમાં જણાયો, તે યોગીણી ત્યાંથી ઘણે દૂર ચાલી ગઇ હતી, છતાં પણ મહેન્દ્રની નજરે તેની છબી તરવા લાગી. તે બોલ્યો નહિ ભુલું, મારા મરણ સમયે પણ તમારી દયાની લાગણી નહિ ભુલું. સુતા, બેસતા, કે ઉઠતા હરવખત તમારી પવિત્ર છબીને હવે હું કદી નહિ વિસરૂં, શું હવે ફરી તેનો મીલાપ નહિ થાય ? અરેરે ! એ દયાની મૂર્તિ ! દયાની દેવી કોણ હશે? આમ વિચાર કરતો કરતો મહેન્દ્ર જ્યાં સુધી એની રમણીપર નજર પડે, ત્યાં સુધી તે ત્યાંજ ઉભો રહ્યો. જ્યારે એ દેખાતી બંધ થઇ ત્યારે નિરાશ થઇ તેણે જંગલનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૩ જું.

# ચંદ્રપ્રભાનો ખાનગી નિવાસ.

यद भाविनतद्भावि भावि चेन्न तदन्यथा ?

इतिचिंताविषघ्नोऽयमगदः किन्न पीयते ॥

જે બનનાર હોય છે, તે કદી મિથ્યા થતુંજ નથી, તેમ જે બનવાનું નથી, તે કદી બનનાર નથી. માટે સજ્જન પુરૂષે દુઃખને સમયે શાંતિ રૂપી ઔષધ પીવું જોઇએ.

,, મેં આ કર્યું હું આ કરીશ, એમ માનવી મિથ્યા બકે,
,, પણ શ્રી હરિની સહાયવિણ, ધાર્યું કદી નવ થઈ શકે;
,, શુભ કાર્ય કે સૌ કર્મનો, કર્તા જગતનો તાત છે,
,, સુખદુઃખ કે વિજયતણી, બાજી પ્રભુને હાથ છે.

અયોધ્યામાં ઘેર ઘેર આનંદ ઓચ્છવ થઈ રહ્યો, હતો. કારણ રામચંદ્ર રાજ્ય ગાદી પર બીરાજનાર હતા, છતાં આજ સમય પર કેકૈયે દશરથ પાસે વચન માંગી રામચંદ્રને વનવાસ મોકલાવવા, એ શું ભાવિનો ભેદ નહિ ? શંકર પાસે વરદાન માંગી ભીષ્માસુરે ભસ્મકંકણ શંકરને બાળવા માટેજ મેળવ્યું, છતાં દેવી પાર્વતીજીની અગમ્ય ચાતુરીથી તેજ ભસ્મકંકણથી ભસ્માસુરનું ભસ્મ થવું એ શું ભાવિનો ભેદ નહિ ? તેવીજ રીતે મહેન્દ્ર અનેક કષ્ટોને સહન કરતો ચંદ્રપ્રભા પાસે આવ્યો, તો ત્યાં પણ જળમાંથી અગ્નિ પ્રગટી એ શું ભાવિનો ભેદ નહિ ? ખરેખર ભાવિને રોકવા મનુષ્ય અસમર્થ છે.

મહેન્દ્ર દેવીથી છુટા પડયા પછી અનેક પહાડો તથા વીકટ રસ્તામાં અથડાવા લાગ્યો. ભુખ લાગતી તો જંગલના ફળ ખાતો તથા તૃષા લાગતી તો પહાડોમાં વહેતા ઝરણુમાંથી પાણી પી દુઃખી દિવસ ગુજારવા લાગ્યો. ઘણો લાંબો પંથ કાપ્યા પછી એક સુંદર સ્થાન તેની નજરે પડયું. ત્યાં એક સુંદર સરોવર બાંધવામાં આવેલ હતું, સરોવરની આજુબાજુ સુંદર વૃક્ષો ઉગેલા હતા. સંધ્યા સમય થવા આવ્યો હતો. આકાશનો નીલરંગ સરોવરમાં પડતો હતો. તેની પર કુસમ છાયા ડોલતી હતી. જાણે સરોવરની અંદર કોઇએ કુસુમ પરીધાન કર્યું હોય એમ જણાતું હતું. સરોવરની ચોપાસ આરસપહાણના પગથીયા બાંધેલા હતા. ત્યાંથી થોડે છેટે અશોકના ઝાડો ડોલતા હતા. તે વૃક્ષની નીચે બેઠા ઘાટનું સુંદર મકાન બાંધેલું હતું, સુર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. મહેન્દ્ર આ સમયે તળાવની પાળપર બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. મુકતાની છબી તેના હૃદય સમક્ષ તરવા લાગી. નાનપણના દિવસ સાંભરી આવ્યા. મુકતાએ નદી કિનારે પુષ્પની માળા મને પહેરાવી, રાજસિંહનું આવવું, દોલતસિહનું ગુસ્સે થવું વિગેરે અનેક વિચારો તેને થવા લાગ્યા, તે ફરી બબડયો.

શું મુકતાના લગ્ન રાજસીંહ સાથે થયા હશે? શું બાળ સ્નેહી મુક્તા મને ભુલી ગઈ હશે? હા પ્રભુ! મારા માટે એક પણ સ્થાન તેં નીર્માણ નથી કર્યું કે જેથી થોડીવાર પણ મને શાન્તી મળે, આવા અનેક વિચાર વીંછીની માફક મહેન્દ્રને ડંસવા લાગ્યા.

થોડીવાર પછી સુર્ય નારાયણ પણ નભ મંડળમાં છુપાઇ ગયા, તેટલામાં સામેના મકાનમાંથી સુંદર સંગીત મહેન્દ્રના કાન પર અથડાયું.

ચંદ્રપ્રભા

કરમાય જતી મમ દેહ કળી
દેહકળી, બહુ રસ ભરી--ટેક
જળ બિના જયમ સુની સરિતા,
કાન્ત ! વિના ત્યમ માનો વનિતા,
નયણે નિંદ ન આવે જરી--

* * *

વિચારમાં ગોથા ખાતો મહેન્દ્ર એકદમ ચમકી ઉઠયો, અને ચોતરફ નજર ફેરવવા લાગ્યો. બરાબર નજર કરતાં તેને જણાવ્યું કે આ સંગીત સામેના જ મકાનમાંથી સંભળાય છે. વીણાનો સુર સ્પષ્ટ જણાયો. સો કોકીલાના એક સાથે થતા ટૌકારની માફક તે સંગીત આકાશ ભેદી તરવા લાગ્યું. તે ઉજ્જડ વનને ભેદી લ્હેરી હવામાં ઉડવા લાગ્યું, અશોકના ઝાડ પર બેઠેલા પપૈયાને શાંત કરતું મહેન્દ્રની ચિંતાને દાબી દેતું, તેના દુઃખી દીલને મુગ્ધ કરતું તે સંગીત સમુદ્રના મોજા માફક ઉછળવા લાગ્યું. વિહવળ ચિતે તે સંગીત મહેન્દ્ર સાંભળવા લાગ્યો.

* * *

ભોગી ભ્રમર નથી કોઈ અવાસે,
હૃદય વલ્લભ બિન દુઃખ બહુ ભાસે;
**છોટી ઉમરીયાં દીપે દુઃખ વળી—કરમાય.**

પાપી પપૈયો પિયુ પિયુ બોલે,
મદન પીટયો મમ કાળજુ કોરે;
**શ્યામ બીના ઝુરી જાઉં મરી—કરમાય.**

* * *

તે મનમાં વિચાર કરવા લાગ્યો કે આવા ઉજ્જડ વનમાં આવા મધુરાં કંઠવાળી રમણી કોણ હશે? તે અપ્સરા હશે કે માનવી? માનવીના કંઠમાં આવું માધુર્ય સંભવતું નથી. ખરેખર તે ગાનારનો કંઠ, તેની મીઠાસ, તેનો કોમળ સુર, તનું મનોહર સંગીત પૂર્વે કદીપણ સાંભળ્યું ન હોતું. મહેંદ્ર સરોવરની પાળ પરથી ઉતરી મકાનની નજીક આવ્યો. ત્યાં સંગીત સાંભળવાની આશાએ ઉભો રહ્યો, એટલામાં તો વર્ષતું સંગીત બંધ થયું. મહેંદ્ર નિરાશ થયો. હમણા તે ફરીથી ગાશે, એમ જાણી તે મકાનની અંદર જોવા લાગ્યો. જોતાં તેને એમ જણાયું કે ગાનાર રમણી પાસે બે મનુષ્યો બેઠેલા હતા. મહેન્દ્ર તે જોઇ આશ્ચર્ય પામ્યો; કારણ કે તે બે પુરૂષોને તેણે કદી જોયા હોય એમ જણાયું. ફરી તે બરાબર જોવા લાગ્યો, પણ તે બરાબર ઓળખી શકયો નહિ, અંતે તેણે મનમાં નિશ્ચય કર્યો કે હવે આ સ્થળે વધારે રોકાવું તે વ્યાજબી નથી. પરંતુ આ સ્થાન છોડી જવા પહેલાં, તેને એમ થયું કે તે રમણી હજુ ફરી ગાશે, તો એકાદ ચીજ સાંભળી પછી જાઉં, આશામાં તે કેટલોક વખત ત્યાં ઉભો રહ્યો, પણ તેના આશા સફળ થઇ નહિ, અંતે મહેન્દ્રે નક્કી કર્યું કે એક વખત મન દ્રઢ કર્યા પછી ત્યાં ઉભા રહેવું વ્યાજબી નથી. એટલામાં તો સામેના મકાનમાંથી બે પુરૂષ નીચે ઉતર્યા.

તેની નજર મહેન્દ્રપર પડતાંજ તે બોલી ઉઠયા કે જેલખાનામાંથી નાસી છુટયો, પણ હવે કયાં જશે? મહેન્દ્ર તરતજ જોઇ શકયો કે તે તો નીચ ગુલાબરાય તથા રાજસિંહ છે, મહેન્દ્ર તરતજ ત્યાંથી ચાલતો થયો. આકાશમાં શરદ પુર્ણીમાનો ચંદ્ર પ્રકાશતો હતો. તે જોઇ મહેન્દ્રને એમ જણાયું કે ચંદ્રના અમૃત કીરણો અને તે ગાનારી રમણીનો કંઠ બંને એકજ અમીમય પાન કરાવતાં હોય એમ તેને ભાસ્યું, મહેન્દ્ર થોડે છેટે ગયો હશે,

એટલામાં પાછળથી અવાજ થયો કે એ તો એજ ગુમાની મહેન્દ્ર છે, મહેન્દ્ર તરતજ ઉભો રહયો. ગુલાબરાયે પાસે આવીને કહ્યું કે ઓ નાદાન છોકરા! હવે ક્યાં નાસે છે? જેલખાનામાંથી નાસી છૂટયો પણ હવે તું અમારા પંજામાંથી છૂટી શકે તેમ નથી. આ વખતે મહેન્દ્રની પાસે કંઇ હથીયાર ન હતું. માત્ર તે લાલ આંખ કરી બોલ્યો કે ગુલાબરાય તમારો શો વિચાર છે? સર્પની માફક કુંફાડો મારી ગુલાબરાય બોલી ઉઠયો કે શો વિચાર? હવે તો તારા મૃત્યુનો વિચાર છે.

**મહેન્દ્ર**—ગુલાબરાય! શસ્ત્ર વગરના માણસ પાસે તમારે બળ બતાવવું એ શું વ્યાજબી છે? તેમાં શું મરદાનગી છે? અગર જો તમો મરદ હો, શુદ્ધ એક બુંદની ઓલાદ હો તો પ્રથમ એક તરવાર મને આપો ને પછી જુઓ કે સિંહને છંછેડવાથી શું ફળ મળે છે?

આવા અપમાન ભરેલા બોલથી ગુલાબરાય તથા રાજસીંહ ગાજી ઉઠયા. અને બંનેએ મ્યાનમાંથી તલવાર બહાર કાઢી. મહેન્દ્રપર ઘા કરવા જતા હતા; એટલામાં તો સામેની ઝાડીમાંથી એક યોગીની બહાર આવી, અને મોટા અવાજથી બોલી. મહેન્દ્રના એકપણ બાલને ઇજા કરી છે, તો મુઆ સમજજો, તરતજ તે યોગીની મહેન્દ્ર પાસે આવી પહોંચી. રાજસિંહ તથા ગુલાબરાય તો તેની સામેજ જોઇ રહ્યા. તેનાથી એક શબ્દ પણ બોલી શકાયો. નહિ, યોગીનીના હાથમાં ત્રીશુળ તથા એક ખુલ્લી કટાર હતી. જાણે સાક્ષાત વનદેવી હોય એમ જણાતું હતું. તે યોગીની તરતજ મહેન્દ્રને પોતાની સાથે લઇ ચાલતી થઇ. ગુલાબરાય તથા રાજસિંહ એજ વિચાર કરતા હતા કે તે યોગીની કોણ હશે? તે વિચાર કરતા કરતા રાજ્યધાની તરફ રવાના થયા.

મહેન્દ્ર યોગીનીને જોતાંની સાથેજ ઓળખી ગયો હતો કે મને

જેલખાનામાંથી છોડાવનાર આજ દેવી હતી. તે ગદ્દગદીત કંઠે કહેવા લાગ્યો, માતા! આ બાળકપર તમારો કેટલો ઉપકાર?

**યોગીની**–કંઈ પણ નહિ બોલતાં મારી પાછળ ચાલ્યો આવ.

મહેન્દ્ર ગુપચુપ તેની પાછળ જવા લાગ્યો, તે યોગીની ઘણી એક ઝાડી પસાર કરી પછી એક ઝુંપડીમાં દાખલ થઇ.

તેણે મહેન્દ્રને બેસવા માટે એક વાંસની સાદરી આપી. મહેન્દ્ર તે પર બેઠો થોડીવાર પછી તે યોગીની બોલી કે આ ઝુંપડીમાં હું એકલીજ રહું છું. તું પણ હવે અહીંજ રહેજે તને કોઈ વાતની ઇજા નહિ આવે.

**મહેંદ્ર**—માતા! હું તમારા પ્રતાપથી આ સમયે બચવા પામ્યો છું, આપ ન આવ્યા હત, તો એ નીચ રાજસિંહ મારા શા હાલ કરત? પણ માતા આપ કોણ છો?

આ વાત સાંભળતા યોગીનીની આંખમાં આંસુ ભરાય આવ્યા; છતાં મહા મહેનતે પોતાનો રડવાનો ભાવ છુપાવી કહેવા લાગી.

**યોગીની**—મહેન્દ્ર! હું કોણ છું, તે તને શી રીતે જણાવું? તું મને નથી ઓળખતો, પણ હું તો તને ઓળખું છું, કે તું દોલતસિંહને ત્યાંજ ઉછરી મોટો થયો છો, મહેંદ્ર! વધારે ખુલાસો હું સમય આવ્યે કરીશ, હાલ કાંઈપણ મને પુછીશ નહિ. પછી મહેન્દ્ર વાસ્તે થોડા ફળ મુકયા. અને તેને ફળાહાર કરવા કહ્યું. પછી દેવીએ કહ્યું હવે હું અહીંથી જાઉં છું કારણકે હું એ ગાઉપર દેવીનું દેવળ છે ત્યાંજ રહું છું. કોઇ વખત અહીં આવું છું. પરંતુ તું અહીં છો, એટલે દરરોજ સંધ્યા સમયે હું આવીશ. હવે તું અહીંથી જઇશ નહિ. મારે તારા હસ્તથી હજી ઘણા કામ કરાવવાના છે. લે હવે હું રજા લઉં છું.

તે દેવીનું અહીંથી જવાનું લેશ માત્ર દીલ ન હોતું, પણ મહેંદ્ર વખતે વધારે પુછપરછ કરશે, તો, મારે ખરો ખુલાસો જાહેર કરવો પડશે. વળી હું અત્યારે મારી ખરી ઓળખાણ આપીશ, તો તે દીવાનો થઈ જશે. માટે હાલ તો તેનાથી છુપું રહેવું તે વ્યાજબી છે, આટલું કહી યોગીની ત્યાંથી ચાલતી થઇ.

તે યોગીનીને જતી જોઇ મહેંદ્ર તેને બોલાવા જતો હતો, પણ તેને ધાસ્તી લાગી કે કદાચ તે મારા પર રોષે ભરાશે, જેથી તે બોલી શકયો નહિ. એકી નજરથી તે તેની પાછળ જોઈ રહ્યો, કે તે કોણ હશે? મને જોઇ શા માટે તે કોચવાતા હશે? મને જોઈ તેની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલુ થાય છે, વળી મારી પાસે વાત કરતા, પણ અચકાય છે, શા માટે દેવી આમ કરતા હશે? અરે પ્રભુ! પ્રભુ! તું તો કહે કે તે કોણ છે? એ કોણ હશે? એ વિચારમાંજ મહેન્દ્ર તેજ સ્થળે નિદ્રાવશ થયો; પણ કહેવત છે કે દુઃખીને નિદ્રામાં પણ સુખ હોતું નથી, તેને સુતાં ભાગ્યેજ એક કલાક પસાર થયો હશે, એટલામાં તેને એક સ્વપ્નું આવ્યું, જાણે તેની પ્રિય મુકતાને રાજસિંહ ઉપાડી જાય છે, તેને ખાનગી મકાનમાં કેદ કરે છે, દુઃખમાં રીબાતી મુકતા પોકારી રહી છે, કે આવો મહેંદ્ર આવો! આ નરાધમ રાયસિંહ મને સતાવે છે; માટે આ કસાઈના હાથમાંથી મને છોડાવો, આવું છું, આવું છું, મુકતા તારી મદદે આવું છું; તને સતાવનાર એ નીચ રાજસિંહનું લોહી પીવા આવું છું, એટલું બોલતાં મહેન્દ્ર જાગી ઉઠયો, જુએ છે તો ત્યાં કોઇપણ નથી તે બોલી ઉઠયો પ્રભુ! દુઃખીને સ્વપ્નમાં પણ દુઃખજ દેખાય છે, નિદ્રા દેવી પણ મારી શત્રુ થઈ છે, પુનઃ તેને કાલની વાત યાદ આવી સરોવરની પાસે જે મકાનમાં તે રમણી ગાતી હતી, તે મકાન તેની પાસે તરી આવ્યું, એ ગાનાર રમણી કોણ હશે? એ વાતનો ખટકો તેના હૃદયમાં થવા લાગ્યો. ફરી તેણે સરોવરની

પાળપર બેસવા વિચાર કીધો. ચાલ જીવ આજે પણ તે રમણી ગાશે, તો જરાવાર મને શાન્તિ મળશે. એક બે ચીજ સાંભળી પાછો ચાલ્યો આવીશ. આમ કહી તે સરોવરની પાળપર જઈ બેઠો. ગઇ કાલ કરતાં આજ તે મકાનની નજીક બેઠો હતો. આજ તે રમણી એકલી હોય તેમ જણાતું હતું, કોઇ મનુષ્ય ત્યાં જણાતો ન હતો, જેમ મોર વર્ષાદની રાહ જુએ, તેમ મહેન્દ્ર રમણીના ગાનની રાહ જોવા લાગ્યો. તે રમણીનું સંગીત સાંભળવા તલપી રહ્યો હતો, થોડીવારમાં તેની ધારેલી આંશા સફળ થઇ, રમણીયે ગાન શરૂ કર્યું, જેમ કૃષ્ણની મોરલી ગોપીઓને દીવાની બનાવતી, તેમ આ રમણીના સંગીતે મહેન્દ્રનું હૃદય વીંધી લીધું તેને સંગીતનો પૂર્ણ નીસો ચઢી ચુકયો, થોડીવાર પછી તે ધીમેથી ગાતી હોય એમ મહેન્દ્રને જણાયું. તે મકાનની સામું જોઈ રહ્યો હતો. એટલામાં તો તે રમણી મકાનની નીચે ઉતરી. ધીમા સુરે ગાતી હતી. છતાં મહેન્દ્ર તેના મીઠા સુર પરથી સમજી ગયો કે ગઇ કાલની ગાનારી આજ રમણી છે. સંગીતની મીઠી લ્હેરમાં તે મસ્તક આમથી તેમ ડોલાવતો હતો. નીકટ આવતા તે રમણીની નજર મહેન્દ્ર પર પડી.

સાંજને સમયે અપરીચીત મનુષ્યને જોઈ પ્રથમ તો તે ચોંકી, પણ પછી પાસે આવી બોલી. તમો કોણ છો?

મહેન્દ્ર માથું ડોલાવતો તરતજ બંધ થયો; પ્રથમ તો તે પણ ગભરાયો, પણ હીંમત રાખી જવાબ આપ્યો કે એક મુસાફર!

પ્રભા—મુસાફર! આટલું બોલી તે રમણી એકી નજરથી સામું જોઈ રહી. મહેન્દ્રને જોતાંજ તેના મુખ પર એક પ્રકારના ભાવનું પરીવર્તન થયું, તે મુસાફરના અંગ પરત્વે જોવા લાગી. દીંઙ્મુઢ બની હોય એમ તે થોડીવાર ઉભી રહી; પછી તે બોલી કે મુસાફર! આપ અહીં એકલા બેઠા બેઠા શા વિચાર કરો છો? હું અહીં આવી ત્યારે આપ શા માટે માથું ધુણાવતા હતા?

**મહેન્દ્ર**—હું માથું ધુણાવતો ન હતો, પણ આપનું સંગીત સાંભળતો હતો, એ સંગીતના નીસામાં હું મારૂં મસ્તક ધુણાવતો હતો.

**ચન્દ્રપ્રભા**—શું મારૂં ગાયન આપને એટલું બધું મોહક લાગ્યું? ચાલો મારી સાથે હું આપને દરરોજ સંગીત સંભળાવીશ.

**મહેન્દ્ર**—માફ કરો! મારે એક જગ્યાએ જવું જરૂરનું છે.

**ચન્દ્રપ્રભા**—શું મારી સાથે આવવામાં આપને કંઈ વાંધો છે?

**મહેન્દ્ર**—વાંધો તો કંઈ નથી, પણ......................

**ચન્દ્રપ્રભા**—ન ગભરાઓ! શું તમોને કોઇનો ડર લાગે છે?

**મહેન્દ્ર**—ડરતો કંઇ નહિ, પણ તમો મને ત્યાં લઈ જઈ શું કરશો?

**પ્રભા**—હું આપને સારંગીની સાથ તાલસુર મેળવતા શીખવીશ.

**મહેન્દ્ર**—મને ગાવાનો શોખ નથી, ફકત સાંભળવાનો શોખીન છું, હું તમારે ત્યાં આવું તો ખરો પણ મને એક શંકા છે કે ગઇ કાલે તમારે ત્યાં મેં એ મનુષ્યને જોયા હતા, તેનો મને ડર લાગે છે, એ તમોને શું થાય?

**પ્રભા**—એ હું તમોને પછી જણાવીશ, આપ તેનાથી કોઈ વાતે ડરશો નહિ. હું આપને દુઃખી થવા નહિ દઉં, મારાપર વિશ્વાસ રાખો.

**મહેન્દ્ર**—વારૂ! પણ આપનું નામ?

**પ્રભા**—મારૂં નામ ચંદ્રપ્રભા!

ચંદ્રપ્રભા નામ સાંભળતાં મહેન્દ્ર બોલી ઉઠયો કે વાહ-વાહ! શું મધુરૂં નામ છે. ખરેખર નામ તેવુંજ રૂપ છે. પણ પ્રભા મને ત્યાં લઈ જઇ શું કામ સોંપશો? મને કંઈપણ આવડતું નથી.

**પ્રભા**—આપને નથી આવડતું, તો હું શીખવાડીશ. તમારે ત્યાં કંઈ કામ કરવાનું તો નથીજ. હું આપના શરીરને જરા પણ કષ્ટ થાય તેવું કામ નહિ સોંપું. હું આપને હૃદયનો હાર બનાવી જીગરના પીંજરામાં પુરી રાખીશ; એટલું કહી તે રમણીયે કટાક્ષ દૃષ્ટિ મહેંદ્ર તરફ ફેંકી. ચંદ્રપ્રભાને જોઈ મહેંદ્ર પોતાનું ભાન ભુલ્યો. તે તેની સામેજ જોઇ રહયો, તે રમણીના હાસ્ય ભરેલા બોલમાં મહેંદ્રને મધુરૂં મધુરૂં દરદ થવા લાગ્યું, અને દુઃખી દીલમાં આનંદ માનવા લાગ્યો. તે રમણીની પ્રેમ મોહક આંખો જોઇ તેને એક શબ્દ પણ બોલવાનો હીંમત થઈ નહિ. ફરી તે રમણીયે એક હાસ્ય કર્યું, અને બોલી કે ચાલો મારી સાથે આટલું બોલી તે ચાલતી થઇ.

ચંદ્ર કીરણમાં ભાવ પરીવર્તનની શકિત છે, એમ કેટલાકનું કહેવું છું, ઉન્માદનું કારણ દ્રૌપદી છે, એમ કેટલાકનું ધારવું છે. પૃથ્વીરાજના નાશનું કારણ સંયોગતા હતી, એમ કેટલાકનું કહેવું છે. પરંતુ આ રમણીની એક આંખની તીરછી નજરથી મહેંદ્ર પર શી અસર થઈ તે અમો પણ જાણતા નથી, છતાં એટલું તો કહીયે છીયે કે મહેંદ્ર એક પણ શબ્દ ન બોલતાં તે રમણીની પાછળ પાછળ ચાલતો થયો. તે રમણી મહેંદ્રને લઇ પોતાના મકાનમાં દાખલ થઈ, મહેંદ્રને એક કોચ પર બેસવાનું કહ્યું. પ્રભાએ પોતાના દીવાનખાનામાં અચ્છી સજાવટ કરેલી હતી. ભોંયપર રંગીન કીંમતી ગાલીચા પાથરેલા હતા, આજુબાજુ ખુણામાં કુસમપાત્રો ગોઠવેલા હતા. તેની અડોઅડ આરસ

પથ્થરના કોચ ગોઠવેલા હતા. દીવાલની ભીંતપર સુશોભિત ચિત્રો ટાંગેલા હતા. મકાનના એક બાજુના ખુણામાં સુંદર પલંગ ગોઠવેલો હતો. તેનાપર, ચાદર તથા શીલાંગ ઘન આકાશના રંગ જેવી હતી. પલંગની બાજુમાં નાની નાની બારીઓ ગોઠવેલી હતી. બારીમાંથી આવતું ચંદ્રકીરણ પલંગપર પથરાતું હતું. ઝાડોની સુગંધ લેતો શીતળ પવન ફરફરતો હતો. ભીંતપર ટાંગેલા ચિત્રો પણ જોનારનું મન પીગળાવે તેવાં હતાં. ચિત્રકળામાં માનવ હૃદયનું પ્રતીબીંબ જ્યાં સુધી લાવી શકાય, ત્યાં સુધી નિપુણ કારીગરોએ પોતાની કળા તેમાં દર્શાવેલી હતી. ખરેખર આ ચિત્રો એટલા મોહ ઉપજાવતા હતા કે મહાન તપસ્વીઓ પણ તે ચિત્રો જોતાં પોતાના તપનું ફળ ગુમાવી બેસે, અખંડ બ્રહ્મચર્ય પાળનાર પુરૂષ પણ આ ચિત્રો જોઈ પોતાનું ચિત્ત ચલાયમાન કરે. તેમાંના કેટલાક ચિત્રો પૂર્વ જોનું ગૌરવદીપાવનાર રાજાઓના હતા, મહેન્દ્ર તે બધા ચિત્રો નીરખી જોતો હતો. એકમાં કાન્તા કુમારી પોતાના સ્વામિને કંઠે વળગી પડી હતી, બીજા ચિત્રમાં સુધા કુમારી પોતાના સ્વામિને નીરખી હૃદય પટ પર છાતીનું વસ્ત્ર સંકોચતી નજરે પડતી હતી, નુરજહાંન પોતાના નાજુક હાથથી જહાંગીરને મધુર રસ પાઇ રહી છે, તેમજ કુસુમ પ્રતાપના ખોળામાં ઉંઘી ગઇ હતી. તેના શીરના વાળ પણ છુટા થઇ વીખરાય ગયા હતા; તેના ગુલાબી ગાલ કેમ જાણે કોઇએ રંગ્યા હોય તેમ જણાતું હતું. તેણે બારીકમાં બારીક પહેરેલું વસ્ત્ર ખરેખર મનુષ્યના હૃદયને ચલીત કરે તેમ હતું, પ્રતાપસીંહનો જાણે કેમ પોતાની વ્હાલી કુસુમ સાથે આજે છેલ્લો મેળાપ હોય, અગર તો આખી જીંદગીનો પ્રેમનો ઉભરો અહીં કાઢી નાખવો હોય, તેમ તેના ગાલપર ચુંબન કરી રહ્યો હતો. બીજા ચિત્રો પણ એથી વધારે મોહીત હતા, પરતું વાંચકને ચાલુ વાંચનથી વંચીત ન કરતાં વધારે વર્ણન અમો બંધ

કરીયે છીયે. આ બધાં ચિત્રો મહેન્દ્ર એકી નજરથી જોઈ રહ્યો હતો. એટલામાં ત્યાં ચંદ્રપ્રભાએ પ્રવેશ કર્યો. મહેન્દ્રે ચોંકી તેની સામું જોયું. કંઇ બોલવા જતો હતો, એટલામાં પ્રભા બોલી! આ ચિત્રો આપને ગમે છે? મહેન્દ્ર આનો કંઇ પણ ઉત્તર આપી શકયો નહિ. રાત્રીની વખતે અંધકારને લીધે તે પ્રભાના રૂપને બરાબર જોઈ શકયો ન હતો. અત્યારે તે જોઇ વિસ્મય પામ્યો. આવી સ્વર્ગસુંદરી પુર્વે તેણે કદી જોઇ ન હતી. અંગપર અલંકાર ન હતા, ફકત કુસુમની માળા તથા હાથપર કુસુમના વલઇ પહેરેલાં હતા. એ રમણીનું રૂપ અલૌકિક સુંદર હતું, દુનીયામાં અપ્સરાના મુખ પર જે તેજ, હોવું જોઇએ. તેથી અધિક રૂપ આ રમણીના મુખ પર છાઈ રહયું હતું. તેનું લલાટ ચંદ્રની માફક શોભતું હતું, તેમાં ચિંતાની એક પણ રેખા જણાતી ન હતી; માત્ર અત્યારે તે એકજ ચીજની ઉપાસક હોય એમ જણાતું હતું. આ દુનિયામાં પ્રેમ સિવાય દુઃખ શું છે? તે જાણતી ન હતી, તેના ગુલાબી ગાલ તેના ગૌરવદનના મુખ પર એવા અજબ પ્રકારે ઓપતા હતા કે જોનાર ગમે તેવા પુરૂષનું પણ મન ચુંબન માટે અધીરૂં બને. અત્યારે આ રમણીના ગાલ પર જાણે કેમ પ્રેમના ઝરણાં ઝરતાં હોય, તેમ દેખાતું હતું, તેનું મધુરૂં હાસ્ય પ્રેમ મોહક હતું. તેની આંખો પાણીદાર હતી, અને તેમાંથી એક પ્રકારનું તરલ તેજ ઝરતું હતું, આશાના દોર સાથ અથડાતી તે રમણી બોલી, મુસાફર! આપ કોણ છો? અને આવી યુવાન વયમાં જંગલનો રસ્તો શા માટે લેવો પડયો?

મહેન્દ્ર--હું કોણ છું? તે હું પણ જાણી શકતો નથી, તો તમોને શી રીતે જણાવું? છતાં પણ કહું છું કે હું મહાન દુઃખી છું. નાની ઉમરથીજ બીજાને ત્યાં જંગલમાં ઉછરેલ છું. મને પાળી મોટો કરનાર પણ હવે આશ્રય આપી શકે તેમ નથી; જેથી ભાગ્ય પર આધાર રાખી જંગલમાંજ ભટકું છું.

**પ્રભા**—આપનું નામ?

**મહેન્દ્ર**—મારૂં નામ મહેન્દ્ર! હું અનેક કષ્ટો વેઠી આખર ગઈ કાલે સરોવરની પાળપર થાક લેવા બેઠો હતો, એટલામાં આ મકાનમાંથી ગાયનનો સુર સંભળાયો, હું બધું દુ:ખ ભુલી જઈ મધુરૂં સંગીત સાંભળવા લાગ્યો. દુનીયામાં કદી પણ ન અનુભવેલી એક પ્રકારની મોહક લાગણી એ સંગીતમાં હું અનુભવવા લાગ્યો. આ સંગીતના બોલ સાંભળી મને મારી બાળ સ્નેહી, મારે દુ:ખે દુ:ખી થનારી એ વીરબાળા મારી નજરે તરવા લાગી, હું મનમાં એમજ ધારતો હતો કે આ મકાનમાં કોઈ ગાંધર્વની વસ્તી હોવી જોઇએ. મનુષ્ય જાતીના કંઠમાં આવું સંગીત ન હોય, આજે પાછો પણ તેજ સરોવર પર આવી સંગીત સાંભળવા બેઠો; એટલે મારી આશા પણ સફળ થઈ, અને આપનો પણ મેળાપ થયો.

**પ્રભા**—મારૂં ગાયન આપને શું એટલું બધું મોહક લાગે છે?

**મહેન્દ્ર**—અવશ્ય! હું ખાત્રીથી કહું છું કે આપના સંગીતમાં જે એક પ્રકારની મીઠાશ છે, આપના ગળામાં જે એક પ્રકારનો મનુષ્ય માત્રને વશ કરવાનો જાદૂ છે, તે બીજે કયાંય પણ મેં અનુભવેલ નથી. આપનું અનુપમ લાવણ્ય, આપના બોલમાં જે માધુર્યતા છે, તે કોઈપણ સ્થળે મેં જોયું નથી. તે રમણીયે મૃદુ હાસ્ય કરી જવાબ આપ્યો. ઠીક! આજે ઘણી લાંબી મુદ્દતે મેં તમારા મુખે મારા રૂપ, અને ગુણની પ્રશંસા સાંભળી; જો કે મારામાં એવી યોગ્યતા તો નથી, છતાં આપના બોલવાથી હું આજે આનંદ પામી છું, જો ખરી વાત કહું તો મેં પણ

આપના જેવો સુંદર યુવક કદી પણ જોયો નથી. આપની વાણીના જેવી મીઠાશ કોઇપણ પુરૂષના મુખમાંથી સાંભળી નથી, આજથી તમો મને પ્રભાના નામથી બોલાવજો, હું આપને મહેન્દ્રરાજના નામથી બોલાવીશ, મહેન્દ્ર શરમાય ગયો, થોડીવાર રહીને બોલ્યો આપને હું ખોટું તો નથી લગાડતો ?

આવી મધુરી વાતચીતમાં વિશુદ્ધ પ્રેમનો અર્થ ભુલનાર, છતાં સ્વપ્નમાં પણ અન્યોઅન્યને ચહાનાર આ બંને વ્યક્તિઓ નિદ્રાને આધીન થયા, પ્રેમથી ચાહ્યા, દેહથી નહિ.



## પ્રકરણ ૪ થું.

# મદીરાની મહોકાણ.

यादृशं भक्षयेच्चान्नं बुद्धि र्भवतितादृशी ।
दीपस्तिमिरं भक्षयति कज्जलंच प्रसूयते ॥

"જેવો આહાર તેવો ઓડકાર" મનુષ્ય માત્ર જેવું અન્ન ખાય છે; તેવી તેની બુદ્ધિ થાય છે. દીપક અંધારાનું ભક્ષણુ કરે છે (અંધકાર દૂર કરે છે) તો તે કાજળનોજ જન્મ આપે છે. માટે દરેક મનુષ્યને અખાજ તથા અભક્ષ્યથી દૂર રહેવાની ખાસ આવશ્યકતા છે. ચાણકય.

,, જેવું કરો તેવું ભરો, એ જગતનો સિદ્ધાંત છે,
,, જેવું દીઓ તેવું લીઓ, એ કહેણ જગવિખ્યાત છે;
,, વ્યસની તણા રંગરાગમાં, ના સત્યતાનું કામ છે,
,, મદિરા તણી મહોકાણમાં, આખર બુરો અંજામ છે.

ગુલાબ વાવી મોગરાની આશા કયાંથી રખાય? જેવી કરણી તેવાજ તેના ફળ ભોગવવા પડે છે. વ્યસની વ્યસનમાંજ ઘેરાઇ પોતાની શુદ્ધ સાન ઉડાવી દે છે. ઇશકના બુરા અંજામમાં મદિરા ખાના ખરાબી કરે છે "જો પીવે સરાબ' ઉસકા ખાના ખરાબ," એ કહેણુ બરાબર સત્ય છે. કઈક રાજ્યો આ મદીરાની મહોકાણે પાયમાલ થયા છે, કઇંક ઇશક ઘેલા કામાંધ કીડાઓ આ ઝેરી અમૃતનું પ્રાશન કરી મનુષ્ય જીવનથી સદાને માટે ભ્રષ્ટ થઇ આ લોક તથા પરલોકથી પતીત થયા છે, માટે મદીરા એજ મનુષ્યનો કટ્ટામાં કટો શત્રુ છે.

પ્રભાત થઇ ચુકયું હતું. ચંદ્રપ્રભાના સુરાજીત ઘરમાં મહેન્દ્ર એકલો બેઠો હતો. પાસેની બારીમાંથી આવતું સુર્ય કીરણ મહેન્દ્રના મુખપર પડતું હતું. સરોવરના શીતળ સલીલને સ્પર્શતો પવન ફર ફરતો હતો. અશોકના ઝાડ પર બેઠેલો પપૈયો પીયુ પીયુ બોલતો હતો. મનમાં વિચાર કરતો મહેન્દ્ર તે પપૈયાનું સંગીત સાંભળતો હતો. એટલામાં ચંદ્રપ્રભાએ ત્યાં પ્રવેશ કર્યો. ચંદ્રપ્રભાનું સૌન્દર્ય આજ અજબ તરેહનું ભાસતું હતું. તેના બાલ તથા તેની વેણી છુટા ન હતા; પણ તેણે અતી યત્ને કેશ સમારીને બાંધેલા હતા, તેની પગની પાની કેમ જાણે હીંગળાથી રંગી હોય એમ જણાતું હતું, ચાલતી વખતે કેમ જાણે ગજની ઝુલતી હોય તેમ ભાસતું હતું. બીજી વખતની આ અપૂર્વ શોભા મહેન્દ્ર આ પહેલી વાર જોઇ શકયો. જાણે તેને જોઈ અપ્સરાઓ પણ શરમાય છુપાતી હોય, તેમ ભાસતું હતું. આજ તેણે અંગ પર પહેરેલાં વસ્ત્રો નાજુક અને ટાપટીપથી ધારણ કરેલાં હતાં. તેણે ઝીણામાં ઝીણું ગુલાબી ઓઢણું ઓઢેલું હતું. તે એના સુંદર બાંધાદાર શરીરને બંધ બેસ્તું હતું, તેની જીણવટમાંથી અંદર પહેરેલો કમખો દેખાતો હતો. કમખાની નીચે શરીરનો થોડો ભાગ ઉઘાડો દેખાતો હતો. આજ તેણે પુષ્પની માળા પહેરેલી નહોતી; પણ સુંદર અલંકારો ધારણ કરેલા હતા. ગળામાં સાચા મોતીની માળા શોભતી હતી. ચંદ્ર પ્રભા હસ્તી હસ્તી મહેન્દ્રની પાસે આવી બેઠી, અને બોલી કે મહેન્દ્રરાજ? આપ એકલા બેઠા બેઠા અહીં શું વિચાર કરો છો?

મહેન્દ્ર—ચંદ્રપ્રભા! હું આ તમારા પપૈયાનું ગીત સાંભળું છું. શું આ તમારૂં પાળેલું પક્ષી છે? હું જયારથી અહીં આવ્યો છું, ત્યારથી તે દરરોજ અશોકના ઝાડપર બેસી પીયુ પીયુના શબ્દ બોલે છે. તે પણ સંગીતનું બહુ શોખીન લાગે છે હો!



વીણા વગાડી વ્હાલથી, પ્રિય પ્રાણનું મન વશ કરૂં,
ભોગી રસિક પ્રિય ભ્રમરનું, દીલ આજ વીણાથી હરૂં.

**ચન્દ્રપ્રભા**—હા જ્યારથી તમો અહીં આવેલા હો, તે દિવસથી એ પક્ષી દરરોજ તમને સંગીત સંભળાવવા આવે છે. આજપછી આ પક્ષી આ સ્થાન છોડી જશે નહિ.

જુઓ જુઓ મહેન્દ્રરાજ! એ પક્ષી તમોને જોઇ કેવું હસે છે?

**મહેન્દ્ર**—નહિ નહિ ચંદ્ર પ્રભા! એ પક્ષી તો તમારૂં સંગીત. સાંભળવા આવે છે. એ મૂર્ખ પક્ષી તમારા સંગીત સાથ હરીફાઈ કરવા ચાહે છે. આપ જ્યારે ગાયન છેડો છો, ત્યારે તે શરમાય ચુપ રહે છે, અને એક ચિત્તે તમારૂં ગીત શ્રવણ કરે છે.

**ચંદ્રપ્રભા**—(હસીને) એમ ખરી વાત?

**મહેન્દ્ર**—એમાં શકશો? આપ જ્યારે ગાયન બોલો છો ત્યારે તે પક્ષી તો શું? પણ ડોલતા ઝાડ, તથા ફુંકતો પવન પણ બંધ થઇ જાય છે. હું પણ મારૂં તમામ દુઃખ ભુલી જઈ શાન્તપણે આપનું સંગીત શ્રવણ કરૂં છું.

**ચંદ્રપ્રભા**—એમ! આપની આજ્ઞા હોય તો આ દાસી ગાવા તૈયાર છે.

**મહેન્દ્ર**—કૃપા આપની! તમારૂં ગાન મારા દુઃખને વીસરાવવાનો અકસીર ઇલાજ છે. હું આપનો ઉપકાર માનું છું. ચંદ્રપ્રભાએ તરતજ વીણા હાથમાં લીધી, અને સંગીત શરૂ કર્યું.

## ગાયન.

**ચંદ્રપ્રભા**—

,, અરે સૌ પ્રેમના પંથી, પઢાવું પાઠ તે પઢજો,
,, વિકટ છે પ્રેમની સૈયા, ચતુર સૌ ચિત્તમાં ધરજો;
,, મર્યા ફરહાદ અને શીરીં, અરે રે! પ્રેમ મસ્તીમાં,
,, મર્યા લૈલી અને મજનુ, અરે! બે પ્રેમ દ્રષ્ટિમાં.

,, જખમ છે પ્રેમનો છુરો, ઇશ્કની વેદના ભારી,
,, કરે છે ઠાર પ્રેમીને, ગણે ના વીર નરનારી;
,, ઇશ્કની આગ છે બુરી, ઠારી તે 'કો'થી ના ઠરશે,
,, ખરા પ્રેમી હશે જગમાં, કદી ના મોતથી ડરશે;
,, ઇશ્કમાં હું ફસાણી છું, દિવાની થઇ સદા ફરતી,
,, નથી આરામ, અરે દીલમાં, વિરહના તાપથી બળતી.

---

આસ્તે આસ્તે ગાયનની અસર મહેન્દ્રના હૃદયમાં ઉભરાવવા લાગી. લ્હેરી હવામાં મીઠાસ ભરેલો સુર ઉછળવા લાગ્યો. પવન પણ સ્થીર થયો. વિશાળ ઝાડો પણ ડોલતા બંધ જણાયા. સંગીત કેવળ મધુર હતું, એટલુંજ નહિ, પણ ચંદ્રપ્રભાએ સંગીત કળામાં ઘણુંજ શિક્ષણ મેળવ્યું હોય એમ જણાતું હતું. મહેન્દ્ર જો સંગીત કળાનો અનુભવી હોત તો જાણી શકત કે પ્રભાએ બાલ્યાવસ્થામાંપ્રીતિ ભાવથી સંગીત વિદ્યા મેળવી હોવી જોઇએ ચંદ્રપ્રભાના સુરમાં અત્યારે કુદરતી મીઠાશ ન હતી, પરંતુ જાણે એકચીજપર મોહીત થઇ હોય અને તે મેળવવા પ્રેમી હૃદય પોતાના તરફ લલચાવવું હોય એ ભાવનાનું સંગીત પ્રભા લલકારતી હતી, શબ્દ શબ્દપર મહેન્દ્રના હૃદયમાં પ્રેમભાવનાના જખમ કરતી હતી. મહેંદ્ર મનમાં વિચાર કરતો લુબ્ધ થઇ ગાયન સાંભળતો હતો, ખરેખર! મહેંદ્રે કીધેલું વચન ખરૂં પડયું. તે અશોકના ઝાડપર બેઠેલો પપૈયો શાન્ત થઇ ચંદ્ર પ્રભાનું સંગીત સાંભળતો હતો. તે જોઇ મહેંદ્ર બોલ્યો કે જુઓ ચંદ્રપ્રભા! મેં કહ્યું હતું તે ખરૂં કે ખોટું? જુઓ આ ઝાડ પર બેઠેલો પપૈયો પણ મુગ્ધપણે તમારૂં સંગીત સાંભળે છે. ખરેખર! આપનું અનુપમ રૂપ તથા મધુરો સુર આ જંગલના પક્ષીઓ પણ ભુલતા નથી.

મહેંદ્ર સંગીતના નીસામાં આમ બોલવા લાગ્યો, એ સમયનો લાભ લઈ ચંદ્રપ્રભાએ મહેંદ્રનો હાથ પોતાના હસ્તમાં લીધો; અને અધીરા બોલથી બોલી કે મહેંદ્રરાજ તમો મને ચાહો છો કે નહિ? મહેંદ્રે ઉંડો નિશ્વાસ નાખ્યો, અને ચંદ્રપ્રભાના હાથમાંથી પોતાનો હાથ સરકાવી લીધો. થોડીવાર રહી તે બોલ્યો કે ચંદ્રપ્રભા! હું અન્યને ચાહું છું. પરમાત્મા એ મને એકજ દીલ આપેલ છે, અને તે દીલ મેં બીજીને આપેલ છે. હું આપના સંગીતની પ્રશંસા કરૂં છું. આપના રૂપનું ગુણ ગાન કરૂં છું. આપની દયાની કદર કરૂં છુ, આપનો સ્નેહ જોઇ હું પ્રેમ કરૂં છુ; પણ ચંદ્રપ્રભા! એ અંતરનો પ્રેમ નથી, પ્રેમ તો કોઇ જુદીજ વસ્તુ છે. તરતજ પ્રભાએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો, તેની આશાનો તાર તુટી ગયો. ગદ્ગદ્ કંઠે તે કહેવાલાગી કે હા, હવેજ મારો ભ્રમ ભાંગ્યો. મહેંદ્રરાજ! હવે હું સમજી કે મારા પ્રેમનો બદલો તમો તીરસ્કારથીજ આપો છો.

મહેન્દ્ર—પ્રભા એમ શા માટે કહો છો? આ દુનિયામાં આપને જોઇ જેના દીલમાં સ્નેહ સંચાર ન થાય એવો કામજીત વીર કોણ છે?

પ્રભા—આપે હમણાજ કહ્યું કે હું અન્યને ચાહું છું.

મહેન્દ્ર—શું કરૂં ચંદ્રપ્રભા! આ સંસારમાં મનનું મીલન કોઇ બીજી સાથ સંભવે છે. હું આપના સૌદર્ન્યનો ઉપાસક છું. આપના મધુર સંગીત પર મોહીત છું, દીવાનો છું, પણ ચંદ્રપ્રભા એ અંતઃકરણનો પ્રેમ નથી. અંતઃકરણનો પ્રેમ, અરે જીંદગીનો સ્નેહ તો કયારનો એ કોઇ સાથ જોડાયેલો છે.

ચન્દ્રપ્રભા—હા! હું જાણું છું કે આપ રાત દિવસ કોઇને યાદ કરતા હો એમ જણાય છે. હું ધારૂં છું કે જેને તમે તમારૂં દીલ આપ્યું છે, તેને યાદ કરતા હશો.

**મહેન્દ્ર**—હા, હા, પ્રભા તેજ મારી પ્રિયતમા, મારી બાળ સ્નેહી મુકતાને હું દરેક પળે યાદ કરૂં છું; જો કે હું તેને ભુલી જવા ઘણો પ્રયત્ન કરૂં છું; અરે તને જોઇ તેને વીસરી જવા મન કરૂં છું, પણ કોઈ રસ્તે તેને ભુલી શકતો નથી, ચંદ્રપ્રભા, એ પ્રેમની છબી ભુલી જવાય, એવી આ દુનિયામાં કોઇ દવા હશે?

**ચંદ્રપ્રભા**—હા, હું તમોને એક દવા આપું છું., એટલું કહી પ્રભાએ એક પેટી ઉઘાડી, અંદરથી કંચનનો ગ્લાસ, તથા એક શીશો કાઢયો, તે શીશામાંનો પદાર્થ ગ્લાસમાં કાઢી મહેંદ્રને આપતા બોલી કે લ્યો મહેંદ્રરાજ! પ્રેમની વસ્તુ ભુલી જવા માત્ર દુનીયામાં આ એકજ વસ્તુ છે, આપ પીયો તેને, આપીધેથી તમામ ચિંતા દૂર થશે. મહેંદ્ર ગ્લાસ હાથમાં લઇ બોલ્યો ચંદ્રપ્રભા! આમાં શું છે? આ દવા કોણે બનાવી છે વારૂ?

**ચંદ્રપ્રભા**—હિંદ ભુમીના કટ્ટા શત્રુએ.

**મહેંદ્ર**—ચંદ્રપ્રભા એમ કેમ બોલોછો? આ દવા હિંદ ભુમિમાં વસતા માનવ દેહને શાન્તી આપવા બનાવેલ છે, તેણે હિંદભુમિનું ભલું કર્યું સમજવું, તેનો ઉપકાર માનવાને બદલે તું શત્રુ કેમ કહે છે?

**પ્રભા**—મહેંદ્રરાજ! જો કે આ દવા શાન્તિ આપનાર છે, છતાં થોડીવારને માટે, પછી તો આ દવા પીનારને ધર્મથી ચલાયમાન કરી પાપના ખાડામાં ફેંકી દે છે; મહેંદ્રરાજ આમાં એ દવા છે કે જે પીધાથી હું મારા ધર્મથી ખંડીત થઇ; અત્યારે આ જંગલમાં હું નિવાસ કરી રહેલ છું. આ દવાએ મને ભયંકર ઠોકર ખવરાવેલી છે. તે એક ઠોકર ખાવાથી હું ન ધરાય, તો આ બીજી ખાવા તૈયાર થઈ છું, પણ હવે પછી ત્રીજી ઠોકર નહિ ખાઉં, માત્ર આપનો મેળાપ હૃદયથી થાય તોજ આ દવા પીવી પ્રમાણ છે.

મહેન્દ્રરાજ! આ ઔષધ નથી, પણ,
ભાઇ બ્હેનને ભુલે એ એમાં મદીરા છે,
માતા, પુત્રને ભુલે એ એમાં મદીરા છે,
સ્નેહમાં ઝેર વરસાવે એ એમાં મદીરા છે,
લોહી ભાઈનું વહાવે એ એમાં મદીરા છે,
જગાડે અનિતિના સોળા, એ એમાં મદીરા છે,
રાજાઓ પી બને ગોલા, એ એમાં મદીરા છે.

**મહેન્દ્ર**—ચંદ્રપ્રભા! તો પછી એ મદીરા મને શા માટે આપે છે? ધર્મનું ખુન કરનાર એ મદીરા મને શા માટે પીવરાવે છે?

**ચંદ્રપ્રભા**–મહેન્દ્રરાજ! આપને શાન્તી આપવા, આરામ લેવા.

**મહેન્દ્ર**—પ્રભા! તુંજ હમણા કહેતી હતી કે આ અનીતિને રસ્તે દોરનાર મદીરા છે, તો પછી એનો ઉપયોગ હું શા માટે કરૂં?

**ચંદ્રપ્રભા**—નહિ નહિ મહેન્દ્રરાજ! આપને માટે તો આ શાન્તી આપનાર છે. ચંદ્રપ્રભા વિચારમાં પડી કે જો આ મદીરા મહેન્દ્ર પીએ તોજ મારી આશા સફળ થાય, મેં ભુલ કરી કે તેને ખરી બીના જણાવી દીધી. માટે હવે વાત ફેરવવા દે. મહેન્દ્રરાજ! આ મદીરા નથી, પણ સ્વર્ગના શીખરપર ડોલાવનાર અમૃત છે. આપ તેને પીઓ! મારા સમ! આ પીવાથી જરૂર આપને આનંદનો પાર નહિ રહે. પ્રભાએ પોતાના હાથમાં ગ્લાસ લઈ મહેન્દ્રને પાયો. થઈ ચુકયું, પવિત્ર મહેંદ્રના હૃદયમાં મદીરાનો પ્રવેશ થઇ ચુકયો પીધા પછી મહેંદ્ર બોલી ઉઠયો, વાહ! વાહ! શું સરસ અમૃત છે. દુઃખીનું દુઃખ હરનારૂં શું મધુરૂં ઔષધ છે.! પ્રભાએ બે

ચાર ગ્લાસ બીજા પણ પાયા. તે મનમાં આનંદ પામવા લાગી કે જરૂર આજે હું મારી ધારેલી આશા સફળ કરી શકીશ. મદીરાના નિસામાં તો થોડીવારમાં મહેંદ્ર બેભાન થઈ ગયો. આંખે અંધકાર આવવા લાગ્યો. તે ઠોકર ખાતો પાસે પડેલા પલંગ પર પડયો; અને મોટા અવાજથી બોલવા લાગ્યો કે વાહ! વાહ! શું મધુરૂં અમૃત છે. આવ, આવ, ચંદ્રપ્રભા મારી પાસે આવ. હું સદાનો તારો અને તું સદાની મારી, જો જો પ્રભા આ અમૃતને પીવા પેલો આકાશમાં ઉગેલો સુર્ય પણ તલપી રહ્યો છે, તે પોતે માંગતા તો શરમાય છે, પણ પોતાના કીરણ વડે તે અમૃતને ખેંચે છે. તું તે અમૃતના શીશાને બંધ કરી દે, નહિતર એ અદેખો સુર્ય પોતાના કીરણવડે એ બધું અમૃત ખેંચી લેશે. ચંદ્રપ્રભા! દુનિયામાં શાન્તિ આપનારી આ એકજ ચીજ છે હો! ખરેખર આ અમૃત પાસે સ્વર્ગના સુખો પણ ખાલી છે.

ચંદ્રપ્રભાના મનમાં અત્યારે પ્રેમનાં ઝરણ ઝરતાં હતા. તરતજ તે હસ્તી હસ્તી મહેન્દ્રની પાસે આવી બેઠી; અને બોલી કે મહેન્દ્રરાજ! હવે આપ આ ઘર છોડી જશો નહિ કે?

**મહેન્દ્ર**–કોને છોડીને? શું પ્રભા તને છોડીને? ના, ના, હવે હું તને છોડી કદી નહિ જઇશ.

**ચંદ્રપ્રભા**–એમ ત્યારે આપો વચન!

વાંચક અત્યારે ચંદ્રપ્રભાના હૃદયમાં પ્રેમના ફુવારા ઉડતા હતા, તેના માથાનું ઓઢણું સરકવા લાગ્યું, કમખાની કસો પણ ઢીલી પડવા લાગી, જુઓ જુઓ ચંદ્રપ્રભાના પ્રેમમાં અત્યારે સુર્ય પણ ડુબ્યો જાય છે. તરતજ ચંદ્રપ્રભાએ મહેન્દ્રનો હાથ પોતાના હાથમાં લીધો, અને તે હાથ પોતાની છાતી સાથ દબાવતી

બોલી કે મહેન્દ્રરાજ ! હૃદયને શાંતિ આપનાર આ એકજ ચીજ છે હો. મહેન્દ્રનો હાથ ચંદ્રપ્રભાની છાતી ઉપર પડતાની સાથ મુકતાની પવિત્ર છબી .તેની નજરની સામે તરી આવી અને કેમ જાણે મહેન્દ્રને તે ધીકકારતી હોય તેમ જણાયું. મહેન્દ્રે તરતજ ચંદ્રપ્રભાની છાતી પરથી પોતાનો હાથ લઇ લીધો, અને કંઇક બોલવા જતો હતો, એટલામાં એક ગેબી ગર્જનાનો અવાજ થયો અરે ઓ પાષાણ હૃદયના મહેન્દ્ર ! આ તું શું કરે છે ? અરે જે પવિત્ર મુક્તા તારા માટે અનેક કષ્ટો સહન કરી રહી છે, તને મળવા માટે તે પોતાનું જીવન ધારણ કરી રહી છે; તે વીરબાળાને ભુલી જઈ અત્યારે આ પીશાચણી ચંદ્રપ્રભાને આલીંગન કરવા તૈયાર થયો છે. ચેત! ચેત! મહેંદ્ર હજુ પણ વખત છે. ગેબી ગર્જનાનો અવાજ બંધ થયો, અને મહેન્દ્રપાસેની બારી પાસે ઉભો રહ્યો, જાણે કેમ અત્યારે કોઇએ લોખંડના ખીલાથી તેની છાતીને દીવાલ સાથ જડી દીધી હોય તેમ ઉભો હતો; તેનું મન ગભરાવા લાગ્યું. આંખો લાલ થઇ. શરીરના રૂવેરૂંવા ખડા થયા, અને ગુસ્સામાં આવી જઇ કહેવા લાગ્યો. અરે ચંદ્રપ્રભા ! અપ્સરાના રૂપમાં છુપાયેલી ડાકણ દુર થા, મારી ઝેરી નજર આગળથી હઠી જા. તેં તારો નીચ સ્વાર્થ સાધવા મને અમૃત કહી મદીરા પાયો છે, ધીકકાર છે તને અને મદીરા બનાવનારને. ચંદ્રપ્રભા ચોકસ સમજજે કે મારો પ્રેમ આ ભવે મુકતા સિવાય કોઇ ભોગવી શકશે નહિ. અરે મારી પ્રીય દેવી પ્રાણ વલ્લભે મુકતે! હું આ મદીરા પી તને વીસરી ગયો, તો મને માફ કરજે. આજ પછી ધર્મથી ચલાયમાન કરનાર આ નાપાક મદીરાને હાથમાં ધારણ નહિ કરૂં; આ મારી ભુલની તું માફી દેજે. આમ બબડતો ગુસ્સાના આવેશમાં મહેંદ્ર ચંદ્રપ્રભાનું ઘર છોડી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૫ મું.

# મુક્તાનો દ્રઢ નિશ્ચય.

तावद्ध येष भेतव्यं यावद्भयम नागतम् ॥
आगतंतु भयं दृष्ट्वा प्रहर्तव्यम शंकया ॥

જ્યાં સુધી ભય આવ્યો નથી, ત્યાં સુધીજ ભયથી ડરવું જોઇએ, પણ પછી તો આવેલા ભયને પ્રહાર કરવો એજ ઉચીત છે. ચાણુકય.

શુરવીર કે વીર ક્ષત્રીઓ, દુઃખ જોઇને ડરતા નથી,
નીજ ધર્મ માટે પ્રાણની, પરવા કદી કરતા નથી;
શિવાજી ને પ્રતાપ રાણે, દેશની સેવા કરી,
દુઃખના ડુંગર તુટી પડયા, પણ પાછી પાની નહિ ભરી.


ખ અને દુઃખ બંને માની લીધેલી મનની કલ્પના છે. રાજ્યપાટને તિલાંજલી આપી એક વચન ખાતર હરિશ્ચંદ્ર નીચ ઘેર વેચાયો, તેમાંજ તેણે સુખ માન્યું. દુઃખથી મનુષ્ય પાવરધો બને છે, તેનું હૃદય બળ એટલું દૃઢ થાય છે કે મહાન શિખરો પણ તેના મનને દબાવી શકતા નથી, મનુષ્ય માત્ર જ્યાં સુધી દુઃખમાં ઘેરાયો નથી, ત્યાં સુધી તે કુદરતની અગાધ લીલા પીછાણી શકતો નથી. ધ્રુવજીની માતાએ જો તેને કર્કશ શબ્દના પ્રહારથી તેનું હૃદય ન ચીર્યું હત, તો ધ્રુવજી જગતમાં શું અમર થાત ? ભરથરી ને પીંગલા તરફનો વિશુદ્ધ પ્રેમ સદા જો મળ્યો હત, તો તેજ ભરથરી સંસારમાં

વૈરાગ્ય ધારણ કરી અમર થાત ? કદી નહિ, માટે દુઃખ પડયા સિવાય કોઈ પ્રાણીનો અભ્યુદય થતોજ નથી.

રાજસિંહ જે વખતે મહેંદ્રને પકડી લઈ ગયો, ત્યારે મુકતા તો દીવાનીજ બની ગઇ હતી. તેને કંઈ પણ ભાન ન રહ્યું. તે આંખમાં આંસુઓનો પ્રવાહ વર્ષાવતી હતી, ચાલ્યા ગયા. શું મહેંદ્ર મને મુકી ચાલ્યા ગયા? હા, હા, એ તો ગયા, પણ હું અહીં કેમ ઉભી છું? ચાલ હું પણ તેની પાછળ જાઉં. અરે પણ હું જઉં કયાં? કોણ જાણે કે એ નીચ રાજસિંહ એને કયાં લઇ જશે? શું પિતાશ્રી આટલા ક્રુર બન્યા? શા માટે તેણે મહેંદ્રને રજા આપી હશે? પિતાશ્રીને પૂછી જોઉં કે એણે શો ગુન્હો કર્યો? આટલું બોલી મુકતા ઘરમાં જવા લાગી. આ વખતે દોલતસિંહ પણ પોતાના રૂમમાં વિચાર કરતા બેઠા હતા કે મુકતાને રાજસીંહ સાથે લગ્ન કરવા શી રીતે સમજાવવી? એટલામાં તો એક માણસે આવી જણાવ્યું, ગુલાબરાય આપને મળવા માંગે છે. દોલતસિંહે જવાબ આપ્યો કે ખુશીથી એને બોલાવી લાવ. ગુલાબરાય તરત આવી નમન કરી ઉભો રહ્યો, દોલતસિંહે બેસવા તેને આસન આપ્યું અને પુછયું કે ગુલાબરાય રાજસિંહને મારા તરફથી કંઇ ખોટું તો નથી લાગ્યુંને?

ગુલાબરાય—ખોટું નથી લાગ્યું, પણ આમ કયાં સુધી ચાલશે? હવે જો વધારે દિવસ થાય તો, પછી રાજસિંહનો વિચાર ફરી જાય, તો પછી હું કંઇ કહી શકતો નથી, માટે જેમ બને તેમ મુકતાના જલ્દી લગ્ન કરી આપો, તેમાં તમારૂં હીત છે, પછી તો જેવી તમારી મરજી.

દોલતસિંહ—હું પણ અત્યારે એજ વિચારમાં છું. મુકતાને મેં ઘણી વખત આ વાત જણાવી, પણ એ હઠીલી છોકરી

માનતી નથી; પરંતુ હવે હું એના બોલવાપર લક્ષ આપીશ નહિ, તે ના પાડશે તો પણ હું મારા આપેલા વચન પ્રમાણે લગ્ન કરી આપીશ, તમો પણ રાજસિંહને જણાવજો કે હું થોડા દિવસમાં લગ્નનું મહુર્ત જોઈ કહેવરાવીશ, તે વિષે જરા પણ ચિંતા કરશો નહિ.

**ગુલાબરાય**—ભલે આ બધી બીના હું રાજસિંહને જણાવીશ. આટલું બોલી ગુલાબરાય નમન કરી ચાલતો થયો. ગુલાબરાયના ગયા પછી દોલતસિંહે તરતજ મુકતાને પોતાની પાસે બોલાવી. મુકતા નમન કરી કંઇપણ બોલ્યા સિવાય ઉભી રહી.

**દોલતસીંહ**—બેટા! હવે તું નાની નથી, મેં તને ઘણીવાર જણાવ્યું છે કે તારા લગ્ન રાજસિંહ સાથ નકકી કર્યા છે. તારા અહોભાગ્ય કે મોટું ઠેકાણું તને પ્રાપ્ત થયું. આ શબ્દ સાંભળવા છતાં મુકતા નીચું જોઈ ઉભીજ રહી.

**દોલતસિંહ**—કેમ કંઇ બોલતી નથી? કહે જોઈએ તને શું દુઃખ થાય છે? તારા સુખના માટે, તારા કલ્યાણના માટે, મેં રાજસિંહ જેવા મોટા કુમાર સાથે તારા લગ્નનું નકકી કર્યું, છતાં તું કેમ ઉદાસ રહે છે?

**મુકતા**- પિતાશ્રી હું આપને નમ્રતાપૂર્વક અરજ કરૂં છું કે લગ્નની વાત મારી પાસે કદી કરશો નહિ.

**દોલતસિંહ**—કેમ તું રાજ્યરાણી થઈશ, તેમાં તને દુઃખ થાય છે?

**મુકતા**—પિતાશ્રી મારે રાજ્યરાણી નથી થવું.

**દોલતસિંહ**—ત્યારે શું તું મીરાંબાઇ થવા માગે છે?

**મુકતા**—હું મારી જીંદગી આપને ત્યાં કુંવારીજ ગાળીશ.

**દોલતસિંહ**—મુકતા ! આ તું શું બોલે છે ? તેની મને કંઇ ખબર પડતી નથી.

**મુકતા**—પિતાશ્રી ! આપ મને સુખી કરવા માંગો છો, તો જેમ હું સુખી થાઉં તેમ કરવા દ્યો; શા માટે મારા સુખની આડે આવો છો ? લગ્નની વાત કરી શામાટે મને દુઃખી કરો છો ?

**દોલતસિંહ**—મુકતા! તું તો ગાંડી થઇ છે. તારી અક્કલ બહેર મારી ગઈ છે. તારા સુખની વાત તું દુઃખમય સમજે છે, કહે જોઇએ રાજસિંહ ને ત્યાં તને કઇ વાતની ખામી જણાય છે ?

**મુકતા**—પિતાશ્રી ! ખરૂં પુછો તો રાજસિંહ પાપિષ્ટ છે, તેનું નામ પણ આપના પવિત્ર મુખમાં ન શોભે.

**દોલતસિંહ**–એ તારો ભ્રમ છે. હજુ તું નાદાન છે. જેથી તું તારૂં ભલું જોઈ શકતી નથી. રાજસિંહે તારા માટે કરી ઘણા માંગા પાછા વાળ્યા. તે તારી સાથે લગ્ન કરવા તૈયાર થાય તો તારા ઓછા ભાગ્ય નહિ. હવે તું રાજ્ય રાણી બની અપૂર્વ વૈભવ ભોગવનારી થઈશ. અરે એટલુંજ નહિ, પરંતુ રાજસીંહના પ્રતાપથી હું પણ મારૂં ખોયેલું રાજ્ય પાછું મેળવી શકીશ. જો તું મને સુખી કરવા માંગતી હો, તો રાજસીંહ સાથે લગ્ન કરવાની હા કહે.

**મુકતા**—પિતાશ્રી ! મને સુખ કે વૈભવની લાલચ નથી, પ્રભુએ દયાળુ થઇ આપણને જે આપ્યું છે, તે ઘણું છે, મને આપને ત્યાં શાનો અભાવ છે? આપને ત્યાં શી વાતની ન્યુનતા છે? આપ શા માટે આમ ફાંફાં મારો છો? આપણે રાજ્યની કે દ્રવ્યની જરૂર નથી. ઇશ્વરે આપણને કંઇ દુઃખી રાખ્યા નથી. જે જોઇએ તે આપ્યું છે. આપ જો રાજ્ય, અગર અધિક ધન મેળવી

મને સુખી કરવા માંગતા હો, તો હું તે સુખ નથી ઇચ્છતી, પિતાશ્રી મને રાજ્યરાણી બનાવી જે સુખ ભોગવવાનું જણાવો છો, તેથી અધિક સુખ હું આપની સેવા કરીને મેળવીશ.

**દોલતસિંહ**—મુકતા! હું તારો પિતાશ્રી છું, તારે મને ઉપદેશ આપવાની જરૂર નથી.

**મુકતા**—શું કરૂં પિતાજી! આપ જ્યારે લગ્નની વાત કરો છો, ત્યારે આપને કહેવું પડે છે. હું લગ્નની વાત સાંભળી કંપી ઉઠું છું.

**દોલતસિંહ**—આવા બોલ બોલી, મુકતા તું તારૂંજ નુકશાન કરે છે. આવતા સુખને તું ઠોકર મારવા તૈયાર થઇ છો. મારી આજ્ઞાને અનુસરી તારે રાજસિંહની સાથે લગ્ન કરવાજ પડશે.

**મુકતા**—પિતાશ્રી! આજ દીન સુધી હું આપની સામે કદી પણ બોલી નથી; પરંતુ અત્યારે હું આપને જણાવું છું, કે રાજસિંહ મારો ભાઇ છે. હું પ્રાણાંતરે પણ તેની સાથે લગ્ન નહિ કરૂં.

**દોલતસિંહ**—મુકતા તું ખાલી હુજ્જત કરે છે. મારા મગજને ક્રોધની આગમાં ઉશ્કેરે છે તારી પર મારી સત્તા છે, હું મારી મરજી મુજબ કરીશ.

**મુકતા**—ખરૂં છે પિતાશ્રી! મારા પર આપની સત્તા છે, પરંતુ મારા દીલ પર આપની સત્તા નથી. આ શરીરને જોઇએ તો આપ સળગાવી મુકો, પણ મારા વિચારને તો આપ બીલકુલ ફેરવી શકશો નહિ.

**દોલતસિંહ**—મુકતા તારે તારો વિચાર ફેરવવો પડશે, મારૂં કહેણ અવશ્ય માનવું પડશે, છતાં જો તું નહિ માને તો પણ હું તારા લગ્ન થોડા દિવસમાં રાજસિંહ સાથે કરી નાખીશ.

**મુકતા**—પિતાશ્રી ! એ ધારણા આપની કદી પણ સફળ નહિ થાય.

**દોલતસિંહ**—તે હું જોઈ લઇશ. તને હજુ પણ ચેતાવું છું કે તારે બે ચાર દિવસમાં વિચાર કરવો હોય તો કરી લેજે. આટલું બોલી દોલતસિંહ બહાર ચાલ્યો ગયો. મુકતા જડની માફક ત્યાંજ ઉભી રહી, તેને અત્યારે મહેંદ્રનો સ્નેહ યાદ આવ્યો. તે મનમાં વિચાર કરવા લાગી કે મહેન્દ્ર પણ મારા માટે દુઃખી થયા છે. પ્રથમ મેંજ તેમને લગ્નના સબંધથી જોડાવાનું જણાવ્યું હતું. મારા મનથીજ હું તેને વરી, તો હવે મહેન્દ્ર દુઃખ ભોગવે અને હું અહીં સુખી રહું ? ના ના, જયાં મહેન્દ્ર ત્યાં હું પણ હવે તેને શોધું કયાં ? કયે રસ્તે જવાથી તેનો મેળાપ થાય ? હવે મારે અહીં રહી શું કરવું ? પિતાશ્રીતો પોતાની મરજી પ્રમાણે કર્યે જાય છે, તે રાજયના લોભે મારી જીંદગી ધુળમાં મેળવવા તૈયાર થયા છે, તેણે મનમાં એકજ નિશ્ચય કર્યો છે; તો મારે પણ હવે સત્વર આ સ્થાન છોડી નાસી જવું જોઈએ, પણ નાસીને જવું કયાં ? એજ વિચારમાં મુકતા ગોથા ખાવા લાગી.



## પ્રકરણ ૬ ઠું.

# મહેન્દ્રની પ્રેમ મસ્તી.

भोगे रोग भयं कुले च्युतिभयं वित्ते नृपालान्दयं ।
मौने दैन्य भयं बले रिपुभयं रूपे जराया भयम् ॥

शास्त्रे वाद भयं गुणे खलभयं काये कृतान्तान्दयं ।
सर्वं वस्तु भयान्वितं भुविनृणां वैराग्य मेवा भयम् ॥

ભોગમાં રોગનો ભય, કુળમાં ભ્રષ્ટ થવાનો ભય, ધનમાં રાજાનો ભય, મૌનતામાં હીનતાનો ભય, બળમાં રિપુનો ભય, રૂપમાં જરાનો (વૃદ્ધપણાનો) ભય, શાસ્ત્રમાં વાદનો ભય, ગુણમાં ખળનો ભય, અને કાયામાં કૃતાન્ત કાળનો ભય, એમ આ જગતમાં સર્વ વસ્તુઓ મનુષ્યને ભયવાળી છે, માત્ર વૈરાગ્યજ અભય છે. ચાણક્ય.

મહેંદ્ર પ્રેમ મસ્તીમાં દિવાનો બન્યો. મુક્તા સિવાય સંસારની સર્વ વસ્તુઓ તેને ભયરૂપ જણાવા લાગી. તે પ્રેમ સાગરના અગાધ પ્રવાહમાં તણાવા લાગ્યો.

પ્રેમ મસ્તી પ્રેમીઓની, પ્રેમી જન સૌ જાણતા,
પ્રેમ મય આ જગતમાં, પ્રિય પ્રેમીનેજ સંભારતા;
પ્રિય પ્રેમદાના પ્રેમમાં, જે પ્રિતીથી બંધાય છે
વિયોગ થાતાં તેહની, શુદ્ધ સાન સૌ વિસરાય છે.

---

બે પહોર રાત્રી વીતી ગઇ હતી, અમાવસ્યાની રાત કાળી ઘોર હતી, અંધકાર ચોમેર છવાયો હતો. પવનનું પ્રચંડ તોફાન મચ્યું હતું, થોડીવારમાં આકાશમાં કડકડાટ અને ગડગડાટ થવા લાગ્યો; તેની સાથે વર્ષાદ પણ મુસળધાર વર્ષવા લાગ્યો. તે ભયંકર રાત આ વખતે વધારે ભયંકર ભાસવા લાગી. પવનનો સડસડાટ અને મેઘની ગર્જના સિવાય કોઇપણ અવાજ સંભળાતો ન હતો. આ વખતે જંગલમાં એક મુસાફર જંગલની ગીચ ઝાડીમાં પસાર થતો જણાયો. જ્યારે જ્યારે વીજળીનો ચમકારો પૃથ્વીપર પથરાતો હતો, ત્યારે તે મુસાફર આગળ વધતો જણાતો હતો. તે મહાન દુઃખી હોય, તેમ તેના ચહેરા પરથી જણાતું હતું. આસ્તે આસ્તે અંધકાર દુર થવા લાગ્યો. મેઘરાજાએ પણ પોતાની સ્વારી પાછી ખેંચી લીધી, વીજળી બાઇને પણ મેઘરાજા સિવાય કંઈ ગમ્યું નહિ, માટે તે પણ મેઘરાજાની સાથે વિદાય થઈ હોય તેમ જણાતું હતું. સુર્યદેવ પણ પોતાના સોનેરી કીરણ ભુમિપર ફેંકવાની તૈયારીમાં હતા, અંધારી રાતે ચાલી જનાર તે મુસાફર ઘણો દુર નીકળી ગયો હતો, તેને થાક પણ ઘણો લાગ્યો હોય તેમ જણાતું હતું; પછી શાન્તિ લેવા એક પહાડ પાસે જઇ ઉભો, અને ચોતરફ નજર કરી ઉંડા નિશ્વાસ નાખવા લાગ્યો તે ઉંચા હાથ કરી બોલ્યો કે કહો કહો, જંગલમાં નિર્દય થઇને ઉભા રહેનારા ઝાડો કહો જોઈએ તમો મારી પ્રિયાને જોઈ શકો છો ? આકાશને મળવાની તૈયારી કરી રહેલા પ્રચંડ પહાડો બોલો કે આ વખતે મારી પ્રિય મુકતે કયાં છે ? કોણ જવાબ આપે ? ગરીબની દાદ કોણ સાંભળે ? અરે આકાશમાં રહી સર્વ દેવને નિહાળનાર સુર્ય દેવ તમો પણ શું આ ગરીબ મુસાફરની દયા નહિ ખાઓ ? કહો કહો, આખી સૃષ્ટિને તપાવનાર સુર્ય દેવ તમો કહો કે કયે રસ્તે જવાથી મારી પ્રિયતમે મને મળી શકશે.

* * *

"સવિતા દેવ ખબર કહોને, દયાળુ સૌ કહે તમને,
"સદા છો દુઃખ હરનારા, કહોને દેવ ક્યાં દારા,
"બતાવો મોહીની મારી, બનો હવે આપ ઉપકારી,
"ગરીબ નીર્દોષ એ રામા, સતી એ છે ખરી શ્યામા,
"દુઃખી હું પ્રેમી તેનો છું, વિયોગી પ્રેમ ઘેલો છું
"ભટકતો ભુમિ પહાડોમાં, પ્રિયા કાજે દીવાનો છું,
"દુઃખી છું હું પ્રિયા માટે, વળી આવ્યો હું આ વાટે
"દયાળુ દેવ દયા કરીને, આપો પ્રિયા શીર સાટે
"કહો સાચું નહિ મળશે, ફરીને આ ભવે પ્યારી
"મળે મુકતા કહોને કોઇ, ટળે દુઃખ થાઓ ઉપકારી.

*　　　*　　　*

અરે કોઇ તો મને ખબર આપો. સૂર્ય દેવ જરા તો બોલો અરે પણ એ તો શાના બોલે? એ તો પોતાના ગમંડી તેજમાં મારા સામુંએ શાના જુએ? કહો કહો, દુનિયા ઉપર વસ્તા દેવ દાનવ કહો કે હવે મારૂં શું થશે? નભ મંડળમાંથી તેજનો ગોળો છોડનાર અભિમાની સુર્ય મારી ઉપર દયા કરીને તમો દુનીયા ઉપર ફેંકેલું તમારૂં તમામ તેજ પાછું ખેંચી મારી આંખોમાં ભરો, કે જેથી હું મારી પ્રિયાને જલ્દી શોધી શકું. અરે કોઈ તો આ ગરીબની દયા ખાઓ. અરે મારી ગરીબાઈ ઉપર કોઇ તો દયાના કીરણુ છોડો. દુઃખીના દુઃખ હરનારી સર્વની માતા વસુંધરા! તમો તો જરા તમારા આ બાળક તરફ દયા લાવો. સર્વ જગત તો મારા પર ક્રુર થઈ રહ્યું છે, પણ તમો તો જરા મારી દાદ સાંભળો. શુ તમોએ મારી પ્રિયતમને તમારી સેવામાં રાખી છે? જો તેમ હોય તો થોડીવારને માટે છુટી કરી મને મળવા આપો. માતા! તેના સિવાય હું કોઇને જોઈ શકતો નથી. હું રસ્તો ભુલ્યો છું, જો કે.

દોલતસિંહે મને તેને ત્યાં આવવાની મના કરી છે, છતાં પણ મારા પ્રાણની પ્રતિમાને મળવા હું જરૂર ત્યાં જઇશ. પણ કયે રસ્તેથી જવું કે જેથી હું તે સ્થાન પર જઈ શકું? અરે કોઇ તો એ રસ્તો બતાવો.

* * *

અરે મેં તો જઇ શોધ્યા, ગિરી ગુફા અને પહાડો,
પ્રિયાના મીલનનો રસ્તો, અરેરે! કોઇ દેખાડો;
અરે! લેલીની સૃષ્ટિમાં, ખરે મજનું દિવાનો છે,
દિવાનો માંગતો ભિક્ષા, પછી મારો શું ગુન્હો છે?
નભ મંડળ તણા તારા, દેખાતા બંધ સૌ થાઓ,
ભુમિ પરની સરીતાઓ, વહેતી બંધ થઈ જાઓ.

* * *

પ્રભુ! પ્રભુ! તારા ન્યાયી રાજ્યમાં પણ મારા માટે ઈન્સાફ નથી? દયાળુ કીરતાર મેં તારો એવો શો અપરાધ કીધો છે કે મને જંગલે જંગલ રખડાવે છે? શું તમો સર્વ દુનીયા ભેગી થઈ મારી પ્રિયતમાને લઈ જવા માંગો છો? નાના, હું તમોને નહિ લઈ જવા દઉં. હું દોલતસિંહને ઘેર જઇને તે જ્યાં હશે; ત્યાંથી શોધી તેને મારી સાથે લઈ જઇશ. આવું છું, આવું છું., પ્રિય મુકતા! તારા પિતાની નામરજી હોવા છતાં તારા પ્રેમમાં દીવાનો બની આવું છું. એટલું બોલતો તે મુસાફર ત્યાંથી દોડવા લાગ્યો, એટલામાં સામેથી ઘોડેસ્વાર આવતા દેખાયા. મહેન્દ્ર તો પોતાની પ્રિય મુકતાને ભેટવાજ દોડતો હતો. તેણે ઘોડે સ્વારને પણ જોયાં નહિ. તેના પર ઘોડેસ્વારની નજર પડતાંજ તે બોલી ઉઠયો કે આતો એજ ગુમાની મહેન્દ્ર! સિપાઇઓ પકડી લ્યો તેને. સિપાઇઓએ તરતજ મહેન્દ્રને પાછળથી પકડી લીધો, મહેન્દ્રે ઉંચું જોયું, અને બોલી ઉઠયો કે કોણ નિર્દય રાજસિંહ?

ખરેખર તે રાજસિંહ હતો, અને ચંદ્રપ્રભાને મળવા જતો હતો. ચંદ્રપ્રભાનો ખુલાસો અહીં આપવો ઠીક પડશે. ચંદ્રપ્રભા એક રાજની રાણી હતી, તેના સ્વામી સાથે રાજસિંહને સારી મિત્રાચારી હતી. પોતાના ખાનગી કામમાં પણ ચંદ્રપ્રભાના સ્વામી રાજસિંહની સલાહ લેતા હતા.

રાજસીંહને ચંદ્રપ્રભા સાથે વાતચીત કરવાની પણ છુટ હતી. ચંદ્રપ્રભાનું અથાગ રૂપ જોઈ રાજસીંહ તેનાપર મોહીત થયો, અને કોઇપણ રસ્તે તેને ઉપાડી જવાનો નિશ્ચય કર્યો, ચંદ્રપ્રભા તથા રાજસીંહ બંને સંગીતના બહુ શોખીન હતા. એક દિવસ ચંદ્રપ્રભાના સ્વામી શિકાર પર ગયા હતા, તે સમયનો લાભ લઈ રાજસીંહે ત્યાં આવી ચંદ્રપ્રભાને મદીરા પાયો, અને અનેક જાતની લાલચો આપી ચંદ્રપ્રભાને ત્યાંથી નસાડી લાવ્યો. પોતાના રાજ્યમાં તો હજુ પોતાના પિતાશ્રી રાજ કરે છે, જેથી ચંદ્રપ્રભાને પોતાની રાજ્યધાનીમાં લઈ જવાય તેમ તો નજ હતું; તેથી પોતે જ્યાં સુધી તખ્તનશીન ન થાય ત્યાં સુધી ચંદ્રપ્રભાને કોઇ ખાનગી નિવાસ સ્થાનમાં રાખવાનો વિચાર કર્યો. તેણે જંગલમાં એક ખાનગી સુંદર સ્થળ નીર્માણ કરી ત્યાં મકાન બાંધ્યું, અને તેમાંજ ચંદ્રપ્રભાને રાખી હતી, ચંદ્રપ્રભા નાસી ગઇ એમ તેના ધણીને ખબર પડી, પણ ખુલ્લી વાત કરે તો પોતાની ઇજ્જત જાય, જેથી તેણે પોતાના રાજ્યમાં એવી વાત ફેલાવી કે ચંદ્રપ્રભા પોતાની સાથે શીકારે આવી હતી, પણ જંગલમાં વિકરાળ સિંહ તેને ઉપાડી ગયો. ઘણી તપાસ કરવા છતાં તેનો પત્તો લાગ્યો નહિ; જેથી આ બીના પોતા સિવાય બીજું કોઇ જાણતુંજ નહિં.

રાજસિંહ મહેન્દ્રને પકડી ચંદ્રપ્રભાના ઘર તરફ ચાલતો થયો ત્યાં પણ તેણે ખાનગી જેલખાનું બંધાવેલું હતું, તેમાં મહેંદ્રને

પુરવા હુકમ કર્યો; અને ઉપર સખ્ત ચોકી મુકી. રાજસિંહ ઘણો સમય ચંદ્રપ્રભાને ત્યાં ગુજારતો હતો, પણ હજી સુધી ચંદ્રપ્રભાએ તેને દીલ આપ્યું ન હતું, કારણ કે તેને મદીરાનો નીસો ઉતરી શુદ્ધ વીર ક્ષત્રાણીનો નીસો ચડયો હતો. ફકત તે હવે મહેન્દ્ર તરફ દીવાની હતી. રાજસિંહ અગત્યના કામે ચંદ્રપ્રભાને મળ્યા સિવાય પોતાની રાજ્યધાની તરફ રવાના થયો. આ વખતે ચંદ્રપ્રભા પોતાના મકાનમાંથી આ બધી બીના જોતી હતી. તે જાણી ગઈ કે મહેન્દ્રને રાજસિંહે આ સામેના જેલખાનામાં પુરેલ છે, ચંદ્રપ્રભા તો મનમાંજ મહેન્દ્રના નામના જાપ જપતી હતી. તેને કયાંય પણ ચેન પડતું ન હતું. તે એક નજરથી મહેન્દ્ર તરફ જોઈ રહી હતી. ત્યાં એક સિપાઇ ખાવાનું લઇ જેલ તરફ જતો હતો. આ વખતે મહેન્દ્ર જેલમાં જમીનપર સુતો હતો. ખાવાનું લાવનાર સિપાઈ જેલના દરવાજા ખોલી અંદર દાખલ થયો, અને બોલ્યો કે અબે! લડકે ખડા હોજા! ખાનેકા બી ભાન નહિ? ગદ્ધેકી તરાહ શોતા હે, આ શબ્દનો સુસવાટ મહેન્દ્રના કાનપર પડતાં તે એકદમ જાગી ઉઠયો. તરતજ સિપાઇએ ખાવાનું નીચે મુકયું, અને બોલ્યો કે એ ખાનેકા હય તેરેકુતો બેઠે બેઠે ખાનેકા મીલતા હય, અમકુતો એક દિન કોઇ મુફત નહિ ખીલાતા હય. એટલું બોલી તે સીપાઈ જેલની બહાર ચાલ્યો ગયો, મહેંદ્રને ભુખ પણ ઘણી લાગી હતી. તરતજ તેણે ખાવાનું હાથમાં લીધું અને જુએ છે તો અંદર ટાઢો રોટલો થોડી છાસ અને થોડું મીઠું હતું, મહેંદ્ર રોટલા તરફ ઘણીવાર જોઈ રહ્યો; પછી તેને ચુંબન કરવા લાગ્યો; પછી બોલ્યો કે સકળ સૃષ્ટિને પોષનાર પવિત્ર અન્ન દેવતા! હું તમારો તિરસ્કાર નહી કરૂં. ભુખથી રીબાતો મારો આત્મા સુકો રોટલો પણ જોઇ હર્ષઘેલો થઈ ગયો છે, ટુકડા રોટલા માટે આ દેહ તલ્પી રહ્યો છે. અરે ઓ ભુખથી અધીરા થઈ રહેલા મન ઉઠ, અને જો કે તારા ભાગ્યમાં

શું લખાએલું છે? ખા! ખા! અરે એ કમનસીબ દીલ ખા! તારા માટે પરમાત્માને ત્યાં સુકો રોટલોજ લખાયો હશે, વાહ પ્રભુ વાહ! શું તારી અજબ લીલા છે, ઉઠો, ઉઠો, અરે એ ઘોર નિદ્રામાં સુતેલા વિશ્વના માલિક ઉઠો! દુઃખથી રીબાતા દેહપર હવે જરા તો દયા લાવો, નિર્દોષપર જુલમ ન કરો. હવે હદ થાય છે, દુનીયામાં તો તું અદ્દલ ઈનસાફી કહેવાય છે, તો હવે હું તારી પાસે ઇન્સાફ માગું છું કે કયા પાપ કીધાથી આ દુઃખ મારે સહન કરવું પડે છે. કયા કાળા કૃત્યનો આ બદલો મળે છે? જેલખાનામાં પડી રહેલો આ દેહ હવે તને પોકારી પોકારીને કહે છે કે જો તું ઈન્સાફી હો, તો આ જેલખાનામાંથી મને છુટો કરી મારી મુકતા મને સોંપી સુખી કર, અગર તો આ દુઃખી દેહ તારા ચરણમાં લઈ લે, પણ ના ના, તું ન્યાયી કયાં છે? પાપીઓને સજા આપવાની તારામાં શકતીજ કયાં છે? અરે પરમાત્મા તને કોણ કહેશે? સૃષ્ટિનો રચનાર તને કોણ કહેશે?

" દુનીયામાં ઈન્સાફી કહેવાયો, છતાં ઈન્સાફ નથી દેતો
" સંભારે હરનીશ દુઃખી તુજને છતાં તું દાદ નથી લેતો
" કરે જે પાપનાં કૃત્યો, તેને યારી સદા આપે
" કરે જે કર્મ બહુ કાળા, તેને તું રાજ્યપર સ્થાપે
" ઇન્સાફી નામ મુકી દઈ, પક્ષપાતી નામ ધારી લે
" પાપીને કુલાવી દઈ, નિર્દોશ તું રીબાવી લે
" ના પાછો કદી પડતો, જુલ્મ પર જુલ્મ ગુજારી લે
" ગરીબોની ગરદન પર, અન્યાયનું સસ્ત્ર ચલાવીલે

સર્વ દુનિયા તારા આધાર પર ચાલે છે, સર્વ તને ગરીબનો બેલી કહે છે, છતાં આટલો પક્ષપાત તારા રાજ્યમાં ચાલે છે, તો હવે હું પણ દુઃખ ભોગવવા તૈયાર થઈશ, દુનિયા હવે જુએ કે આપણા

એમાં કોણ હારે છે? આખી દુનિયા મારાથી શત્રુ બની, તો પછી તારો શો વાંક? તું પણ તારી કૃત્તિ બજાવી લે, હવે હું કબુલ કરૂં છું કે આ જમાનો ગરીબોનો નથી, ધર્મનો નથી, સત્યનો નથી; પણ હવે એ જમાનો આવ્યો છે કે પ્રપંચોના પોબાર પડે છે! અરે શરીરમાં રહેલા અભિમાની ચેતન! હવે ઉઠ, હવે તું આ જેલખાનામાંથી છુટવાની આશાજ છોડી દે; નહિતર તે આશા એ અધરજ લટકી જશે. અરે ઓ ચમકતી અભાગી આંખો! તમો પણ હવે દુઃખી હાલત જોવા તૈયાર થઇ રહો. અરે સુખના સણસણાટ અવાજ સાંભળવા અધીરા થઈ રહેલા કાન! તમો હવે દુઃખની વાતોને આમંત્રણ આપો, અરે દુઃખ જોઇ ત્રાસ પામેલા હાડ પીંજર! હવે તું કષ્ટ ભોગવવાની હીંમત ધારણ કર. આ ભવે તો તારા માટે સુખની આશા અહીં તો શું? પણ પરમાત્માના ચોપડામાં પણ નથી, તો શા માટે તે આશાએ સુઇ રહે છે? હવે હીંમત ધારણ કર, શરીરની નસેનસ પાષાણમય બની જાઓ, કાન તમે વજ્રના પડદા ધારણ કરો, હવે આ જમાનો સત્યનો નથી, પણ હવે એવો ઝેરી જમાનો આવ્યો છે કેઃ—

"મરે છે પુન્ય કરનારા, જમાનો એ હવે આવ્યો,
"રીબાયે સત્ય કહેનારા, જમાનો એ હવે આવ્યો,
"મઝા માણે વ્યભિચારી, જમાનો એ હવે આવ્યો,
"પીડાયે શીયળ વ્રતનારી, જમાનો એ હવે આવ્યો,
"કરે છે કત્લ ગાયોને, જમાનો એ હવે આવ્યો,
"કમાણી છે કસાયોને, જમાનો એ હવે આવ્યો,
"પિતાઓ પુત્રી વેચે છે, જમાનો એ હવે આવ્યો,
"કુંવારી ગર્ભ પાડે છે, જમાનો એ હવે આવ્યો.

પુર્ણ દુઃખથી ઘેરાતી આંખો હવે સુઇ જા, ઓ અરે વિચારના ઝપાટામાં ગોથાખાતા આત્મા! તું પણ નિદ્રા દેવીને આધીન થા; એમ કહેતો મહેન્દ્ર જેલખાનામાં નિદ્રાવશ થયો.



———

## પ્રકરણ ૭ મું.

# પ્રેમઘેલી ચંદ્રપ્રભા.

कवयः किं न पश्यंति किंन कुर्वंति योषितः ।
मद्यपाः किंन जल्पंति किंन खादंति वायसाः ॥

કવિ શું જોઇ શકતા નથી? સ્ત્રીઓ શું કરી શકતી નથી? દારૂ પીનારા શું બકતા નથી? અને કાગડા શું ખાતા નથી? અર્થાત્ બધું ખાય છે. ચાણક્ય.

સ્ત્રી ધારતી તો પલમહીં, પલટો અજબ કરનાર છે,
સ્ત્રી ચરિત્રથી આ જગતમાં, નહિ કો કદી વધનાર છે.
વિક્રમ ગયો વનવાસ તે, પિંગલા તણા પરીતાપથી,
વનવાસ નીકળ્યા રામજી, કેકૈયી તણા કુરપાપથી.
જો શુદ્ધ પ્રેમે સંચરે તો, દેવી આપો આપ છે,
કુલટા મળે જો કારમી તો, પૂર્વ ભવના પાપ છે.



જાતિ વિશ્વમાં દેવી ગણાય છે, મહાન તપસ્વીઓ! જ્ઞાનીઓ! પંડિતો! તથા અનેક મહાન દેવી અંશો, સ્ત્રીના ઉદરથીજ જન્મ્યા છે. સ્ત્રી ધારે તો મહાન જુગદંબે પણ થઈ શકે છે, અને કુલટા બની અનાચારી થાય તો બેલાશક તે એક કાલી નાગણ છે. ચંદ્રપ્રભા! પ્રેમ ઘેલી બની, પોતાની શુદ્ધ સાન વિસારી મહેન્દ્રનાજ જાપ જપવા લાગી. શા માટે? એક સ્નેહ માટે! આ અમીમય ધોધ તેના હૃદયમાં અખંડીત ધારાએ નીશદીન વહ્યા કરતો હતો. મહેન્દ્ર એજ તેનું જીવન! એજ તેનો પ્રાણ! એજ તેના જીવનની જાગતી જ્યોત! આહા! પ્રેમ તું શું ન કરી શકે?

રાત્રી ઘણી વીતી હતી. આ સમયે ચંદ્રપ્રભા પોતાના મકાનમાં આમથી તેમ આંટા મારતી હતી, ચંદ્રપ્રભાના ઘરમાં કોઈ પુરૂષ ન હતો, માત્ર એક દાસી બાજુના રૂમમાં સુતી હતી, જે વખતે રાજસીંહ ચંદ્રપ્રભાને ઉપાડી લાવ્યો, તે વખતથીજ રાજસીંહે આ દાસીને ચંદ્રપ્રભાની સારવારમાં રાખી હતી. ચંદ્રપ્રભા ઘડીક બારી પાસે આવતી, વળી પાછી પોતાના પલંગપર સુતી હતી, પણ તેને નિદ્રા શાની આવે? તેના હૃદયમાં તો પ્રેમનો અગ્નિ ઝરતો હતો.

જ્યારથી તેણે મહેન્દ્રને જોયો હતો; ત્યારથીજ તેનું મન વ્યાકુળ થઈ ગયું હતું, તેનું મન ચકડોળે ચડયું હતું, વિષય વાંચ્છનામાં લુબ્ધ બનેલી ચંદ્રપ્રભા પલંગપર સુતાં સુતાં બોલી કે વ્હાલા મહેંદ્ર! આપ આ ઘર શા માટે છોડી ગયા? આપને અહીં કઈ ચીજની ખામી હતી? પ્રિય મહેંદ્ર! હું આપને શરણ છું. આપના પ્રેમપર હું અંધ છું. પરમાત્માએ આંખ આપેલી છે, છતાં તમારા સિવાય કોઇને પણ જોઇ શકતી નથી. કાન છતાં કોઇના પણ બોલ હું સાંભળી શકતી નથી. આપ મને છોડી શા માટે ચાલ્યા ગયા? મારી આશા નિરાશાના રૂપમાં શા માટે ફેરવતા ગયા? શું ફરી આપ આ મકાનમાં પાછા નહિ આવો? હા પણ હવે તમો અહીં કયાંથી આવો? તમોને તો રાજસીંહે કેદ કરેલ છે, આપ તો આ સમયે જેલમાં દુઃખ ભોગવતા હશો; પણ મહેંદ્રરાજ! એ દુઃખ હું તમોને વધારે વાર ભોગવવા નહિ દઉં. તમારા જેલના બંધનો હવે હું તોડી નાખીશ. તમારાપર દુઃખનું ઘેરાયેલું કાળું વાદળ હવે હું વીખેરી નાખીશ. તમો ત્યાં કષ્ટ પામો છો; હું અહીં બળું છું. તમો દુઃખી થાઓ છો; હું અહીં રીબાઉં છું. તમો ભુખ તરસ સહન કરો છો; તો હું પ્રેમના જખમ ભોગવું છું; પણ હવે હું તે વધારે સમય ભોગવી શકું તેમ નથી. જુઓ, જુઓ મહેંદ્રરાજ! મારા શરીરના એકે એક રૂંવે રૂંવે

પ્રેમના ઝરણુ ઝરે છે. જરૂર તમારે એ પ્રેમના ઝરણુમાં ન્હાવુંજ પડશે.

આવું છું. આવું છું. મહેંદ્ર! તમારા જેલના દરવાજા ખુલ્લા કરવા આવું છું. રાત્રી અંધકારમય હોવા છતાં પ્રભા તરતજ પોતાના મકાનની નીચે ઉતરી, અને જેલખાના તરફ જવા લાગી, ખરેખર! પ્રેમ તારી લીલા અપાર છે. તારી ગતીને કોઈ જાણી શકયું નથી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ જેવા દેવોએ પણ તારી ઝપટમાં ફુલાંટ ખાધી છે, તો પછી બિચારી ચંદ્રપ્રભાનું શું ગજું?

કોઇની બીક સિવાય પ્રેમમાં મસ્ત બનેલી ચંદ્રપ્રભા જેલની પાસે આવી પહોંચી. સર્વ પહેરેગીરો નિદ્રા દેવીને આધીન હતા. જેલના દરવાજાની ચાવી પણ પાસે પડેલી હતી. તરતજ તેણે ચાવી હાથમાં લીધી; પછી દરવાજા પાસે જઈ દરવાજો ખોલતાં તે બોલી કે મહેંદ્રરાજ! તમારા સુખ તથા તમારા ભાગ્યની આડે બંધ થએલું તાળું હું ખોલ્લું છું. હવે મારા ભાગ્યની ચાવી ખોલવી એ આપના હાથમાં છે. ચંદ્રપ્રભાએ તરતજ જેલના દરવાજા ખુલ્લા કર્યા, અને અંદર દાખલ થઈ. તે મહેન્દ્રની પાસે જઈ મહેંદ્રને જોવા લાગી.

અંધકાર હતો, છતાં તે મહેંદ્રને નીરખી નીરખીને જોવા લાગી. જેમ જેમ તે જોતી ગઈ, તેમ તેમ તેના શરીરમાં કામદેવનું જોર વધતું ગયું. અત્યારે અહીં કોઈ નથી. એકાંત છે, શું તેને ભેટી પડું? પણ તેને ફરી વિચાર થયો કે આ તો જેલ છે. બહાર સીપાઇઓ સુતેલા છે, જો તે જાગી ઉઠશે, તો ઉપાધિમાં આવી પડીશ; માટે મહેંદ્રને જગાડી મારી સાથે લઇ જાઉં. પુનઃ આસ્તેથી બોલી કે મહેંદ્ર ઉઠો. જમીનપર સુતા સુતા તમારૂં શરીર ઘસાઇ જશે. તમારૂં વીર તેજ ઉડી જશે. તમારી સ્નેહાળ આંખો તેજહીન થઇ જશે. ચાલો

ચાલો, મહેંદ્ર ! આ જેલખાનું છોડી મારી સાથે ચાલો, જ્યાં તમારા શરીરને શાન્તી મળે; જ્યાં તમારા આત્માને કોઇપણ કષ્ટ આપી ન શકે; જ્યાં પ્રેમના ઝરણુ ઝરતાં હોય; જ્યાં આપણા બંનેને જોઈ કોઇપણ અદેખાઇ ન કરે, જ્યાંની સ્ત્રીઓ પવિત્ર હોય, એ દેશમાં ચાલો, જ્યાંની ઓરતો પ્રેમ વાતમાં ન સમજતી હોય, ત્યાં ચાલો, એટલે આપણુ બંનેને જોઇ કોઇ ઈર્ષા ન કરે, ઉઠો, પ્રિય મહેંદ્રરાજ ઉઠો !

પ્રિય શબ્દ મહેંદ્રના કાનપર પડતાંજ તે જાગી ઉઠયો, અને બોલ્યો કે ! પ્રિય શબ્દ બોલનાર કોણુ ? મારે આ દુનિયામાં મુકતા સિવાય કોઇ પ્રિય છેજ નહિ, તેમ તે નામથી કોઇને પણ મને બોલાવવાનો અધિકાર નથી, છતાં આ જેલખાનામાં પ્રિય કોણુ બોલ્યું ? શું મારી મુક્તા અહીં આવી હશે? અરે મારા જીગરને શાન્તી આપનારી તે હૃદયવલ્લભા અહીં કયાંથી આવે? તે બિચારીને હું કયાં છું, તેની પણ ખબર નથી, તો પછી અહીં તે શી રીતે આવે? પ્રભુ! પ્રભુ! કંઈ ખબર પડતી નથી. કોઇ મને પ્રિય કહે છે કે હું કોઇને પ્રિય કહું છું. એમ બોલતો મહેન્દ્ર વિચાર કરવા લાગ્યો. એટલામાં તો ચંદ્રપ્રભા ફરીથી બોલી. ઉઠો પ્રિય મહેન્દ્ર ઉઠો. જુઓ મારા સામું જુઓ. અંધકારને લીધે તમો મને જોઇ શકતા નથી. પ્રિય નામથી આપ ચમકશો નહિ, તમો પ્રિય ! હું પ્રિય ! સર્વ જગત પ્રિય ! આપણુ બંને ભેટયા, એટલે સર્વ પ્રિય! મહેન્દ્ર ફરી ચમકયો, અને ચોતરફ જોવા લાગ્યો; તો થોડે છેટે એક આકૃતિ ઉભી જણાઇ. તરતજ તે બોલી ઉઠયો કે હા, હા, હવે હું સમજયો. મને પ્રિય કહી બોલાવનાર જરૂર ભુત પિશાચો હશે, તે મારા દેહનો ભક્ષ કરવા આવેલ હશે; એટલે મને પ્રિય કહી બોલાવે છે. આવો, આવો અરે ભુત પિશાચો! મારી પાસે આવો, જો મારૂં શરીર તમોને પ્રિય લાગતું હોય તો ખુશીથી તેનો ભક્ષ

કરી તમારા લોહી તરસ્યા જીગરને શાન્તિ આપો. દુર શા માટે ઉભા છો? મને હવે મારા દેહ ઉપર જરા પણ મોહ નથી. દુનિયાનો અજબ રંગ જોઇ હું સમજી શકયો છું; કે મનુષ્ય જાતીમાં તો મને કોઈ આશ્રય આપે તેમ નથી. હવે તો ભુત પિશાચોને આધીન થઈ આ દુઃખી જીંદગીનો અંત આણવો. આ શબ્દ સાંભળતા પ્રભા બોલી કે હું ભુત પિશાચ નથી. પ્રભા તરતજ મહેન્દ્ર પાસે આવી, અને બોલી જુઓ મહેન્દ્ર રાજ! હું આપનું ભક્ષણ કરવા નથી આવી, પણ આપનું રક્ષણ કરવા આવી છું. ચાલો મારી સાથે, આ દુઃખમય સ્થાન છોડી સુખમય સ્થાન પર ચાલો. મહેન્દ્ર એકી નજરથી તેની તરફ જોઈ રહ્યો, તેને બરાબર ઓળખ્યા. પછી બોલ્યો કે કોણ ચંદ્રપ્રભા? અપ્સરાના રૂપમાં છુપાયેલી ડાકણ? શું તું મને અહીં દુઃખીને વધારે દુઃખી કરવા આવી છો? અરે આવી ભયંકર રાત્રીને સમયે તું ઓરત જાત હોવા છતાં પાષાણમય હૃદય કરી મનુષ્ય માત્રનો ડર તજી આ જેલખાનામાં શા માટે આવી છો? કયા સ્વાર્થના લોભે આવી છો? કંઈ બાકી રહેલી આશા પુરી કરવા આવી છો?

આશા શબ્દજ ચંદ્રપ્રભાના કાનપર પડતાંજ તે બોલી કે હા, આશા! મહેન્દ્રરાજ એ આશા કે જે જીગરમાં પ્રથમથીજ હતી, તે આશાપુરી કરવા, ઘોર રાત્રીની ઠોકરો ખાતી અહીં હું આવી છું. અરે મારી તુટેલી આશાના તાર પાછા સાંધવા હું દીવાની બની અહીં આવી છું. મહેન્દ્ર વિચાર કરો, અરે દયાની મુર્તિ! વિચાર કરો. મારા જીવનના આધાર! મારા હૃદય મંદીરના માલીક! જરા વિચાર કરો કે તમારા માટે હું શું શું દુઃખો સહન કરી રહી છું? તમોને દુઃખી જોઇ હું મારા હૃદયમાં આગની માફક સળગી રહી છું. તમોને જમીન પર સુતેલા જોઇ મારા હૃદયમાં

કાંતીલ છરીના જખમ થઇ રહ્યા છે. તમારૂં ઉતરી ગયેલું મુખ જોઈ હું મનમાં બળી રહી છું. શું બતાવું ? મારી આશાના કીરણો તમોને શી રીતે બતાવું ? આપો આપો, જો તમારી પાસે છરી હોય તો આપો જેથી હું મારા દેહની નસેનસમાં મહેન્દ્રને મળવાની આશા પોકારતી બતાવી આપું. મારા પર ભરોંસો રાખો, હું ખરા જીગરથી આપને ચાહું છું. અરે મારા મોતની છેલ્લી ઘડીયે પણ હું આપનું નામ છોડીશ નહિ. ચાલો ચાલો ! હવે વધારે વિલંબ કરશો નહિ. જુઓ મહેન્દ્રરાજ પ્રભાત થવા આવ્યું છું. બહાર સુતેલા પહેરેગીરો જાગી ઉઠશે, તો અહીંથી છુટવું મુશ્કેલ છે. એટલું બોલી ચંદ્રપ્રભાયે મહેન્દ્રનો હાથ ઝાલ્યો, અને જેલની બહાર લઇ ગઈ. દુઃખી મહેન્દ્ર ! વિચારમાં ગોથા ખાતો જેલખાનું તજી પ્રભાની સાથે ચાલતો થયો.

ચંદ્રપ્રભા મહેન્દ્રને લઈ પોતાના મકાન પર આવી. તે મનમાં સમજતી હતી કે પહેરેગીરો જાગી જોશે, કે મહેંદ્ર નાસી ગયો છે, એટલે ચોતરફ તેને શોધવા દોડધામ કરી મુકશે, માટે મારે પણ હવે પુરી સાવચેતી રાખવી જોઇએ. મહેંદ્રને મારા ખાનગી મહેલમાંજ છુપાવી રાખવો; જેથી કોઈ પણ જાણી ન શકે. આમ ધારી તેણે મહેંદ્રને પોતાના ખાનગી રૂમમાં સુવાનું જણાવ્યું. મહેંદ્ર તરતજ સુઈ રહ્યો. પ્રભાએ બહારથી દરવાજા બંધ કર્યા, અને પોતાના પલંગપર જઈ સુતી. થોડીવારમાં તો પ્રભાત થઇ ચુકયું. જેલના પહેરગીરો જાગી ઉઠયા, જેલના દરવાજા ખુલ્લા જોઇ ચમકયા, અંદર જઇ જુએ છે, તો કેદી પણ જણાયો નહિ. ત્યાર પછી એક બીજા અરસપરસ વાતો કરવા લાગ્યા.

**૧ લો સીપાઈ**—અય બડે મીંયા ! અબ કયા કરેંગે ? રાજસીંહકુ કયા જવાબ દેઈંગે ? એક લડકે સરખે કેદી અપની પાસંથી ચલા ગયા, અબ કયા મોહ દીખાયંગે !

**૨ જો સીપાઇ**—અબ કયા બકતે હો? એ કેદી આપસે છુટ કર ભાગ નહિ ગયે હે! કોઈબી શખ્સ તાલા ખોલ કર ઈસકુ ભગા ગયા હય, મગર વોહ ભાગ કર કીધર જાયગા? અભીકા અભી ઉસકુ પકડેંગે. અભી શેરખાં, બશેરખાં, તપેલાપ્રસાદ સબ તૈયાર હો જાઓ, સબ સબકા ઘોડા તૈયાર કરો, ઓર છુટે છુટે સબ રવાના હો જાઓ, જહાં મીલે વહાંસે ઇસકુ પકડ લો ઓર, ઘોડેકી સાથ બાંધકર ઉસકુજેલમેં પુર દો, એસા નહિ કરેંગા તો અબી નોકરી રહેની મુશ્કીલ હય.

**૩ જો સીપાઇ**--અબે મીંયા! નોકરી છુટ જાયગી તો કયા પરવા હય, દીનરાત નોકરી કરતે હય, મગર ઘરકા ખાનેકા ખર્ચબી નહિ પુરા હોતા હય, જો રાજ દુસરે કી બેટી ઓર ઓરતકુ ભગા લાવે, એસે રાજકી નોકરી કરના હરામ હય, દેખો અપને રાજ-સિંહ બાપુ! અબી કયા ચલા રહે હય, અબી તક રાજગાદી મીલનેકા તો કુચ્છ પત્તા નહિ; મગર રોજકે રોજ એસે ધંધે કરત હય, જો આપુન સુના નહિ શકતા. ખુદા જાને અબ એ ચંદરપ્રભાકુ કયા કરેંગા?

**૨ જો સીપાઇ**--છોડો મિંયા એસી બાતકુ! કોઈ સુનલેંગા તો કાયદેકી કલમ તુમકુ લાગુ પડેંગી, અપને રાજસિંહ બાપુ, વો ઓરતકુ ઉઠાલાયા, મગર વો ઓરત બી અનાડી હય, કયું કે અપના સોહર છોડ કર નીકલના વો પાકજાદ ઓરતકી ઈમાનદારી નહિ હય.

**૧ લોસીપાઇ**—અબી છોડો મિંયા. એ સબ બાતકુ, રાજ-સિંહ બાપુ આજાયગે તો કયા મોહ દીખાયેંગે! સબ છુટે છુટે કેદીકુ ઢુંઢનેકુ રવાના હો જાઓ. ઓર જહાંમીલે વહાંસે પકડ કર ઇસકુ જેલમેં પુરદો.

---

## પ્રકરણ ૮ મું.

# અદ્વૈત પ્રેમધારા.

वंधनानि खलु संति बहुनि प्रेम रज्जुकृत बंधनमन्यत् ।

दारुभेदानिपुणोऽपि षडंघ्रिनिष्क्रियो भवतिपंकजकोशे ॥

બંધનનો તો આ સંસારમાં પાર નથી, પરંતુ પ્રીતિનું બંધન બધા કરતાં ન્યારૂંજ છે. કાષ્ટના છેદનમાં ભ્રમર સદા કુશળતા ધરાવે છે, છતાં પણ તેજ ભ્રમર કમળમાં આરપાર શા માટે બીડાતો હશે ?

,, પ્રીતિ તણા બંધન થકી, કોઇ પ્રાણી ના છુટી શકે;
,, વિદ્વાન કે જ્ઞાનીજનો પણ, આ વિષય પર શું લખે?
,, દીપક પરે મોહીત થઇ, જ્યમ પતંગીયો પટકાય છે,
,, મૃત્યુ થકી પણ ના ડરે, જે પ્રિતીમાં બંધાય છે.


મ એજ દુઃખનું કારણ છે, સ્નેહ એજ મૃત્યુનો દરવાજો છે. જે જેને પ્રિય છે, તેજ અંતે તેનો વિનાશકર્ત્તા છે. સ્નેહીનું મૃત્યુ સ્નેહમાંજ થાય છે, વીરનરનું મૃત્યું વીરત્વ કાર્યમાંજ થાય છે, સ્નેહ નથી, તો જીવન નથી, જીવન નથી તો સ્નેહ નથી. જો આ સકળ સંસારમાંથી સ્નેહના અમીમય ઝરણ વહેતા બંધ થાય, તો તરતજ સંસારનો પ્રલયજ થાય. મધુર ઝરણાથી રસબસ જણાતો સંસાર નિરસ અને અગમ્ય થઈ પડે. સ્નેહની વ્યાખ્યાજ નથી, તેની પરીસિમા નથી, જ્યાં હદ હોય ત્યાં સ્નેહનું નામ શા માટે હોવું જોઇએ ? જળ ઉપર માછલી, સરોવર

પર હંસ, દીપક પર પતંગીયો, અને ગાયન પર હરણને મરી ફીટવાનું કંઇ કારણ? કારણ એજ કે સ્નેહમાં અંધાપો છે.

જે વખતે પહેરેગીરો મહેન્દ્રને પકડવા ચોતરફ રવાના થયા, તે વખતે ચંદ્રપ્રભા પોતાના મકાનમાં બારી પાસે ઉભી હતી; અને વિચાર કરતી હતી કે સિપાઇઓ પણ હવે અહીં કોઇ જણાતા નથી. સર્વ મહેન્દ્રને પકડવા નીકળી ચુકયા છે. પણ એ બિચારા પહેરેગીરોને શું ખબર કે મહેન્દ્ર તો. મારા મકાનમાં છે. મારી આશા પુર્ણ કરવા હુંજ તેને જેલખાનામાંથી છોડાવી લાવી છું. મારે પણ હવેથી પુર્ણ સાવચેતીમાં રહેવું જોઇએ. મહેન્દ્ર મારા ઘરમાં છે, એમ કોઈપણ ન જાણી શકે. મહેન્દ્રનો બચાવ હવે મારે મારા પ્રાણના જોખમે કરવો છે, મહેંદ્ર! તમારા માટે હું સર્વ દુઃખ સહન કરીશ; પણ તમારો પ્રેમ પ્રાણાંતરે પણ હું મેળવીશ. આપનું મન રીઝાવીને, ગમે તે પ્રયત્ને તમારૂં દીલ મારા તરફ લલચાવીશ; છતાં પણ જો તમે તમારા વિચાર પર દ્રઢ હશો, તો હું મારા સંગીતના નિસામાં અગર તો કોઇ પણ મોહની જાળમાં તમોને ફસાવી મારૂં યથાર્થ ધાર્યું સિદ્ધ કરીશ, આ બધા પ્રયત્નમાં હું જો નિષ્ફળ નિવડીશ, તો અંતે નિર્દોષ મુકતાપર ખોટા આળ ચડાવી તમારા મનમાંથી મુકતાનું નામ દુર કરાવીશ, જો કે નિર્દોષ મુકતા પર ખોટું તહોમત મુકાશે, હું વિશ્વાસઘાતી બનીશ, પરમાત્માની ગુન્હેગાર થઇશ, આ બધી ભયંકર પાપની શિક્ષા અવશ્ય મારેજ ભોગવવી પડશે, તે બધું હું સારી રીતે સમજું છું, પરંતુ મહેંદ્ર! એ બધું તમારા માટે! માત્ર એક મારી આશા પુર્ણ કરવા માટેજ! ચંદ્રપ્રભા આવા અનેક વિચારના તરંગો માંથી પસાર થતી હતી, એટલામાં દાસી પ્રભા પાસે આવી એટલે ચંદ્રપ્રભા સમજી કે મહેંદ્ર પણ હવે નિદ્રામાંથી જાગૃત થયા હશે. માટે હવે તેની તપાસ કરવી જોઈએ. આમ

વિચાર કરી શાન્તાદાસીને જણાવ્યું, શાન્તા! આજે તું નીચેજ રસોઈ કરજે; કારણ કે રાજસિંહ પધારવાના છે, માટે આ રૂમ સાફ કરવા પડશે. તરતજ શાન્તા નીચે જઇ પાણી ગરમ કરી આપી ગઈ. પ્રભાએ તરતજ રૂમ બંધ કરી મહેંદ્ર જે રૂમમાં હતો, તે રૂમ ખોલ્યો. મહેંદ્ર પણ ઉઠયો હતો, આ મહેલ તેને જેલ સમ ભાસતો હતો, કારણકે અત્યારે તે પરવશ હતો, તે અનેક જાતના વિચાર કરતો હતો કે ચંદ્રપ્રભા કોણ હશે? તેનું લાંવણ્ય તથા રહેણી કરણી ઉત્તમ જણાય છે, મારા માટે તેણે આટલું જોખમ શા માટે ખેડયું હશે? રાજસિંહનો હું શત્રુ હોવા છતાં ચંદ્રપ્રભા મને મદદ કરે છે, તેનું કારણ શું? આમ વિચાર કરે છે; એટલામાં ચંદ્રપ્રભાએ દ્વાર ખોલ્યું, અને બોલી મહેંદ્ર! દરવાજા ખોલતાં અવકાશ થયો પણ માફ કરજો, મારે બધી તરફથી હવે સંભાળ રાખવાની છે.

**મહેન્દ્ર**—પ્રભા! આમ શા માટે કહો છો? હું પણ જાણું છું કે મારા માટે તમે તમારી જીંદગી જોખમમાં નાખી છે, પ્રભુ! આપનું કલ્યાણ કરો.

**ચંદ્રપ્રભા—મહેંદ્રરાજ** મારૂં ભલું અત્યારે પ્રભુ કરે તેમ નથી; પણ તે તમારા હાથમાં છે. મારા રોગનું નિવારણ થવું તે તમારે હસ્ત છે.

**મહેન્દ્ર**—પ્રભા! હું તો એક ગરીબ નિરાધાર, તે આપનું દુઃખ શી રીતે હરી શકું? હું નથી ધારતો કે તમે અહીં કોઈ વાતે દુઃખી હો!

**પ્રભા—મહેંદ્રરાજ!** અત્યાર સુધી હું દુઃખી ન હતી. દુઃખ તથા ભય શું છે, તે સ્વપ્ને પણ હું સમજતી ન હતી;

પરંતુ જ્યારથી આપને જોયા છે; ત્યારથી તમામ જાતના દુઃખ, રોગ, એ સર્વનો સડો મારા શરીરમાં દાખલ થયો છે. આ રોગ કોઈપણ નાબુદ કરી શકે તેમ નથી. આપ વિના મારા શરીરમાં વહેતા જખમને કોઇપણ અટકાવી શકે તેમ નથી,

**મહેન્દ્ર**—પ્રભા! હું તમારૂં બોલવું કંઈ સમજી શકતો નથી. મારી પાસે કોઇ ચીજ અગર દવા નથી કે હું તમારો વૈદ બની તમારો રોગ હરી શકું.

**પ્રભા**—મહેંદ્રરાજ! તમારી પાસે મારા રોગનું તમામ ઔષધ છે. તે તમામ તમારા શરીરમાં ઝળહળી રહ્યું છે. મારા શરીરની એકે એક નસને હચમચાવી રહ્યું છે.

**મહેન્દ્ર**—ચંદ્રપ્રભા! તે શું?

**પ્રભા**— તેજ પ્રેમ. એ પ્રેમનીજ હવે હું પુજારણ બની છું, અડગ તપસ્વીની બની છું, તે પ્રેમ બાણના જખમથી દરદી બની છું, તમને જોઈ હું પ્રેમઘેલી બની છું.

**મહેન્દ્ર**—પ્રભા! આ તમો શું બોલોછો? મને જોઈ તમારા દીલમાં જખમ થતો હોય તો હું સત્વર અહીંથી ચાલ્યો જાઉં. શા માટે મને જોઇ તમો દીવાના બનો છો? મને જોઈ તમો દરદી બની મારી પાસે દવા માગો છો, તો હું અહીંથી ચાલ્યો જાઉં; કે જેથી તમને દવા લેવાનો સમય ન આવે, તેમ મને વૈદ બનવાનો સમય ન આવે. આપણ બંને વચ્ચે એ સમય પરમાત્મા ન લાવે એ હું ઇચ્છું છું. તમો જે વાત મર્મમાં કહો છો; તે વાત હું જાણું છું. હવે હું બરાબર સમજી શકયો છું, કે તમો ખરા પ્રેમથી મને ચાહો છો, છતાં હું નિર્દય બની તમારા તરફ પ્રેમની નજરથી જોઈ શકતો નથી; તમારા અનેક

ઉપકારનો બદલો આપી શકતો નથી. તમારા જખમી થએલા હૃદય ઉપર શાન્તીનો પાટો બાંધી શકતો નથી, તેમાં મારીજ ભુલ છે.

**ચંદ્રપ્રભા**—તો તે ભુલ તમો શું સુધારી શકતા નથી?

**મહેન્દ્ર**—હા, સુધારી શકું, પ્રભા! એ મારી ભુલને હું બરાબર સુધારી શકું, પણ તે કયારે? જ્યારે આ દેહમાંથી ચેતન ઉડી જાય, જોસતી વહેતી નસેનસ બંધ થાય, હૃદય સદાને માટે અટકી જાય, પ્રાણ, પ્રભુચરણમાં પહોંચી જાય, આ હાડ-પિંજર પવિત્ર અગ્નિ સાથે બળી ભસ્મભુત થાય, અને આ ભવમાં કરેલી પ્રતિજ્ઞા નિભાવી એમ પરમાત્મા પણ ખાત્રી આપે, ત્યાર પછી તેની રજા લઈ આ ભુમિપર પુનઃ અવતાર ધારણ કરૂં, ત્યારેજ પ્રભા એ મારી ભુલ હું સુધારી શકું, તને પણ હું આજે જણાવું છું, કે તારા મનની આશા આ ભવે તારા મનમાંજ સમાવી દે. હૃદયમાં સળગતો પ્રેમનો અગ્નિ હૃદયમાંજ બાળી દે! જખમી થએલા હૃદયપર મજબુત મનનો પાટો બાંધી દે, અને આ દેહ તજી પછી જે વખતે આ જીવ પરમાત્માના દરબારમાં રજુ થાય, તે વખતે તારા હૃદયપર બાંધેલો પાટો ખુલ્લો કરજે જેથી પરમાત્મા પણ એ પ્રેમ જવાળા જોઇ તારાપર પ્રસન્ન થઇ ફરી તને આ દુનિયાપર અવતાર આપે, અને પ્રથમથીજ તારો અને મારો મેળાપ કરાવે. બાંધી દે, પ્રભા બાંધી દે! પ્રેમની પીડાથી રીબાતા તારા જીગરપર પરમાત્માનો પાટો બાંધી દે! પ્રભા! ખોટું લગાડીશ નહિ. મેં તને પ્રથમથીજ કહ્યું છે કે પરમાત્માએ મને એક દીલ આપેલ છે, તે દીલ પ્રતિજ્ઞા સાથ મારી બાળ સ્નેહી મુકતાને આપી દીધેલ છે. આ ભવે તો આપણ બંને ભેટી નહિ શકશું; જોકે એ પ્રતિજ્ઞા કરવામાં મેં મોટી ભુલ કરી છે, તો તેની શિક્ષા હું ભોગવું છું, તો પણ

મુકતા સિવાય આ ભવમાં તો કોઇની પણ સાથે હું પ્રેમ કરીશ નહિ.

**ચંદ્રપ્રભા**—મહેન્દ્ર! આપ જે મુકતાને ચાહો છો, તે મુકતા કદાચ બીજાના પ્રેમમાં હોય તો?

**મહેન્દ્ર**—શું બોલી? ચંદ્રપ્રભા, એ શું બોલી? બાળ સ્નેહી મુકતા બીજાના પ્રેમમાં? શું હૃદય વલ્લભા અન્યના મોહમાં? ના, ના! એ તો બનેજ નહિ. અરે! જે મુકતા મારા માટે પોતાના પિતાનું ઘર છોડી જંગલમાં મારી સાથે રખડવા તયાર થઇ હતી, અરે જે મુકતા! મારૂં દુઃખ જોઈ પોતાની પ્રેમાળ આંખોમાંથી અશ્રુ પ્રવાહ વહાવતી હતી, અરે જે દ્રઢ મનવાળી પોતાની ખુશીથીજ મને વરમાળા પહેરાવનારી મુકતા શું બીજાના પ્રેમમાં! તે માનીજ કેમ શકાય?

**ચંદ્રપ્રભા**—મહેન્દ્રરાજ! તમો ભુલો છો. પ્રેમ એવી વસ્તુ છે કે જેમાં મહાન તપસ્વીઓ પણ ગોથાં ખાય છે. વારૂ પણ હવે આપ સ્નાન કરી લ્યો.

મહેન્દ્ર તરતજ અંદર સ્નાન કરવા ગયો. પ્રભા નીચે ભોજનનો થાળ લેવા ગઇ. શાન્તાએ રસોઇ તયાર કરી મુકેલ હતી. તે ભોજન સામગ્રી બનાવવામાં પ્રવીણ હતી; આજ તેણે ઘણી જાતનાં પકવાન બનાવેલા હતા. તે બધો ભોજન સામગ્રીનો થાળ લઈ ઉપર આવી, દીવાનખાનામાં આંટા મારવા લાગી, પ્રભા મનમાં બોલી કે મહેન્દ્રરાજ! તમારા બોધદાયક શબ્દો હું સાંભળી શકી, પરંતુ મને તેની કંઇ અસર થઈ નહિ. ...શકમાં દિવાની બનેલી આ ચંદ્રપ્રભા પરમાત્માને પણ ઓળખી શકી નહિ, મારા જીગરમાં એટલા જોસથી પ્રેમનો ધોધ વહે છે કે જેને અટકાવવા વજ્રમય દિવાલો પણ નકામી છે. તો પછી દ્રઢમનવાળો પાંટો

શું હિસાબમાં? મારા શરીરના તમામ જખમ રૂઝાવવાની તમારામાં શક્તિ છે, પણ તમો તેમ કરતા નથી. ગુલાબ ખીલ્યું છે, પણ તમો સુવાસ લઈ શકતા નથી, મહેંદ્ર! હવે તમોને આમ કરવું ઘટારત નથી, મારા પ્રેમનો પ્રવાહ હવે તમારા શબ્દથી અટકે તેમ નથી. માત્ર હવે હું આપના પ્રેમનીજ ઉપાસક છું, છતી આંખે અંધ બની છું. અરે પ્રેમ! મનુષ્ય માત્રને ચકડોલે ચડાવનારા અંધપ્રેમ! હવે તું જરા શાંત થા! મારા જીગરમાં તેં વિક્રાળરૂપ ધારણ કર્યું છે.

અરેરે! એક તુચ્છ પ્રેમ માટે મેં શું શું કર્યું? હું કોણ? એક ઉચ્ચ રાજયની રાજકુંવરી, પછી એક વિશાળ રાજયની મહારાણી થઈ; પ્રથમ નીચ રાજસિંહના પ્રેમમાં ફસાઇ પતિને તજી, આ જંગલમાં આવી વસી. એક ઠોકરથી મારી આંખ ન ખુલ્લી, આજે મહેંદ્રને જોઇ તેની પાછળ દિવાની બની તેના કામણગારાં નયન બાણોથી વિંધાણી, અહા પ્રેમ? તારી લીલા અજબ છે!

મહેંદ્રરાજ! મારી આશાને હવે નિરાશાના રૂપમાં ફેરવી ન નાખશો. હવે તમારા સિવાય મારા હૃદયમાં રાજસિંહ તો શું? પણ દેવલોકપણ વાસો નહિ કરી શકે. એટલું બોલી પ્રભા મહેંદ્રના રૂમ તરફ વળી. મહેન્દ્ર પણ આ સમયે સ્નાન કરી બેઠો હતો. તેને જોતાંજ પ્રભા વિચારમાં પડી. થોડી-વાર પહેલાં મહેંદ્રનું રૂપ સહેજ ઝાંખું હતું, તે સ્નાન કર્યા પછી સુર્યના કિરણ માફક ચમકવા લાગ્યું. પ્રભા વધારે દિવાની બની. મહેંદ્રને દીવાનખાનામાં લાવી ભોજનના થાળ પર બેસાર્યો. ઘણા દિવસનો ભુખ્યો મહેંદ્ર! તરતજ ભોજનના થાળ પાસે બેઠો. અનેક જાતના મિષ્ટાન જોઈ તેને જેલનો સુકો રોટલો યાદ આવ્યો, આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. પ્રભા જો જોશે, તો કંઇ

પુછશે, માટે પોતાના આંસુ લુછી નાખ્યા, પ્રભા તો તેના સામુંજ જોઇ રહી હતી, તે બોલી. મહેંદ્રરાજ! શામાટે આપ રૂદન કરો છો?

ક્યા દુ:ખથી આપની પ્રેમાળ આંખોમાંથી આંસુઓ પડે છે? આપ નિર્ભય રહો, આપના શરીરનો એક વાળ પણ કોઇ વાંકો કરી શકશે નહિ, જયાં સુધી હું જીવતી છું; ત્યાં સુધી દેવકે દાનવપણ તમને કષ્ટ આપી શકશે નહિ.

મહેંન્દ્ર--પ્રભા! તમે જમ્યા?

ચંદ્રપ્રભા—જી ના! પ્રથમ આપ જમો, પછી હું પણ જમી લઇશ. આટલું કહી પ્રભાએ પાછું જોયું કારણકે તેની મનો-ભાવના અત્યારે જુદા પ્રકારની હતી.

મહેન્દ્ર--પ્રભા! હું દરેક પ્રસંગે તમારૂં મુખ ઉદાસ જોઉં છું. સદા તમારા મુખપર ગમગીની છવાઈ રહેલી જોઉં છું, તમે છુપી રીતે આંખમાંથી આંસુ પાડો છો, તેનું કંઈ કારણ? આમ કરી તમો દુ:ખીને વધારે દુ:ખી કરો છો, મને ભોજન કરવા દેવાની મરજી હોય તો પ્રથમ તમે જમી લ્યો.

ચંદ્રપ્રભા--ના, ના. મહેંદ્રરાજ! એવી હઠ કરશો નહિ, મને આજે જમવાની બિલકુલ ઇચ્છા નથી, આપ સુખેથી ભોજન કરો.

મહેન્દ્ર--પ્રભા! હું એકવચની છું. મેં પ્રથમ તમને જણાવ્યું કે તમો જમશો તોજ હું જમીશ.

ચંદ્રપ્રભા--વારૂ! આપ જમી લ્યો, આપના થાળમાં વધેલું ભોજન હું પછી જમી લઈશ. હું આપની પાસેજ બેઠી છું.

મહેન્દ્ર—ચંદ્રપ્રભા! આજે આપણુ બંને સાથેજ ભોજન કરીયે.

પ્રભા મનમાં એજ ઇચ્છતી હતી, કે જો મહેન્દ્રની સાથે બેસી ભોજનનો લાભ મળે, તો બીજી પણ આશા પાર પડે. આમ ધારી બન્નેએ સાથે ભોજન લીધું. જમ્યા પછી પ્રભાએ પાન બનાવી મહેન્દ્રને આપ્યું. પાન ખાઈ મહેન્દ્ર બાજુના કોચ પર બેઠો. પ્રભાના આશાના તાર વધારે મજબુત થયા. હવે આશા સફળ થશે, મહેન્દ્રનો પ્રેમ હવે હું જરૂર મેળવીશ, આવા વિચારમાં પ્રભા આનંદ માનવા લાગી, મહેન્દ્રનું હૃદય પણ પ્રભા તરફ ખેંચાતું હોય તેમ જણાયું, કારણ કે નીચ રાજસિંહના અન્નનો તેના શરીરમાં પ્રવેશ થઈ ચુકયો હતો, જેથી તેના વિચાર પણ બદલાયા, બંને પાસે બેઠા હતા, પ્રભા બારી પાસે બેઠી હતી, જેથી કોઇ આવનાર પર દ્રષ્ટી પડે. આજે રાજસિંહ પણ આવનાર હતો. બંને અરસ પરસ સામું જોઈ રહ્યા હતા.

**ચંદ્રપ્રભા**—મહેન્દ્રરાજ ! મારા અહો ભાગ્ય કે આજે આપની સાથે બેસી ભોજન લેવા પામી. હવે આપ શાન્તીથી અહીં આરામ કરશો, તો આપની તમામ ચિંતા દૂર થશે.

**મહેન્દ્ર**—એ તો ઠીક પણ તમારા આ બધા ઉપકારનો બદલો હું શી રીતે વાળીશ ? તમો મારા માટે કેટલું દુઃખ સહન કરો છો, તમને દુભાતાં જોઈ મને પણ અત્યંત દુઃખ થાય છે. પ્રભા ! ચિંતા ન કરશો ! શા માટે કલ્પાંત કરો છો ? હું તમારા પ્રેમને પીછાની શકયો છું. જો પ્રથમથીજ મને ખબર હત, કે વિશ્વમાં તમારા જેવી પ્રિયતમાનો મેલાપ થશે, તો હું અન્યને નહિ ચહાવાની મુકતા સાથે પ્રતિજ્ઞા ન કરત. હવે મુકતાની આશા ફોગટ છે. કોણ જાણે હવે એ નિર્દોશ બાળા કયાં હશે ? પ્રભુ તેને મદદ કરજે.

પ્રભા હવે બરાબર સમજી ગઈ કે મારા માટે હવે મહેન્દ્રના હૃદયમાં જગ્યા થઈ હોય એમ લાગે છે. થોડા વખત પછી

મહેન્દ્ર મને ચહાશે એમ તેને ચોકસ જણાવા લાગ્યું. હવે તો ગમે તે પ્રયત્ને મહેન્દ્ર મુકતાને ભુલી જાય, તોજ મારી આશા સફળ થાય. તેને અત્યારે બીજો તર્ક આવ્યો કે મહેન્દ્ર સંગીતનો ચુસ્ત ઉપાસક છે, માટે એકાદ ગાન છોડું; જેથી મારા તરફ તેનું દીલ વધારે લલચાય, આમ વિચારી પ્રભા બોલી.

મહેન્દ્રરાજ! આપને સંગીત વધારે પ્રિય છે કેમ ખરૂં કે?

**મહેન્દ્ર**—જી, હા, પણ તે ફક્ત તમારા કોકીલ સરખા મીઠા સુરથી ગવાય તોજ. ચંદ્રપ્રભાએ તુરતજ સારંગી હાથમાં લીધી.

**મહેન્દ્ર**—પ્રભા! એ શું છે?

**પ્રભા**–એ સારંગી છે. મને સંગીતમાં મદદ કર્તા છે. આ મીઠીને મધુરી મારી હૃદય વીણા છે. સારંગીના સુરની સાથે મારો સુર મળી એક થાય છે, ત્યારે હું મસ્તાન બની જઈ કોઇ કોઈ સમયે દિવાલની સાથ અથડી પડું છું.

**મહેન્દ્ર**—ખરૂં છે પ્રભા! હું પણ તેવે પ્રસંગે દિવાનો બની જાઉં છું. તમો જયારે ગાયન ગાઓ છો, ત્યારે હું પણ મારૂં તમામ દુઃખ ભુલી જઈ તમારા ગાનમાં લુબ્ધ બની જાઉં છું. ખરેખર! તમારા સુરમાં એવી શું મીઠાશ છે? તે હું જાણી શકતો નથી.

**ચંદ્રપ્રભા**–કુમાર! તમો આ સારંગી સાથ જરા તાલ સુર મેળવશો?

**મહેન્દ્ર**–જી ના, હું સંગીત બોલી જાણુતો નથી, માત્ર સાંભળવાનોજ શોખીન છું,

**ચંદ્રપ્રભા**–ત્યારે કહો જોઇએ. તમોને કઇ ચીજ સંભળાવું?

**મહેન્દ્ર** તમારી મરજીમાં આવે તે, તમો જે ચીજ ગાશો, તે મને બહુજ પ્રિય લાગશે.

પ્રભા મનમાં બોલી કે પ્રિય લાગશે? મહેન્દ્ર તમોને શું પ્રિય લાગશે? સારંગી કે હું! ગાયન કે મધુરો અવાજ. જો

તમોને પ્રિય લાગશે તોજ હું મારી આશા પુર્ણ કરી શકીશ. જેમ સારંગીના તારની સાથ મારા સુરનો તાલ એક થાય છે; તેમ મારી આશાના તારની સાથ તમારો પ્રેમ મળી એક થશે, ત્યારે મારા શરીરમાં અગ્નિની ચીણગારી માફક સળગી રહેલો પ્રેમનો અગ્નિ શાંત થશે. આટલું બોલી પ્રભાએ ગાયન શરૂ કર્યું.

( ગાયન. )

**ચંદ્રપ્રભા**

" કરો પ્રિયપાન, અરે મમ પ્રાણ, તુજ પર દીલ દીવાનું છે,
" નિહાળી મેં છબી તારી, અધીરૂં દીલ આ મારૂં છે;
" ઇશ્કમાં હું દિવાની થઇ, નથી શુદ્ધ સાન કંઇ મમ રહી,
" ડુબે છે નાવ મધ્યદરીયે, ઉગરવાનું કયાં બારૂં છે?
" જોઇ હું તુજને હસ્તી, છતાં દીલકાં નથી દેતો?
" તુટે છે તાર અંતરના, જીગર મારૂં ચીરાયું છે,
" થયો છે પ્રેમથી ભેટો, વિરહની આગ ઠારી દે!
" મધુ રસ પાન પા પ્રિતે, પ્રિયવર! કામ તારૂં છે.
" નથી ગુંજાર તું કરતો, ખીલ્યું આ પુષ્પ દીલરંગી;
"ભ્રમર થઈ કાં ન રસ ચુંસે? ભ્રમર એ કામ તારૂં છે.
" ઉડે છે પ્રેમના કુવારા, વહે છે અશ્રુની ધારા,
" લુછ્યા ન આંસુ તેં મારા, વજ્ર સમ હૈડું તારૂં છે,

પ્રેમમાં મસ્ત બનેલી ચંદ્રપ્રભાએ કદી પણ નહિ ખેંચેલા સુર એટલા બધા મીઠા સુરથી આ સમયે ખેંચવા લાગી કે આકાશમાં પણ તેની મીઠાસ ઉછળવા લાગી. જાણે દેવલોક પણ આ સંગીત સાંભળવા આવ્યા હોય, તેવો દેખાવ થઇ રહ્યો હતો. ઇશ્કમાં દિવાની બનેલી પ્રભાને અત્યારે ભાન ન રહ્યું કે રાજસિંહ આ સમયે આવનાર છે. પલ્ટા પર પલ્ટા મારતી પ્રભા મહેંદ્રના હૃદયને આરપાર વિંધવા લાગી. પ્રભા ગાતી ગાતી

ઉભી થઇ અને દિવાનખાનામાં ફરવા લાગી. ઘડીમાં નિશ્વાસ નાખતી, ઘડીમાં આનંદમાં છલકાતી, ચંદ્રપ્રભા સારંગીની સાથે પોતાનો સુર વધારે મીઠો બનાવતી ગઈ.

જેમ મોરલીપર સર્પ ડોલે, તેમ ચંદ્રપ્રભાના ગાન પર મહેંદ્ર-ડોલવા લાગ્યો. તેને સર્વ સંસાર આ સમયે સુખમય જણાયો. પોતાની પવિત્ર આંખોનું કીરણ પ્રભાની તરફ ફેંકયું; તે સમયે જાણે હમણાજ બંને એક બીજાને કંઠે વળગી પડશે, એવો ભાસ થવા લાગ્યો. આ વખતે ચંદ્રપ્રભા એટલા મીઠા સુરથી સંગીત લલકારતી હતી કે જે સાંભળી ગંધર્વ પણ પોતાનું ગુમાન મુકી દે. ખરેખર! પ્રભા તેં અત્યારે મહેંદ્રને દિવાનોજ બનાવ્યો.

તમામ જગત આનંદ લેતું શાન્તીમાં પડયું છે, ત્યારે મહેન્દ્ર તથા પ્રભાનું હૃદય ચકડોળે ચડયું છે. મહેંદ્રે વિચાર્યું કે હવે પ્રભા પોતાનું ગાન બંધ કરે તો ઘણું સારૂં, નહિતર હું હવે મારી પ્રતિજ્ઞા તોડી બેસીશ. થોડું રહેલું ભાન પણ ગુમાવી બેસોશ. મહેન્દ્રને સંગીત અત્યારે ઘણુંજ પ્રિય લાગતું હતું; પણ તેને જણાયું કે આ સંગીત મને દુ:ખકર્ત્તા છે. માટે તરતજ તે કોચ પરથી બેઠો થયો, અધીરૂં થઇ રહેલું મન હવે કોઇ રીતે કાબુમાં રહેશે નહિ, એમ તેને જણાયું. શું મહેન્દ્ર તું તારી પ્રતિજ્ઞા તોડી નાખીશ? શું મુકતાના પ્રેમને ભુલી જઇ પ્રભાના પ્રેમમાં અંધ બનીશ? ના ના, મહેન્દ્ર! તું તારા વચનથી ખંડિત થઈશ નહિ. મૃત્યુના મુખમાં જવું પડે તો પણ તું તારી ટેક પર કાયમ રહેજે, અંત સમય સુધી પણ તું મુકતાને આપેલું વચન પાળજે. સંગીતમાં ઘણો સમય પસાર થયો હતો; છતાં પ્રભા લેશમાત્ર શાંત જણાતી ન હતી. સામે વૃક્ષ પર બેઠેલા પક્ષીઓ પણ એકી નજરથી જોઇ રહ્યા હતા. તે મનમાં વિચાર કરતા હતા કે હમણાજ મહેન્દ્ર! તથા પ્રભા

ભેટી પડશે; તો એ સમય આપણાથી જોયો નહિ જાય, આમ ધારી તેઓ પણ તે વૃક્ષ છોડી બીજે સ્થળે જઈ બેઠાં.

ચંદ્રપ્રભાને આ સમયે પ્રેમનો નિસો પુર જોસમાં ચડેલો હતો; તે વધારે ને વધારે મીઠાશથી સંગીત લલકારતી હતી, તેના પ્રેમનો ધોધ જાણે હમણાજ મહેન્દ્રના હૃદય સાથ અથડાશે, એમ જણાતું હતું. મહેંદ્ર પણ વિચાર કરતો હતો કે હવે વધારે સમય આ સંગીત સાંભળવું ઉચીત નથી; હમણા મારી પ્રતિજ્ઞાં ધુળમાં મળી જશે. અરે હૃદય તું સ્થીર થઈ જા! ચકડોળે ચડેલા મન હવે તું શાન્ત થા! આ ભવે તો તેં લીધેલી પ્રતિજ્ઞા નીભાવ્યેજ છુટકો છે.

મહેંદ્ર તરતજ પ્રભા પાસે આવી બોલવા લાગ્યો, છતાં પ્રભાનું ગાનતો ચાલુંજ હતું.

ચંદ્રપ્રભા! સાવધાન થા! મને હવે વધારે દુઃખી ન કર; જો કે તારા આજના સંગીતથી મારૂં હૃદય શાન્ત થાય છે: છતાં મારા માટે તો આ સંગીત આ સમયે દુઃખદાયક છે: હવે હું વધારે સમય તે સાંભળી શકું તેમ નથી, મારા ઉછળી રહેલા હૃદયને વધારે વખત કાબુમાં રાખી શકું તેમ નથી. જો કે મેં પ્રથમથીજ પ્રભુ સાક્ષીએ પરમાત્માના સોગન ખાઇ મારો પ્રેમ મુકતા સિવાય કોઇને પણ ન આપવાની પ્રતિજ્ઞા કરી છે, છતાં એ મારી સર્વ પ્રતિજ્ઞા નષ્ટ થશે.

આજે મારા હૃદયમાં ઇશકની મહોબત પ્રગટ થઇ છે, ચંદ્રપ્રભા! હું તને ચાહું છું; પરંતુ અફસોસ કે આપણા બંનેનો દુષ્ટ પ્રેમ જોઇ પરમાત્મા દુભાશે, વળી તું તારા શીયળથી ખંડીત થઈશ; જ્યારે હું મારા વચનથી ભ્રષ્ટ થઇશ. પ્રભા! હવે તું સંગીત બંધ કર, તારા મધુરા કંઠને તારા હૃદયમાં સમાવી દે! તારા પ્રેમથી ભરેલા આ સંગીતના દુઃખમય શબ્દો હવે હું સહન કરી શકતો નથી. તારા દયામણાં બોલ સાંભળી

હું તારી આશા પુર્ણ કરવા તૈયાર થાઉં, પરંતુ મારો ધર્મ મને તેમ કરતાં અટકાવે છે. પ્રભા! પ્રભુને ખાતર હવે તું તારૂં સંગીત બંધ કર. અરે મારા પર દયાની રાહે પણ તું તારૂં સંગીત અધુરૂં મુક. નહિ તો તારા પ્રેમમાં દિવાનો બનેલો હું, તારૂં અનુપમ તેજ જોઇ, તારી મારા પ્રત્યેની પ્રિતી-ભાવના જોઈ, હું મારા ધર્મથી ચલીત થઈ જઇશ. તારી ઇશ્કથી છલકાતી આંખો જોઇ, મારી આંખો તેની સાથે મળી ન જાય, હૃદય હૃદય સાથ અથડી ન જાય કે જેથી તું અને હું બને પરમાત્માને ત્યાં પાપી ગણાઈએ; માટેજ તને કહું છું કે પ્રભા! હવે તું તારૂં ગાન બંધ કર. છતાં પણ જો તું સંગીત આગળ ચલાવીશ, તો હું આ સમયે અહીંથી કુદી પડીશ અગર તો પ્રેમમાં અંધ બની તને ભેટી હું મારી પ્રતિજ્ઞા ભંગ કરીશ; જેથી તું અને હું બંને નર્કના અધિકારી થઈશું. ચંદ્રપ્રભા બંધ કર! મારા પર દયા કરી તું તારૂં ગાન બંધ કર. ભુલી જા, ભુલી જા, પ્રભા! મારા તરફના પ્રેમને તું ભુલી જા! આટલું બોલતાં મહેન્દ્રનું મસ્તક ફરવા લાગ્યું, તેને કાતીલ ખંજરનો ઘા જાણે કેમ કોઇ કરતું હોય તેમ જણાયું. તે આંખો બંધ કરી દિવાલ સાથ અથડાતો પાસે પડેલા પલંગપર મુર્છા ખાઇ ઢળી પડયો.

પ્રભાએ તરતજ સંગીત બંધ કર્યું, તે અત્યારે આનંદમાં ડોલવા લાગી. મહેન્દ્ર પોતાને ચહાય છે, એમ સમજી પોતાને અહોભાગ્ય માનવા લાગી. તરતજ બેભાન પડેલા મહેન્દ્રનું મસ્તક પ્રભાએ પોતાના ખોળામાં લીધું, ને પોતાના પાલવથી તેને વાયુ ઢોળવા લાગી,

વાંચક! રાજસિંહ આ તરફ આવવાનો છે, માટે મહેંદ્ર તથા પ્રભાને અહીં મુકી આપણે તે તરફ વળીયે, કે તે શું કાળા કર્મ કરી રહ્યો છે!

## પ્રકરણ ૯ મું.

# મુક્તાની ભિષ્મ પ્રતિજ્ઞા.

छिन्नोऽपि चंदन तरुर्न जहाति गंधम् ।
वृध्धोऽपि वारण पातर्न जहाति लीलाम् ।
चंत्रार्पितो मधुरताम् न जहातिचक्षुः ।
क्षीणोऽपि न त्यजाति शीलगुणान्कुलीनः ।

કાપેલું ચંદન વૃક્ષ ગંધનો ત્યાગ કરતું નથી, વૃદ્ધ છતાં પણ ગજપતિ વિલાસને છોડતો નથી, ચીંચોડામાં પીસાવા છતાં શેરડી મધુરતાનો ત્યાગ કરતી નથી અને દરિદ્ર છતાં પણ કુલીન મનુષ્ય સુશીલતા આદિ ગુણનો ત્યાગ કરતો નથી **ચાણક્ય.**

સંસારમાં અડગ ટેકધારી શુદ્ધ ક્ષત્રી રાજપુત્રો, અને વીર ક્ષત્રાણીઓ પોતે લીધેલી પ્રતિજ્ઞા, અથવા આપેલ કોલ પ્રાણ જતાં સુધી પણ પાળે છે. પિતા પાસે ન પરણવાની પ્રતિજ્ઞા લેનાર ભિષ્મપિતામહ જીંદગી સુધી બાળ બ્રહ્મચારી ન રહ્યા? દશરથ રાજાએ કેકેયીને આપેલ વચન પુર્ણ કરવા શું રામચંદ્રજી વનવાસ ન ગયા? ભયાનક આપત્તિ આવશે એમ જાણવા છતાં ફકત એક વચનને ખાતર પૃથ્વીરાજે સંયોગતાનું હરણ ન કર્યું? મહાન પુરૂષો જેવું બોલે છે, તેવું વર્તન રાખે છે, અને તે બોલ પાળે છે.

પાળે વચન તે શાહ, બીજા સૌ ઢોંગી ધુતારા,
પાળે વચન તે વીર, બીજા વ્યંઢળ બહુ સારા,
પાળે વચન તે નર, બીજા સૌ રાક્ષસ જાણો,
પાળે વચન તે મર્દ, બીજા દુષ્ટજ માનો,
વચન પાળતો જે ધણી, માનો તે શીરતાજ,
વચન જતાં મૃત્યુ ભલું, વચન પ્રાણ ને કાજ.

સંધ્યાકાળનો સમય હતો, કલ્લોલ કરતા પક્ષીઓ પોતાના સ્થાનપર જવા તૈયારી કરી રહ્યા હતા. આ વખતે મણીપુરમાં સર્વ મનુષ્યો દર્શન કરવા માટે દોડધામ કરી રહ્યા હતા. શહેરમાં મોટા મોટા દેવાયલો બાંધેલા હતા. કલ્યાણરાય, વેરાઇમાતા, તથા રામદે પીરના મંદિરોથી આ શહેરની શોભા અપૂર્વ જણાતી હતી. વેરાઈ માતાનો પરચો હાજરા હજુર ગણાતો હતો. તેની માનતા દરેક જ્ઞાતિ પૂર્ણભાવથી કરતી હતી, માતાની દૈવી શકિત એટલી પ્રભાવશાળી હતી કે ચોર, તથા લુંટારા લોકો પણ તેની પાસથી જતા ન હતા, માતાના સ્થાન પર જવાનો દરવાજો કોઇથી બાંધી શકાતો ન હતો, માજીના સ્થાનપાસે રૂપાવતી નામે નદી સ્વચ્છ નિર્મળ જળથી સદોદીત વહ્યા કરતી હતી. તેમાં ઉછળી રહેલા મોજા સ્ફટિક મણી તુલ્ય પ્રકાશ આપતા હતા આ નદીના વહન પાસે બે મનુષ્યો અરસપરસ કોઇ વાતમાં મશગુલ થયેલા જોવામાં આવતા હતા, વાંચક તે બન્ને કોઇ નહિ, પણ ગુલાબરાય, તથા રાજસિંહ હતા. રાજસિંહના મુખપર શોકની છાયા જણાતી હતી, ધીમેથી રાજસિંહ બોલ્યો:—

ગુલાબરાય ! શું દોલસિંહની પુત્રી હજુ પણ માનતી નથી ? શું તે પોતાના પિતાની આજ્ઞા પણ નહિ પાળે ? ખરેખર તે કેવી મૂર્ખ દેખાય છે; કે મારા જેવા રાજકુમારને છોડી તે ભિખારી મહેન્દ્રને ચહાય છે.

ગુલાબરાય—રાજકુમાર ! આપ હવે તે વિષે ચિંતા કરશો નહિ. બાલ્યાવસ્થાથીજ સાથે રહેલા મહેન્દ્ર તથા મુકતા બંને એક બીજાને ચહાય તેમાં નવાઈ શી ? પણ હવે તો તેના પિતાએ મુકતાને સખ્ત હુકમ કર્યો છે કે જો રાજસિંહ સાથે લગ્ન ન કરવાની જીદ પકડી રાખીશ, તો હું બળાત્કારથી લગ્ન કરીશ. તે સમયને

પણ આજે આઠ દિવસ થઈ ચુકયા છે, આજે આ વાતનો આપણે છેલ્લો નિર્ણય કરી લેવાનો છે, તે સિવાય તમને મારે જણાવવું જોઇએ કે આપણા રસ્તામાં ઝેરી કાંટારૂપ મહેન્દ્રનો નાશ કરવો જોઇએ.

**રાજસિંહ**–પણ તે હવે આ તરફ આવી શકે તેમ નથી, કારણ કે તેને તો આપણે ખાનગી જેલમાં કેદ કરેલ છે.

**ગુલાબરાય**—કુમાર! આપ હજુ તેને બરાબર ઓળખતા નથી, એક વખત તો તે આપણી ભયંકર જેલમાંથી નાસી છુટયો, તો આ ખાનગી જેલ શા વિસાતમાં? ફરી જો તે જેલમાંથી નાસી જશેતો વેરનો બદલો વેરથી લેશે. તો પ્રથમથીજ ઝેરી ઉગતા છોડને ચગદી નાખવો કે જેથી તે આગળ વધી શકે નહિ.

**રાજસિંહ**—એ બધું સાચું, પણ હવે આપણે કરવું શું?

**ગુલાબરાય**—બીજું તે શું? ખુન!

**રાજસિંહ**—કોનું ખુન?

**ગુલાબરાય**—બીજા કોનું? મહેન્દ્રનું!

**રાજસિંહ**—ના ના ગુલાબરાય, એમ તો ન જ બને!

એક તો પ્રથમથીજ પિતાશ્રી મારા પર વહેમાયા છે, અને આ સમયે જો ખુનની ખબર પડે તો મારૂં શું થાય? તેને અન્યાય તો બિલકુલ ગમતો નથી.

**ગુલાબરાય**—કુમાર! તમો તેની પ્રત્યે દયા લાવી તમોજ તમારૂં અહીત કરો છો, જ્યાં સુધી મહેંદ્ર પૃથ્વિપર જીવતો છે ત્યાં સુધી તમો મુકતાને મેળવી શકશો નહિ, માટે આપણે અહીંથી પ્રથમ દોલતસિંહને મળી, પછી જેલખાનામાંજ મહેંદ્રનું કાશળ કાઢવું એજ ઉત્તમ છે.

**રાજસિંહ**—ગુલાબરાય, મારૂં મન એ બાબતની સાક્ષી આપતું નથી; કારણ કે પિતાશ્રીની નજરમાં તે નિર્દોષ ઠર્યો હોય એમ તેના ભાવપરથી સમજાતું હતું, ઠીક થયું કે તે જેલમાંથી નાસી ગયો, નહિતર જો ખરી બીના તે મહારાજને જણાવત તો આપણી શી દશા થાત?

**ગુલાબરાય**—રાજકુમાર! આપ જો, આમ ડરતા રહેશો; તો પછી આપણાથી કંઇ કામ થઈ શકશે નહિ, ખુન ક્યાં તમારે કરવાનું છે? ખુન હું કરીશ ?

**રાજસિંહ**—ગુલાબરાય, મારૂં તો એમ ધ્યાન પહોંચે છે છે કે કોઈ બીજાનું ખુન કરી આ ખુનનો આરોપ મહેન્દ્રપર ઢોળવો; પછી મહારાજા પાસે ખુની તરીકે હાજર કરી તેને મોતની સજા અપાવવી; જેથી આપણાપર કોઇને શંકાપણ ન આવે.

**ગુલાબરાય**—ભલે, જો તમારી એમજ ઈચ્છા હશે, તો એમ કરશું, પણ આ કામમાં મારે શાન્તાની મદદ લેવી પડશે; કારણકે ચંદ્રપ્રભા હાલ તમારાથી નારાજ હોય તેમ જણાય છે, તો આ વાત ચંદ્રપ્રભા પણ જાણવા ન પામે, હું અને શાન્તા મળી કોઇનું કાસળ કાઢી નાખશું, આમ વિચાર કરી બંને દોલતસિંહના ઘર તરફ રવાના થયા.

વાંચક, શાન્તા કોણ છે? તથા તેનો અને ગુલાબરાયનો મેળાપ કેવી રીતે થયો, તે બધી વાત શાન્તાના જીવનવૃતાતમાં આગળ ઉપર જણાવશું; પણ હાલ તો મહેંદ્રના નામની માળા ઝપતી મુકતા તથા તેના પિતાશ્રી દોલતસિંહ તરફ નજર કરીએ. કે તે શું કરે છે.

મુકતા બગીચાના દરવાજા પાસે ઉભી રહી વિચાર કરતી હતી કે હવે મારે શું કરવું? મહેન્દ્ર જ્યારથી ગયા છે, ત્યારથી તેનો કંઇ પતો નથી કે તેમનું શું થયું? કોણ જાણે કે એ નીચ રાજસિંહ એને કયાં લઇ ગયો?

મહેન્દ્રના ગયા પછી મુકતા દુઃખમાંજ દીન ગુજારતી હતી, તેની આંખોમાંથી નીર સુકાતાંજ ન હતાં. દોલતસિંહે તેને આજ્ઞા કરી હતી કે આઠ દિવસમાં જો તું ખુશીથી રાજસિંહ સાથે લગ્ન નહિ કરે, તો હું બલાત્કારે લગ્ન કરાવી આપીશ. પુનઃ મુકતા વિચાર કરવા લાગી. અરે જેણે મને પાળી પોષી મોટી કરી પુર્ણ સુખમાં ઉછેરી તેજ પિતા શું મને ભયંકર ઉંડી ખીણમાં ફેંકી દેશે? પિતાશ્રી! આપની વૃદ્ધાવસ્થામાં આપને શું સુઝયું? કયા સ્વાર્થના લોભે આપનું કોમળ હૃદય પાષાણમય બની ગયું? કયા સ્વાર્થના ખાતર આ તમારી ગરીબ ગાય જેવી કન્યાને કસાઈની છુરી નીચે સોંપી દેવા તૈયાર થયાછો? પિતાશ્રી આપને આમ કરવું ઘટારત નથી. મારા માટે મહેન્દ્રને કેવા વિચાર આવતા હશે, તે તો એમજ સમજતા હશે કે મુકતા તો પોતાના પિતાશ્રી નેત્યાંજ સુખમાં દીન ગુજારતી હશે.

હું અહીં જે દુઃખ સહન કરી રહી છું, તે મહેન્દ્ર શી રીતે જાણી શકે? હવે તો આ સ્થાન છોડી જવું એજ ઉત્તમ છે. પણ ફરી તેને વિચાર આવ્યો કે હજુ પણ એક વખત પિતાશ્રીને સમજાવું, મારા આંસુથી તેનું હૃદય પીગળાવું, આ સમયે તો પિતાશ્રીના વિચારને જરૂર ફેરવીશ; છતાં પણ તે પોતાના વિચારમાં દૃઢ રહેશે તો મારો પણ એકજ નિશ્ચય છે કે જ્યાં સુધી આ દેહમાં એક પણ લોહીનું ટીપું છે, આવ જા કરવાની શક્તિ છે, ત્યાં સુધી મહેન્દ્ર સિવાય અન્યની ઈચ્છા નહિજ કરૂં. ચાલ જીવ, પિતાશ્રીને પાયે પડું, તેને હસ્ત જોડી અરજ કરૂં કે આપ

દયાહીણ ન થશો. આમ વિચાર કરી મુકતા દોલતસિંહ પાસે આવી ઉભી રહી. દોલતસિંહ પણ એજ વિચારમાં હતો કે રાજસિંહનો પણ આજે છેલ્લો વાયદો છે, છતાં આ હઠીલી છોકરી માનતી નથી. માટે શું કરવું? તરતજ પાસે ઉભેલી મુક્તા તરફ તેણે નજર કરી. મુકતા નીચું જોઈ ઉભી હતી.

**દોલતસિંહ**--મુકતા! મારૂં કહેવું ધ્યાનમાં આવ્યું? યાદ રાખજે કે આ બાબતમાં હવે વધારે જીદ કરીશ નહિ, તારા સુખમાં દુઃખનું બીજ રોપીશ નહિ. મારી આજ્ઞા માન્ય કરવી તે તારી ફરજ છે.

**મુકતા**—પિતાશ્રી, આપની આજ્ઞા મેં કદી પણ ઉથાપી નથી. લગ્ન સિવાયની આપની કોઇપણ આજ્ઞાનો મેં લોપ કર્યો નથી; છતાં આપ જયારે લગ્નની વાત કરો છો, ત્યારે મારૂં હૃદય ભરાઈ આવે છે. હું બહુ દુઃખી થાઉં છું. હું સમજી શકતી નથી કે આપ મારા પૂજ્ય પિતા હોવા છતાં મને એ નીચ રાજસિંહ સાથે લગ્ન કરવાની શા માટે આજ્ઞા કરો છો?

**દોલતસિંહ**-તેમાં તું શું જાણે? રાજકુમાર નીચ! એ તું શું બોલી? તેની સાથે લગ્ન કરી તું જે સુખ ભોગવીશ, તે કદી પણ બીજે ભોગવી શકીશ નહિ,

**મુકતા**-પિતા! આપ ભુલો છો, જો કે હું તમારી સમક્ષ બોલવા યોગ્ય નથી, છતાં પણ જણાવું છું કે હું આપને ત્યાં રહી આપની વૃદ્ધાવસ્થામાં સેવા કરી, આપનો આશીર્વાદ મેળવી હું જે સુખ પામીશ, તે બીજે નહિ પામું. હું આપને શરણ છું, આપ રક્ષક છો. આપ મારા પર ક્રોધની નજરથી ન જોશો, હું આપને પગે પડી એજ માગું છું કે આજ પછી લગ્નની વાત મારી પાસે નજ કરશો. પીતાજી આપ દયા હીણ ન થશો.

(ગાયન.)

મુક્તા—

દયા હીણુ થશોના દયાળુ પિતા, બની ક્રુર મને તલસાવો નહિ,
દુઃખી માત વિનાની હુ બાળ ખરે, અહીં જોર તમે અજમાવો નહિ,
છોરૂ કછોરૂ કદાપિ બને, પણ માતપિતા નહિ રોષ કરે,
કરી લગ્નની વાત સતાઓ નહિ, અહીં જોર તમે અજમાવો નહિ,
જનક રાજાએ સભા ભરી, સ્વયંવરથી સીતા રામવરી,
તે ક્ષત્રી ધર્મ લજાવો નહિ, અહીં જોર તમે અજમાવો નહિ,
ન મુખે કદી ગાય ઉચ્ચાર કરે, પણ નયનોથી આંસુઓ ખુબ ભરે,
તે પર કતલ છુરી ચલાવો નહિ, અહીં જોર તમે અજમાવો નહિ,

**દોલતસિંહ**—મુકતા, તું તો ગાંડી છે, લગ્ન નહિ કરીશ તો આમ કુંવારી કયાં સુધી રહીશ?

**મુકતા**—હું સદા કુંવારીજ રહીશ.

**દોલતસિંહ**—શું તું મીરાંબાઈ થવા માંગે છે?

**મુકતા**—જી, હા.

**દોલતસિંહ**—ના તેમ નહિજ બને. લગ્ન તો કરવાંજ પડશે. કારણ કે મેં રાજસિંહને વચન આપેલ છે.

**મુકતા**—વચન! પિતાશ્રી શાનું વચન? કસાઇની છરી નીચે ગાયનું ગળું કાપવાનું વચન, અમૃતમાં ઝેર ભેળવવાનું વચન, પોતાનીજ પુત્રીનો ભવ બગાડવાનું વચન, ના, ના, પિતાશ્રી એ વચનતો આપને ફેરવવુંજ પડશે. અરે દયાની ખાતર, તમારી આ રંક બાળકીને ખાતર, આપે વચનથી ખંડીત થવુંજ પડશે.

**દોલતસિંહ**—છોકરી, હું જેમ જેમ સહન કરતો જાઉં છું, તેમ તેમ તું વધારે ઉદ્ધત બનતી જાય છે, મારૂં આપેલું વચન કદી પણ મિથ્યા થતું નથી, એ શું તું નથી જાણુતી? લગ્ન તો તારે રાજસિંહ સાથે કરવાજ પડશે.

**મુક્તા**—ના પિતાશ્રી તે તો નહિજ બને, એ કર્મ ચંડાળ, નરાધમ રાજસિંહ સાથે મારા લગ્ન કરી હું મારો ભવ બગાડીશ નહિ, પિતા! આપ જો મારૂં જરા પણ ભલું ચહાતા હો, અરે મારાપર દયા હોય, લાગણી હોય, અરે પુત્રી પ્રત્યે પિતાની જે ફરજ હોય તે ફરજને ખાતર આપે આપના વચનને તોડવુંજ પડશે. હું આપને શરણ છું, શરણાંગતનો તિરસ્કાર ના કરશો, મને નિરાધારને ઉંડે કુવે ફેંકી ના દેશો, આપ આપના ક્ષત્રિ ધર્મને એબ ન લગાડશો.

**દોલતસિંહ**—નાદાન છોકરી! શું મારૂં આપેલું વચન તોડી નાખું? જબાનમાંથી બોલેલા બોલ શું પાછા ખેંચી લઉં? તે તો પ્રાણાંતરે પણ નહિજ બને. હું મારૂં વચન મારા દેહની છેલ્લી ઘડી સુધી પણ પાળીશ. માટે હજુ પણ ચેતાવું છું કે તું તારો વિચાર ફેરવ. રાજસિંહના દરજ્જાનો કંઈક ખ્યાલ કર. તેને ત્યાં તને કઈ વાતની ખામી જણાય છે? શું તું ત્યાં દુઃખી થશે?

**મુક્તા**—હા, પિતાશ્રી, હું ખાત્રીથી કહું છું કે રાજસિંહને ત્યાં સુખની છાયા છેજ નહિ. રાજસિંહના ચારિત્રને આપ જાણતાજ નથી; મને સુખી જોઈ આપ સુખી થવા ઇચ્છતા હો, તો મને નર્કની ભયંકર ઉંડી ખીણમાં ફેંકી ન દેશો. આપને ત્યાં સુકકો રોટલો ખાઈ, જે સુખ ભોગવીશ, તે સુખ રાજસિંહના રાજયધાનીમાં પણ નહિ પામું-અરે પિતા! પુજયપિતા! દયાની ખાતર, પ્રભુને ખાતર આપ આપનું વચન તોડો.

**દોલતસિંહ**—તે તો કદી નહિજ બને, મારૂં વચન જાય તો સ્વર્ગમાં પિતૃઓ પણ મારાપર ફિટકારનો વર્ષાદ વરસાવે. હું નર્કનો અધિકારી થાઉં.

**મુકતા**—ન બોલો, પિતા આમ ન બોલો; રાજસિંહ સાથે થતાં મારા લગ્ન તમો અટકાવશો, તો આપે પુન્યનું કામ કર્યુ એમ ગણાશે. પિતૃઓ પણ ફીટકાર નહિ, પણ આશીર્વાદનો વર્ષાદ વર્ષાવશે આ કસાઈની છુરી નીચેથી ગાયને છોડાવવી એટલું પુન્ય સમજજો. હું અંતઃકરણનો આપને આશીર્વાદ આપીશ કે પ્રભુ! સ્વર્ગમાં પણ આપને શ્રેષ્ટ સ્થાન આપે.

**દોલતસિંહ**—હું તારો આશીર્વાદ નથી ચહાતો. મારો તો એજ નિશ્ચય છે કે રાજસિંહ સાથે તારા લગ્ન કરી તને સુખી કરવી.

**મુકતા**—તે તો જીવ જતાં પણ નહિ બને, નેવના નીર કદી મોભે નહિ ચડે, સુર્ય આકાશનું સ્થાન છોડી જમીન પર સ્થાન લેવાની ઉમેદ નહિજ કરે.

**દોલતસિંહ**—શું મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ?

**મુકતા**—નિરૂપાયે તેમજ બનશે, આજ દીન પર્યંત મેં આપની આજ્ઞા ઉથ્થાપી નથી, આપના બોલ અત્યાર સુધી હું પુષ્પની માફક મારા હૃદયમાં ઝીલી લેતી, તે વખતના આપના બોલ પુષ્પથી પણ વધારે પ્રિય હતા; અત્યારના આપના બોલ આગના તણખલાં માફક વરસી રહ્યા છે. તે બોલ દયાના હતા, હવેના બોલ ક્રુરતાના છે. તે બોલમાં અમીમય ઝરણ ઝરતા હતા, અત્યારના બોલમાં ઝેર વર્ષે છે. તે બોલ સ્વર્ગના શીખર પર બેસાડનાર હતા, અત્યારના બોલ નર્કની ઉંડી ખીણમાં ફેંકી દેનારા છે.

**દોલતસિંહ**—ઉદ્ધત છોકરી બોલતી બંધ થા, શું તારા ઘેલપણાને લીધે હું મારી પ્રતિજ્ઞા તોડી નાખું?

**મુકતા**--પ્રતિજ્ઞા પિતાશ્રી શાની પ્રતિજ્ઞા? અરે! પોતાની પુત્રીને નર્કની ઉંડી ખીણમાં ફેંકી દેવાની પ્રતિજ્ઞા! અરે દૂધ દેનારી પવિત્ર માતાને કસાઈના છુરા નીચે હલાલ કરાવવાની

પ્રતિજ્ઞા! શરમાઓ! શરમાઓ! પિતાજી શરમાઓ! કયા રાજ્યનાં લોભે આપે આ પ્રતિજ્ઞા કરી? કઈ જાહોજલાલી ભોગવવા ખાતર આપે નર્કની ખાણમાં કુદી પડવાની પ્રતિજ્ઞા કરી? અરે કઈ લાલચની ખાતર, મારી ના મરજી છતાં, રાજસિંહ સાથે મારા લગ્ન કરવાની આપે પ્રતિજ્ઞા કરી. જો આપની છેવટ સુધીની એજ પ્રતિજ્ઞા છે, તો મારી પણ પ્રતિજ્ઞા આજે સાંભળો:--જયાં સુધી ચંદ્ર સૂર્ય પ્રકાશમાન છે, સમુદ્ર માજામાં છે, હિમાલય અડગ છે, તેમજ મારા શરીરમાં એક પણ રૂધીરનું ટીપું છે, ત્યાં સુધી આ હૃદયમાં મહેન્દ્ર સિવાય કોઈપણ સ્થાન લઇ શકશે નહિ.

દોલતસિંહ—મહેન્દ્ર! મહેન્દ્ર! નાદાન છોકરી બોલતી બંધ થા! જીભ્હાને એકદમ અટકાવી દે. અરે મારે ત્યાં એંઠા ટુકડા ખાઈ ઉછરેલો ભિખારી મહેન્દ્ર તેને તું ચહાય છે?

મુકતા—શું! મહેન્દ્ર ભિખારી? તે કદી ભિખારી નહિ, પણ નર કેસરી, એકવચની, ધર્મ ઝનુની, જે આપના એક વચનને ખાતર સદાનું આપનું ઘર તજી ભયંકર પહાડોમાં અદ્રશ્ય થયો. પિતાશ્રી આપે જે વખતે તેને ચાલ્યા જવાની રજા આપી, તે વખતે તેનું નિર્દોષ મુખ, તેની પવિત્રતા, તેના દયામણા શબ્દ, તથા તેની નિર્દોષ આંખમાંથી જે આંસુની ધાર વહેતી હતી, તે મને પળે પળે યાદ આવે છે. છતાં પણ આપને તેનાપર જરા પણ દયા ન આવી; ત્યારથીજ હું સમજતી હતી કે આપના દેહમાં કોઇપણ જાતનો સ્વાર્થનો કીડો પેદા થયો છે, આજે હું બરાબર સમજી શકી છું, કે મારા લગ્ન રાજસિંહ સાથે કરવામાં આપના મનમાં રાજ્ય લોભનો ભયંકર સ્વાર્થ સમાયો છે. પિતાશ્રી! વિચાર કરોકે અંતકાળે આપ કઈ જાહોજલાલી સાથે ઉંચકી જશો. અરે તેના જેવા નિર્માલ્ય રાજાઓ સાથે સબંધ બાંધી કઇ

સત્તા આપે મેળવવાની ઇચ્છા કરી? છોડીદો! છોડીદો! પિતાશ્રી પાપકર્મ બાંધી ભયંકર પાપના ભાગીદાર થવાની ઈચ્છા છોડી દો. કયાં છે? કયાં છે? હિંદ ભુમિનું ગૌરવ વધારનારા ધાર્મિક રાજાઓ હાલ કયાં છે? કોણ તેને રાજા કહે કે જેનામાં ધર્મનું પાલન કરવાની શક્તિ નથી, કોણ તેને રાજા કહે કે જેનામાં ઇન્સાફ આપવાની સત્તા નથી, કોણ તેને રાજા કહે કે જેનામાં કન્યાવિક્રય બંધ કરવાની હિંમત નથી, કોણ તેને રાજા કહે કે જેનામાં પવિત્ર ગૌમાતાનું રક્ષણ કરવાની શકિત નથી. ઉઠો, ચેતો, જાગો, અરે હિંદના ક્ષત્રી રાજાઓ તમારી ભયંકર કુંભકર્ણની નિદ્રામાંથી જાગો. તમારી મોહાંધ મસ્તીને છોડી દો. તમારૂં તેજ હરાઈ ગયું છે. તમારૂં ગૌરવ ખંડિત થયું છે. તમારૂં આત્મબળ નાશ પામ્યું છે. તમારૂં શુરાતન છુપાઇ ગયું છે. અરે જે હિંદના સિંહાસન પર ધર્મ ધુરંધર ન્યાયી રાજાઓ વિરાજતા હતા; તેજ સિંહાસન પર હવે ધર્મના શત્રુ, ન્યાયના ખુની, લક્ષ્મીના લોભી હિંદના ન્યાય તત્વને એબ લગાડનારા ઘણા નૃપત્તિઓ હાલ જોવામાં આવે છે. જે હિંદુસ્થાનની ભુમિમાં, તમામ દેશના રાજાઓ પોતાના મસ્તક નમાવતા હતા, તેજ હિંદના રાજાઓ પોતાના પ્રાચીન ક્ષત્રીધર્મને ભુલી જઈ પોતાના બાપ દાદાની આબરૂને અધર્મી કર્મોથી દોષીત કરી રહ્યા છે; છતાં પણ હિંદના રાજાઓની હજુ આંખ ખુલ્લતી નથી. પહેલાં જે શરીર પર, તલવારો, ભાલા, ઢાલ, કટારો લટકતી હતી; તેજ શરીર પર અત્યારે સુંદર વસ્ત્રાભુષણ ધારણ કરવામાં આવે છે. પહેલાં એકપણ ગૌવધ થતા પ્રજાઓની તલવાર મ્યાનમાંથી બહાર ખેંચાતી હતી, તે જગ્યાએ અત્યારે લાકડી પણ ઉગામવાની શક્તિ કયાં છે? પહેલાં જે હિંદ ભુમિ પોતાના શૌર્યથી, વિશ્વની પ્રજામાં ઝળ હળી રહી હતી; તેજ ભૂમિ આ સમયે પોતાનું શ્યામ મુખ કરી ભયંકર ઉંડી ખીણમાં રૂદન કરી રહી છે.

**દોલતસિંહ**—નાહાન છોકરી! રાજ્ય ખટપટની બાબતમાં તું શું સમજે? આજ તારા અપમાન ભરેલા શબ્દ સાંભળી હું મારા હૃદયમાં દુઃખી થાઉં છું. મારી દયાનો તેં આજે આ ઉપયોગ કર્યો. ? હું નહોતો ધારતો કે તું મારી પુત્રી થઇ મારા શત્રુની ગરજ સારશે. હું તારા અભિમાનનો બદલો આજે બરાબર આપીશ. આમ કહી દોલતસિંહ ગુસ્સાના આવેશમાં બહાર ચાલ્યા ગયા, એટલામાં રાજસિંહ તથા ગુલાબરાય સામેથી આવતા જણાયા, ત્રણે બગીચામાં બેઠા.

**ગુલાબરાય**—કેમ દોલતસિંહ ! આજે ઉદાસ જણાઓ છો ?

**દોલતસિંહ**—સ્હેજ ઘરની ખટપટને લીધે. હુજત છોકરી કોઈપણ રીતે માનતી નથી.

**ગુલાબરાય**—શું આપનું કહેવું પણ તે માનતી નથી ?

**દોલતસિંહ**—અરે લગ્નની વાત કરૂં છું, એટલામાં તો સિંહણની માફક છંછેડાય મારી સામી થાય છે.

**ગુલાબરાય**—દોલતસિંહ, આપ જાણો છો કે રાજસિંહ આપના માનની ખાતર કેટલીવાર અહીંથી પાછા ફર્યા છે, તેમ આજનો આપનો છેલ્લો વાયદો છે; છતાં તમો તો એમજ કહો છો કે છોકરી માનતી નથી. આમ કહેવું આપને ઘટીત નથી. એક મોટા રાજ્યના કુમાર, તમારા જેવા ગરીબની પુત્રીની ઇચ્છા કરે, છતાં તમો આમ બ્હાનાં બતાવો, તે યોગ્ય નથી. તમો જાણો છો કે રાજકુમારે મોટા મોટા રાજ્યના માંગા પાછા કર્યા તે આપના વચનને ખાતર, આજે રાજસિંહ જો અહીંથી એમને એમ પાછા જશે, તો પછી આપ કઇ સ્થિતિમાં મુકાશો, તે હું કહી શકતો નથી. રાજસિંહ તખ્તનશીન થયા પછી દશબાર ગામની જાગીર આપને આપવાનું તેણે વચન આપ્યું

છે, તે યાદ કરો. હું તો તમારા ભલાને માટે કહું છું, પછી તો જેવી આપની મરજી.

દોલતસિંહ—તે વિચાર તો રોજ મારા હૃદયમાં રમી રહ્યો છે, પણ કરવું શું? મુકતા કોઈ વાતે લગ્નની હા ભણુતી નથી, ત્યાં શું ઉપાય? છતાં હવે રાજકુમારને યોગ્ય લાગે તેમ કરે. મેં સમજાવવામાં કંઇ પણ બાકી રાખ્યું નથી. તે ઉદ્ધત છોકરીએ તો મને આજ અપમાન ભરેલા શબ્દો પણ સંભળાવી દીધા. મારૂં મન અત્યારે સ્થીર નથી, હાલ તો હું શિકાર પર જાઉં છું. મુકતા રાજસિંહને સોંપું છું. જેમ તેને યોગ્ય લાગે તેમ કરે. એટલું કહી દોલતસિંહ શિકારપર રવાના થયા. રાજસિંહ મનમાં આનંદ માનવા લાગ્યો કે ઠીક આજે એકાન્ત મળી છે, આજે ખુલ્લા દીલથી મુકતા સંગે પ્રેમની વાતો થઇ શકશે. ગુલાબરાય પણ એજ વિચારમાં હતો કે આજે રાજસિંહને એકાન્ત આપવી જરૂરની છે; જેથી તે પણ તરતજ બહાર ચાલ્યો ગયો.

રાજસિંહ મનમાં કઇક તર્ક વિતર્ક કરતો હતો કે શું મુકતા મારૂં કહેવું નહિ માને? શું મારા રાજ વૈભવના સુખની આશા તે નહિ કરે? શું મને તે નહિ ચહાય? શા માટે મને નહિ ચહાય? મારામાં શી વાતની ખામી છે? ચાલ પ્રથમ તો તેને સમજાવું, છતાં નહિ સમજે તો કેદ કરી સાથે લેવી તેજ ઉત્તમ છે. આમ વિચાર કરી રાજસિંહે તરતજ ઘરમાં પ્રવેશ કર્યો. આ આ વખતે મુક્તા દિવાલપર માથું ટેકવી ઉભી હતી. તેને અનેક જાતના મનમાં વિચાર આવતા હતા કે હવે મારે શું કરવું? નીચ રાજસિંહ પણ આવી પહોંચ્યો છે. જરૂર આજે તે મારા માથે જુલમ ગુજારશે. હવે હું કયાં જાઉં? કોનો આશ્રય લઉં? પિતા ઉઠીને પુત્રીનો ભક્ષ કરે ત્યાં કોની મદદ લેવી? હવે આ સ્થાન મારા માટે દુઃખ રૂપ છે, તો

અહીં રહેવું શા માટે? ચાલ જીવ પાછળના દરવાજેથી નાસી જઉં, આમ વિચાર કદી મુકતા બાહેર જવા લાગી, ત્યાં સામે રાજસિંહને ઉભેલો જોયો, તેને જોતાંજ મુકતા ગભરાઈ ગઈ, અને નીચું જોઈ ઉભી રહી.

**રાજસિંહ**—મુકતા મારા સામું જો, કે હું કોણ છું. મને જોઇ તારે રાજી થવું જોઇએ; તેને બદલે નિસાસા નાખતી નીચું શા માટે જોઇ રહી છો? મુકતા હું તને સુખી કરીશ. મારે ત્યાં તું જે સુખ ભોગવીશ, તે સુખ બીજે કયાંય પણ ભોગવી શકીશ નહિ. મારી સત્તાનો ખ્યાલ કર, મારી સામું તો જો.

**મુકતા**—કુમાર, આપ મોટા રાજ્યના માલીક છો, તે વાત હું સારી રીતે સમજું છું, પણ મારો ધર્મ તે વાત સમજી શકતો નથી. આપની જાહોજલાલી હું જોઈ શકું છું, પણ મારો ધર્મ તે જોઇ શકતો નથી, તમારો રસ્તો જુદો છે, મારો રસ્તો જુદો છે; સિંહણ અને હાથીનો મેળાપ કયાંય સાંભળ્યો છે? મારી આશા આપ છોડી દો, હું પ્રાણાંતરે પણ આપને ચાહી શકું તેમ નથી. મારા અને તમારા રસ્તામાં વજ્રમય લોખંડની દિવાલો બંધાઈ ગઇ છે, તે કદી પણ તુટે તેમ નથી, માટે આપને હું આજીજીથી કહું છું કે મારો પીછો છોડી દો, હું નિરાધાર છું, મને ના સતાવો.

**રાજસિંહ**—મુકતા તું શું નિરાધાર? કદી નહિ. હવે તો તું એક વિશાળ રાજ્યની રાણી થઇશ.

**મુકતા**—મારે રાજ્યરાણી થવુંજ નથી. રાજસિંહ માનમાં રહો, આપનો ક્ષત્રિ ધર્મ યાદ કરો. તમો તો પ્રજાના રક્ષક કહેવાઓ છો, પિતા કહેવાઓ છો. પિતા ઉઠી પુત્રીપર ખરાબ નજર કરે, તો પછી દુનીયામાં બાકી શું રહ્યું.?

**રાજસિંહ**—મુકતા, હું તારા ધર્મના પોથા સાંભળવા નથી આવ્યો. તારા પિતાએ પોતાની મરજીથીજ મને તારો હાથ સોંપેલ છે. હું મારી ખુશીમાં આવે તેમ તારાથી વર્તું તેનો પુર્ણ હક હવે મને છે.

**મુકતા**—રાજકુમાર, આપ ભુલો છો, આપની ખુશી આપના રાજ્યમાંજ અજમાવો, અહીં તમારી ખુશી, નિરાશાના રૂપમાં ફેરવાય ન જાય, તેનો કંઇક ખ્યાલ કરો.

**રાજસિંહ**—મુકતા, હઠીલી ન થા, આવ મને ભેટ મારી આજ્ઞાને શરણુ થા. મારા બોલને ઝીલી લે, તારૂં હૃદય મારા હૃદયથી જોડી સુખી થા.

**મુકતા**—રાજસિંહ, હજુ પણ ફરીથી કહું છું કે માનમાં રહો, મુખમાંથી નીકળતા ઝેરી બોલને અટકાવો, જો કે હું નીરાધાર છું; છતાં પણ મારૂં શીયળ સાચવવાની મારામાં શકિત છે. મારાપર તમામ માનવ જાત દયાહીણુ બની છે; તો મારો આધાર એક પરમાત્મા પર રાખીશ. આપ સત્વર અહીંથી ચાલ્યા જાઓ, તમને જોઇ મારા શરીરમાં આગના શોળા ઉછળી રહ્યા છે, તેમાં આપ સળગી ન જાઓ, માટેજ તમને ચેતાવું છું કે આ સ્થાન છોડી ચાલ્યા જાઓ.

**રાજસિંહ**—અરે દિવાની બાળા ! જેમ જેમ તને હું પ્રેમથી બોલાવું છું, તેમ તેમ તું વધારે ચડતી જાય છે, હવે હું આજ તને સાફ જણાવું છું, કે આજ તારે મારી સાથે લગ્ન કરવા પડશે, જો સીધી રીતે નહિ માને, તો જબરજસ્તીથી અવશ્ય આજ તારે મને ભેટવુંજ પડશે. આવ. પ્રિયા આવ, મને ભેટી મારા જખમી થયેલા હૃદયને શાન્તિ આપ. મુકતા હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે આજ પછી તારા સિવાય કોઇને પણ નહિ ચાહું. મારા પર વિશ્વાસ રાખ, જરૂર હું તને સોનાના શિખર પર બીરાજમાન કરીશ.

**મુક્તા**—રાજકુમાર! શા માટે હઠ કરો છો? મારી આશા તમો તો શું? પણ દેવ કે દાનવ પણ હવે કરી શકે તેમ નથી. કારણ મેં મારૂં હૃદય અમૂલ્ય કિંમતે વેચી નાખ્યું છે, મારા હૃદય પર મારો હવે હક નથી. મારૂં હૃદય મેં એ કિંમતમાં વેચ્યું છે કે જે કિંમત તમારી રાજ્યધાનીમાં તો શું, પણ સ્વર્ગમાં વસ્તા દેવો પાસે પણ નથી.

**રાજસિંહ**—તારા વેચાયેલા હૃદયનો માલીક શું મારા કરતાં પણ અમીર છે?

**મુકતા**—અમીર નહિ, પણ ભિખારી ફકીર છે. ફકીર છે; છતાં અમીરનો પણ અમીર છે.

**રાજસિંહ**—તે કોણ?

**મુક્તા**—તે મહેન્દ્ર! કે જેના ઉપર તમોએ દુઃખના ડુંગરો તોડી પાડ્યા છે. એ મહેન્દ્ર કે જેનું હૃદય, શુદ્ધ પ્રેમથી ભરપુર છે; જેના પ્રેમના ઝરા પાસે તમારા દુર્ગંધ મારતા સ્વાર્થી પ્રેમની કિંમત હું એક કોડીની પણ આંકી શકતી નથી, તમો રાજકુમાર છો, છતાં પણ એ ભિખારી મહેન્દ્રના જોડા ઉપાડવા યોગ્ય પણ તમને હું લેખતી નથી.

**રાજસિંહ**- શું એ ભિખારી મહેન્દ્રને તું ચહાય છે?

**મુકતા**--ભિખારી ખરો; પણ પ્રેમનો, નહિ કે તમારી માફક સ્વાર્થનો.

**રાજસિંહ**—મુક્તા! આગમાં ઘી હોમાય છે. શું કરૂં મને તારાપર દયા આવે છે, નહિતર હમણાજ તને બતાવી આપત કે અપમાનનો બદલો કેવો મળે છે?

**મુકતા**--વાહ દયાના પુતળા વાહ! તમારા જેવા કામાંધ રાક્ષસી રાજાના દીલમાં દયા હોય શાની? કોની પર તમોએ દયા કરી? દયા શું ચીજ છે, તે તમો જાણો છો? દયા નામ ઉચ્ચારવાનો તમારો હક શો છે?

**રાજસિંહ**—હું બીજી વાત નથી ઇચ્છતો, હું એકજ વાત ઇચ્છું છું કે મારી સત્તાને તારે આધીન થવુંજ પડશે. આ ઘર તુજી તારે સદાને માટે મારે ત્યાં વાસો કરવોજ પડશે.

**મુકતા**—તારા મહેલમાં મને વાસો કરાવવા તારે આ નરાધમ દેહ છોડી બીજો અવતાર લેવો પડશે.

**રાજસિંહ**—ગર્વિષ્ટ બાળા! જોઇ લે કે હવે તારા શું હાલ થાય છે. જે મહેન્દ્રને તું ચહાય છે, તે મહેન્દ્રને કાલ સુર્યાસ્ત થતાં પહેલાં તારી નજરની સામે આદુનિયામાંથી સદાને માટે વિદાય કરી આપીશ. મેં દયાની ખાતર તેને મારી જેલમાં જીવતો પુરી રાખ્યો છે, પણ હવે તો તારી સામે તેનું મસ્તક કાપી ઠોકરેથી ઉડાવવામાં આવશે.

**મુકતા**--શું મહેન્દ્ર તારા જેલખાનામાં કેદ? પ્રભુ! પ્રભુ! આ હું શું સાંભળું છું? શું મારો મહેન્દ્ર શત્રુની છાયામાં? શું સિંહ શિયાળના બંધીખાનામાં?

**રાજસિંહ**--હા, તેજ મહેન્દ્ર મારા જેલખાનામાં, અને તને પણ અત્યારે ત્યાંજ લઇ જઇશ. તારી સામે તેની ગરદન કાપી તને ભેટ આપીશ. એટલું કહી રાજકુમાર બહાર ગયો. બહારઉભેલા ગુલાબરાય તથા સિપાઇઓને બોલાવી મુકતાને બાંધી સાથે લેવાની આજ્ઞા કરી.

બહાદુર મુક્તા ઉંડા વિચારમાં પડી કે હવે મારે શું કરવું? શું મહેન્દ્ર જેલખાનામાંજ હશે? શું મારો શિરછત્ર, દુઃખ

મય દશામાં? મહેન્દ્ર હું ત્યાં આવીશ, હું જરૂર તમારી પાસે આવીશ, તમારો દેહ પડતાં મારા દેહને તેની સાથે મેળવી દઈશ. આ અવતાર આપણે માટે દુઃખમય બની રહ્યો છે; તો પરમાત્માના ધામમાં જવું એ વધારે યોગ્ય છે. અરે આપણ બંને નિરાધાર થયા, મારે તો તમારો આશરો છે, પણ તમને તો પરમાત્મા સિવાય કોઈનો આશ્રય નથી.

ગુલાબરાય સિપાઈને લઇ ઘરમાં દાખલ થયો, ને મુક્તા તરફ આંગળી કરી કહેવા લાગ્યો કે સિપાઈઓ આ છોકરીને આપણી સાથે લઈ ચાલો. સિપાઇ આગળ વધવા જતા હતા, એટલે મુક્તા બોલી ખબરદાર! જો એક પણ પગલું આગળ ભર્યુ છે, હું ખુશીથી તમારી સાથે આવું છું. હવે સર્વે સ્થાન મારે મન સરખાં છે. અહીંઆ રહેવા કરતાં તો ત્યાં આવવામાંજ લાભ છે, કે જેથી હું મારા શિરતાજના દર્શન કરી શકીશ, એટલું કહી મુકતા ઘરમાંથી બહાર નીકળી.

રાજસિંહ પણ વિચાર કરવા લાગ્યો કે મુકતા હવે સમજી ગઈ જણાય છે, પણ એ મૂર્ખ ને શું ખબર કે મુકતા તો મહેન્દ્રના દર્શન કરવા આવે છે, સર્વ બહાર આવી ઘોડાપર સ્વાર થઈ ચંદ્રપ્રભાના ઘર તરફ રવાના થયા.



## પ્રકરણ ૧૦ મું.

# છંછેડાયેલી કાળી નાગણ.

तुष्यन्ति भोजने विप्रा मयुरा घन गार्जिते
साधवः पर संपत्तौ खलाः पर विपत्तिषु ॥

ભોજન વેળાએ બ્રાહ્મણ સંતુષ્ટ થાય છે. વર્ષાદની ગર્જના સાંભળી મોર આનંદમાં ડોલે છે. બીજાને સુખ તથા સંપત્તિ મળતી જોઈ સંત પુરૂષ ખુશ થાય છે, પણ દુષ્ટ પુરૂષ તો બીજાને દુઃખી થતા જોઇ આનંદ પામે છે.

„ જો જગ સુખી તો હું સુખી, એમ ચિત્તમાં જે ચહાય છે,
„ અવરતણું હીત જોઇને, જે હૃદયમાં હરખાય છે;
„ સાધુ પુરૂષ તો તેજ છે, જે બુરૂં કોઈનું ના કરે,
„ ક્રુર પાપી તેને જાણવા, નિર્દોષના જે જીવ હરે.

બાવળને તોડવાથી કાંટા વાગે છે, પણ ગુલ પુષ્પ તોડવાથી સુગંધ આપે છે. મોટા થયા તેથી શું? તાડનું વૃક્ષ લંબાઇમાં ઘણું મોટું ગણાય છે, છતાં તે શીતળ છાયા આપતું નથી. સર્જ્જન પુરૂષો ગુલાબ જેવા છે. દુષ્ટ પુરૂષો બાવળ જેવા છે, દ્રૌપદીના વસ્ત્ર ખેંચાતા જોઇ દુશાશન તથા દુર્યોધન બંને હરખાયા, પણ ભીષ્મ તથા વિદુર દુભાયા સ્વાર્થમાં અંધ બનેલા મનુષ્યો સારા અને નરસાનો ભેદ ભુલી જઇ ફકત ક્ષણિક સુખ ખાતર એવા દગાબાજ અને ભયંકર કર્મો કરે છે કે જે સાંભળતા હૃદયમાં હાયની બુમ અના યાસે નીકળી પડે છે.

સુર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો, તે વખતે રાજસિંહની સ્વારી ચંદ્રપ્રભાના ઘર નીકટ આવી પહોંચી. તેણે ચંદ્રપ્રભાનું સંગીત સાંભળ્યું હતું, જેથી તેને સંશય થયો કે ચંદ્રપ્રભાએ

કોનું દીલરંજન કરવા સંગીત લલકાર્યું હશે? ચંદ્રપ્રભાએ આ વખતે બારીમાં જોયું; તો રાજસિંહ આવતો જણાયો. હજીસુધી મહેન્દ્ર શુધ્ધિમાં ન હતો, માટે ચંદ્રપ્રભા તેને ઉઠાડવા લાગી; અને બોલી કે ઉઠો મહેન્દ્ર ઉઠો! તમારો શત્રુ અહીં આવતો જણાય છે. તમે હવે શુધ્ધિમાં આવો, અને સત્વર અહીંથી છુપાઈ જાઓ, આ સમય લેશ માત્ર જીદ કરવાનો નથી. તમારો જીવ જોખમમાં ન આવે માટે હું તમોને સોગન આપી કહું છું કે એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં જલ્દી· અંદર ચાલ્યા જાઓ. ચંદ્રપ્રભાએ મહેન્દ્ર ને ઘણું સમજાવ્યો; છતાં તે ત્યાંથી આગળ ચાલ્યો નહિ; એટલામાં રાજસિંહની સ્વારી ચંદ્રપ્રભાના ઘર પાસે આવી પહોંચી, ચંદ્રપ્રભાએ બારીપાસેથી બરાબર જોયું તો તેને જણાયું કે રાજસિંહની સાથે રાજકુંવરી જણાય છે, શા માટે તેને અહીં લાવ્યો હશે? એવા અનેક વિચાર કરવા લાગી, હા હા! હું સમજી. મને તે અહીં જેમ ફસાવીને લાવ્યો; તેમ તેને પણ લાવ્યો હશે. મને મહારાણી બનાવવાની અનેક આશાઓ આપી છેતર પીંડીથી અહીં લાવ્યો તેમ તેને પણ લાવેલો હોવો જોઇએ. ફરીને તે નિરખીને જોવા લાગી તો રાજસિંહ જેલ તરફ જતો જણાયો. પ્રભા વિચાર કરવા લાગી કે કોણ જાણે એ નીચ કામાંધે તો કેટલીયે રાજકુંવરીઓના ભવ બગાડયા હશે.

વાત વાતમાં તે પોતાનો ગુમાની તોર બતાવે છે; તો હું પણ તેને બરાબર બતાવી આપીશ કે નિર્દોષ સ્રીઓને કલંકીત કરવાથી કેવી વીપરીત દશામાં આવવું પડે છે? થોડીવારમાં રાજસિંહ જેલખાના પાસે જઇ પહોંચ્યો, તેને મહેન્દ્ર જેલમાં જોવામાં આવ્યો નહિ; તેમ સિપાઈઓ પણ કોઇ દેખાતા ન હતા; જેથી રાજસિંહ ગુલાબરાય પ્રત્યે કહેવા લાગ્યો કે ગુલાબરાય! મહેન્દ્ર નાસી ગયો હોય તેમ જણાય છે.

ગુલાબરાય—એ તો પ્રથમથીજ મેં આપને કહ્યું હતું કે તેને જીવતો રહેવા દેવો એ હાનિકારક છે; છતાં આપના ધ્યાનમાં ન આવ્યું તેમાં હું શું કરૂં?

રાજસિંહ—છટકીને તો તે કયાં જનાર છે? સીપાઇઓએ તેની પુઠ પકડી હોય એમ જણાય છે. હમણા પકડીને તેને હાજર કરશે; ત્યાં સુધી મુકતાને આ જેલખાનામાં પુરી રાખો.

આ સાંભળતાંજ મુકતા તો પોતાની મેળે જેલખાનામાં જઈ બેઠી, રાજસિંહ આશ્ચર્ય પામ્યો કે શું બહાદુર બાળા છે? ખરેખર! જો આનાથી લગ્ન સંબંધ જોડાય તોજ જીંદગી સફળ થાય; આમ ધારી મનમાં વિચાર કર્યો. આ હઠીલી બાળાને સમજાવવાનું કામ શાન્તાને સોંપું. જરૂર તે મુકતાને સમજાવી મારા તરફ તેનું મન લલચાવશે. આમ વિચારી તે તરત ચંદ્રપ્રભાના ઘર તરફ રવાના થયો. જેલખાનામાં મુકતા પણ ઉંડા વિચારમાં પડી કે શું મહેન્દ્ર અહીંથી નાસી છુટયા? શું તે આ જ જેલખાનામાં કેદ હશે?

રાજસિંહે મને ભરમાવી તો નહિ હોય? શું વ્હાલા મહેન્દ્રનો ફરી મેળાપ નહિ થાય? તેના પવિત્ર દેહના દર્શન હું નહિ પામું? શું પરમાત્મા એવો નિર્દય બનશે? મહેન્દ્રને મળવા શત્રુની છાયામાં હું અહીં આવી છું; છતાં આ અભાગણી મુકતા તેમના દર્શન તો નજ પામી. ખેર! પ્રભુ કરે તે સારા માટે, તે અહીંથી નાસી છુટયા તે ઠીકજ થયું; નહિતર જરૂર રાજસિંહ તેમને દુ:ખજ આપત. મારૂં તો અહીં ચાહે તે થાઓ, પણ પ્રભુ તેનું રક્ષણ કરો; જો કે રાજસિંહની તાકાત ન હતી કે મને બળાત્કારથી અહીં લઇ આવે, પણ હું તો મારી ખુશીથી અહીં આવી છું; હું એ આશાએ અહીં આવી છું કે અહીં મહેન્દ્રનો

મેળાપ થશે, તો અમો બંને જેલખાનામાં રહી સુખ દુઃખની વાતો કરી સુખી થઈશું; તેઓ જે દિવસથી મને છોડી ગયા, તે દિવસથી મારા શરીરમાં દુઃખનો અગ્નિ પેદા થયોછે, ભોજન મને ઝેર સમાન ભાસેછે. નિદ્રા મને વેરણ જણાય છે. રાત્રીના સ્વપ્નમાં પણ હું તેમનું નિર્દોષ મુખ જોઉં છું, હું દિન રાત તેમના વિયોગે આંખમાં આંસુ પાડું છું. મારા એ દુઃખની હું કોને વાત કહું ? એ દુઃખના આંસુ જોઈ પિતાને પણ દયા ન આવી. તેના હૃદયમાં તો રાજ્ય લોભનો કીડો બેઠેલો છે. મહેન્દ્ર જે વખતે બગીચામાં આપણ બંને ફરતા, તે વખતે બધા પુષ્પો કેટલા સુંદર લાગતા હતા ? પણ એજ પુષ્પો તમારા અલગ થયા પછી મને અંગારા માફક જણાય છે, આપને જોઈ જે ઝાડો ખુશ થઈ ડોલતા હતા, તે મને જોઇ શરમાવા લાગ્યા. જે ગુલાબના પુષ્પો લાલ રંગ ધારણ કરતા હતા, તે શ્યામ રંગ ધારણ કરવા લાગ્યા. આપના ગયા પછી હું કદી પણ પુષ્પને અડી નથી, આટલું કહેતાં મુકતાની આંખમાં અશ્રુબિંદુની ધારા વહેવા લાગી.

આ વખતે રાજસિંહ પણ ચંદ્રપ્રભાના ઘર નીચે આવી પહોંચ્યો, પ્રભા તેને જોઇ ગભરાઈ, તેણે મહેંદ્રને આજીજી પુર્વક જણાવ્યું કે આ સમયે તમો ભયંકર પ્રસંગમાં છો, તમારો શત્રુ ઉપર આવે છે, માટે તમો જલ્દી અહીંથી છુપાઇ જાઓ. આવી રીતે મહેંદ્રને વીનવણી કરી ચંદ્રપ્રભા તેને અંદરના રૂમમાં લઈ ગઈ, અને બહારથી દ્વાર બંધ કરી દીધા.

એટલામાં રાજસિંહ પણ ઉપર ચડી આવ્યો, તેણે મહેંદ્રને છુપાતાં જોયો, પણ ગમ ખાઇ આ સમયે તે શાન્ત ચિત્તે કોચપર બેઠો, પ્રભા મસ્ત બની દિવાનખાનામાં આમથી તેમ આંટા મારતી હતી.

રાજસિંહ—પ્રભા! આજ તો કંઇ નવીનજ વિચારમાં જણાઓ છો, દુરથીજ મને તમારા સંગીતમાં અજબ મીઠાસ લાગી. તમારૂં સંગીત તમે આ જંગલના પહાડો તથા ઝાડોને સંભળાવતા હશો કાં ?

પ્રભા—હા ! હું મારૂં આજનું સંગીત મારા દીલના માલીક ને સંભળાવતી હતી.

રાજસિંહ--પ્રભા ! મને શંકા થાય છે કે આ ભુવનમાં કોઈ નવિન મનુષ્યનો વાસો હોય તેમ જણાય છે.

ચંદ્રપ્રભા—ધારોકે કદાચ તેમ હોય; તો પણ તમને પુછવાનો શો હક છે ?

રાજસિંહ—પ્રભા હવે આગમાં ઘી હોમાય છે.

પ્રભા—આગમાં ઘી હોમાય તેમાં ખોટું શું ?

રાજાસિંહ—પ્રભા ! તારા બોલે બોલ પર મારો ક્રોધ ઉશ્કેરાય છે.

પ્રભા—હું તમારા જેવા પાપીઓના ક્રોધને ગણકારતી નથી.

રાજસિંહ—બેવફા ઓરત, મારા રસ્તામાં હવે આડે ન આવ. આ ઘરમાં મારો શત્રુ હોય તેમ જણાય છે; માટે જો તને તારા પ્રાણની પરવા હોય તો સત્વર અહીંથી દુર થા.

પ્રભા—તો હુ પણ તમોને ચેતાવું છું કે જો તમોને તમારા પ્રાણની પરવા હોય તો જલ્દી અહીંથી નાસી જાઓ.

રાજસિંહ—દુષ્ટ પાપણી હું કાળો નાગ છું.

પ્રભા—તો નાગ કરતાં નાગણને ઝેર વધારે હોય છે.

રાજસિંહ--પ્રભા યાદ રાખજે કે હું વકરેલ વાઘ છું.

પ્રભા—તો વાઘ કરતાં સિંહણને ઝનુન વધારે હોય છે.

રાજસિંહ—પ્રભા તું દીવાની બની છો.

પ્રભા—હા, હા, હું દીવાની બની ગઈ છું, પણ તે અત્યારથી નહિ પણ જયારથી મારા સ્વામીને ત્યાંથી તેં મારૂં હરણ કર્યું, ત્યારથી હું દીવાની બની છું, હવે તારા પાપી કૃત્યો જોઈ હું વધારે દિવાની બની છું. રાજસિંહ! હવે મને તું આગળની પ્રભા ન સમજીશ, પણ હવે તો હું ઝેરી નાગણ બની છું. જો વધારે છંછેડીશ તો ડંશ કરીશ. નીચ મિત્ર દ્રોહી! આજ દીન સુધી હું શાન્ત રહી તે વખતને અનુસરીનેજ. પણ હવે મને એવો ધારીશ નહિ.

„ મીઠી વીણાના બોલ પર, જ્યારે નાગણી લલચાય છે,
„ મોહી વીણાના સુરપર, તે વાદીને વશ થાય છે;
„ જે વખતે એ નાગણી, વાદીના પાસમાં બંધાય છે,
„ દઈ સમયને માન, થોડી શાન્ત તે દેખાય છે,
„ વખતને અનુસરી, તે વાદીના કંડીયામાં પુરાય છે,
„ પણ પાછી છુટતાની સાથ, પોતાની જાત ઉપર જાય છે.

ક્રોધના આવેશમાં આવેલી ચંદ્રપ્રભાએ આ સમયે વિક્રાળ રૂપ ધારણ કર્યું હતું. તેની મુખાકૃતિ પરથી તે હમણાજ જાણે રાજસિંહનું ખુન કરશે એમ જણાતું હતું. તેના હાથનો તમચો કોઇનું જાણે હમણા લોહી પીશે તેમ તે પણ ભયભીત જણાતો હતો. આ સ્વરૂપ જોઇ રાજસિંહ દિંઙ્મુંઢ બની ગયો. કદી તેણે ચંદ્રપ્રભાને આવા ભયંકર પ્રસંગમાં દીઠી નહતી, તે ધ્રુજવા

લાગ્યો, ચંદ્રપ્રભા સમજી ગઇ કે રાજસિંહ મારાથી ડરે છે; માટે તેને ઉદ્દેશી બોલી.

**ચંદ્રપ્રભા**—રાજસિંહ! ન ગભરા! આજે તારૂં ખુન કરવાની મારી લેશમાત્ર ઇચ્છા નથી, પણ તારૂં ખુન તો એવી જગ્યાએ કરીશ, કે જ્યાં હજારો મનુષ્યોની મેદની મળી હોય, આજે તો હું પ્રેમના ભયંકર વંટોળીયામાં ઉડી રહી છું. આજે તારો વાંકો વાળ પણ કરનાર નથીઃ પણ આ તારૂં શ્યામ મુખ મારી નજરથી આજતો દુર કર, જા આ સમયે તો તને જીવત દાન આપુ છું, આમ કહી ચંદ્રપ્રભાએ ક્રોધાવેશમાં તમચાના બધા બાર હવામાં કર્યા. ગુલાબરાય આ અવાજ સાંભળી તરત ઉપર આવ્યો. ચંદ્રપ્રભાનું ઝનુની સ્વરૂપ જોતાં તેના હાંઝાઝ ગગડી ગયા, આ સ્થળે વધારે વખત રહેવું, એ ભયંકર જોખમ છે, આમ રાજસિંહને સંજ્ઞામાં જણાવી બંને ત્યાંથી નાસી છુટયા.

એટલામાં બે ઘોડેસ્વાર આવ્યા, તેણે નમન કરી રાજસિંહના હાથમાં પત્રિકા મુકી, પત્રીકા મહારાજાની લખેલી હતી, તેમાં રાજસિંહને સત્વર આવવા વિષે લખ્યું હતું, પત્રીકા વાંચ્યા પછી રાજસિંહે રાજ્ય તરફ જવા નિશ્ચય કર્યો, પણ મુકતાની વાત યાદ આવતાં તે વિચારમાં પડયો; થોડીવાર પછી તેણે ગુલાબ રાયને જણાવ્યું કે ગુલાબરાય! શાન્તા કયાં છે? તેને મારી પાસે બોલાવો.

**ગુલાબરાય**—કુમાર! તે અહીં સામેજ છે; એમ કહી શાન્તાને તે બોલાવી લાવ્યો.

**શાન્તા** રાજસિંહને નમન કરી ઉભી રહી. રાજસિંહે તેને જણાવ્યું કે શાન્તા! આજે તને એક કામ સોંપવાનું છે, મને ખાત્રી છે કે મારૂં એ કામ જરૂર તું પુર્ણ કરીશ.

**શાન્તા**--કુમાર એમાં શું ? આપ જે કામ મને સોંપશો તે જીવના જોખમે હું પુરૂં કરીશ.

**રાજસિંહ**—તો તેનું ઈનામ તને સારૂં મળશે. જો સાંભળ જે બાળા સાથે હું લગ્ન કરનાર છું, તેને મેં સામેની જેલમાં પુરી છે. માટે ગમે તે પ્રયત્ને તેનું દીલ મારા તરફ લલચાવવું અને તેના સહવાસમાં તારે રાત દિવસ રહી તેનું મન રીઝાવવું એ મુખ્ય તારી ફરજ છે. હાલ તો હું જરૂરી કાર્ય પ્રસંગે રાજ્ય તરફ જાઉં છું; ત્યાંથી પુનઃ સત્વર પાછો આવી પહોંચીશ. કહે જોઈ એ આ બાબતમાં તું હવે શું કરીશ ?

**શાન્તા**--કુમાર ! આપ બેફીકર રહો. તમારા કહેવા પ્રમાણે હવે હું મુકતા તરફજ અહીંથી જાઉં છું; આમ કહી શાન્તા ચાલતી થઇ, રાજસિંહે જતાં જતાં ગુલાબરાયને જણાવ્યું કે તારે હવે અહીંજ રહેવાનું છે, આપણી આગળની ગોઠવણ પ્રમાણે બે ચાર દિવસમાં કોઈ-પણ માણસનું ખુન કરી, તે ખુનનો આરોપ મહેન્દ્ર પર મેલી, તેને પકડી તરતજ તારે રાજ્ય દરબારમાં આવવું, યાદ રાખજે કે આ કામ તારે પૂર્ણ ખંતથી કરવાનું છે, જો હું અહીં રહીશ, અને ખુન થશે, તો પિતાશ્રી મારા પર શંકા લાવશે કે મહેન્દ્ર પર આ ખોટું આળ ચઢાવવા રાજસિંહે તરકટ રચ્યું છે, પણ જો હું ત્યાં હઈશ, તો પિતાશ્રીને પણ મારા પર વહેમ નહિ આવે; વળી હું ત્યાં હઈશ, તો આ ખુનની શિક્ષા પણ મહેંદ્રને મોતની અપાવી શકીશ, આમ કહી રાજસિંહ ત્યાંથી ચાલીનીકળ્યો.

રાજસિંહના ગયા પછી ગુલાબરાય તથા શાન્તા બંને એકાંતમાં બેઠા, શાન્તાએ ગુલાબરાયને જણાવ્યું, ગુલાબરાય હાલ તો આપ બહુ ખટપટમાં પડયા છો. શું મને યાદ કરવાનો પ્રસંગ પણ આપને મળતો નથી?

ગુલાબરાય—શાન્તા એ શું બોલી? સ્નેહીને શું ભુલી જવાય? તું તો મારા હૈયાનો હાર છો. તને તે ભુલાય?

શાન્તા—જાઓ, જાઓ, ખાલી ન બનાઓ. સ્વાર્થનીજ પ્રીતિ આખી દુનીયામાં ચાલી રહી છે; તમો પણ સ્વાર્થી છો હો! આમ કહી શાન્તાએ ગુલાબરાયના ગાલપર કોમળ હસ્તથી પ્રહાર કર્યો.

ગુલાબરાય—શાન્તા! તારી મનમોહક છબીએ મને ઘેલો શા માટે કર્યો તે તું કહીશ?

શાન્તા—હવે ખાલી બનાવવાની વાત છોડો મારે મુકતા બાની સારવારમાં હવે જવાનું છે.

ગુલાબરાય—શા માટે?

શાન્તા—મુકતા બાની પ્રીતિ રાજસિંહ તરફ ખેંચવા માટે.

ગુલાબરાય—તું બધાનાં કાર્ય કરે છે, પણ મારૂં કામ શા માટે કરતી નથી?

શાન્તા—ફરમાઓ આપનું કામ પણ કરવા આ શાન્તા ખડે પગે તૈયાર છે.

ગુલાબરાય—જો સાંભળ, આપણે એક માણસને આ સંસારમાંથી સદાને માટે વિદાય કરવાનો છે, સમજી કે?

શાન્તા—ના, હું બિલકુલ ન સમજી. વિદાય કરવો એટલે શું?

ગુલાબરાય—વિદાય કરવો એટલે તે મનુષ્યનું જીવન હરી લેવું હવે સમજી?

**શાન્તા**--હા, તે તો રાજસિંહ બાપુએ બરાબર શીખડાવ્યું છે કે મુક્તાનું જીગર હરી લેવું, અને તે જીગર મને સોંપી દેવું. અરે તેમાં તે શું મોટી વાત છે, એજ કે બીજું કંઈ?

**ગુલાબરાય**—ગાંડી રે ગાંડી ! હજુ પણ ન સમજી. આપણે કોઇ મનુષ્યનું જીગર હરવાનું નથી; પણ જીવન હરવાનું છે, એટલે તેનું ખુન કરવાનું છે.

**શાન્તા**—ખુન ! અરરરર બાપ રે ! શા માટે ખુન કરવું છે?

**ગુલાબરાય**—રાજ્ય કારસ્થાનમાં તું શું સમજે?

**શાન્તા**—શું નિર્દોષના ખુન કરવામાં રાજ્યની શોભા ગણાય ? શું રાજ્યમાં આવાં કારસ્થાન થતાં હશે ?

**ગુલાબરાય**—આ બાબતમાં તારે પંડિતાઈ બતાવી મને શીખામણ આપવાની જરૂર નથી, તારે તો મારી વાતમાં હા એ હા કરવાની છે, જો આ કામ તું ચતુરાઈથી પાર પાડીશ, તો તને અમુલ્ય ઈનામ અપાવીશ સમજી કે?

**શાન્તા**--ઠીક ચાલો કબુલ પણ કહો જોઈએ ખુન કોનું તથા શાથી કરવું છે?

**ગુલાબરાય**—શાન્તા! ખુન કરનાર આ બહાદુર ગુલાબ-[illegible]તેજ છે. જો આ શમશેરથીજ તેનું શીર ઉડાવવાનું છે, પણ કરવું કોનું? તેની કંઇ ગમ પડતી નથી, તારા ધ્યાનમાં એવો કોઇ પાપિષ્ટ મનુષ્ય છે?

**શાન્તા**--હા હા ઠીક યાદ આવ્યું, જુઓ હું સવારે જ્યારે ફુલ વીણવા જાઉં છું, ત્યારે એક બુઢ્ઢો હર હમેશા

છેટે ઉભો રહી મને આંખના ઇસારા મારે છે, રોજ તે મને સતાવે છે, પણ હું તેનાપર દ્રષ્ટિ ફેંકતી નથી, છતાં તે રોજ નિસાસા નાખી ચાલ્યો જાય છે. તેના દેખાવ પરથી તે કોઈ સોદાગર હોય એમ જણાય છે. તમારી મરજી હોય તો કાલે તેનો આપને ભેટો કરાવું.

ગુલાબરાય—જો કાલ તું મને તેનો ભેટો કરાવ, તો હું તેને સદાને માટે ઇશ્વરનો ભેટો કરાવું; વળી તારી સામે ઇસારા મારતો પણ બંધ થાય, આપણું ધાર્યું કામ થાય, અને આપણને રાજસિંહ પાસેથી મોટામાં મોટું ઇનામ મળે, વળી એક કાંકરે બે પક્ષી મરે;" આથી બીજું શું જોઇએ?

શાન્તા—ના ના, મારે રાજસિંહની પાસેથી ઈનામ નથી જોઈતું, મારે તો તમારી પાસેથી ઈનામ લેવાનું છે, શું તમે મને ઇનામ નહિ આપો?

ગુલાબરાય—અહો મારા દીલની દીલદાર! એ શું બોલી? તું જે માગે તે આપવા આ રસીક વર સદા તૈયારજ છે.

શાન્તા--શું હું જે માંગીશ તે તમો આપશો? ત્યારે આપો વચન.

ગુલાબરાય—લે આ વચન; શું વીર નરના બોલ પાછા ફરતા હશે?

શાન્તા--ગુલાબરાય! આવા નિર્દોષનું ખુન કરી, રાજસિંહ આપુ શું કરવા ધારે છે?

ગુલાબરાય—આ ખુનનો આરોપ મહેન્દ્ર પર નાખી તેને, મોતની શિક્ષા અપાવવાની છે, કે જેથી રાજસિંહ બાપુના રસ્તામાંથી એક કટ્ટો વેરી સદાને માટે દુર થાય.

શાન્તા—પણ નિર્દોષ મહેન્દ્રપર આવું તરકટ રચવાનું કારણ શું?

ગુલાબરાય—તે વખત આવ્યે તને જણાવીશ, શાન્તા રાત ઘણીજ ગઇ છે, માટે હવે તું મુકતા પાસે જા, હું પ્રભાતમાં તને બગીચા પાસે મળીશ; આમ કહી શાન્તા તથા ગુલાબરાય બંને વિદાય થયાં.



## પ્રકરણ ૧૧ મું.

# મહોબત કે ખૂન.

गंधः सुवर्णे फलमिक्षुदण्ड नाकारि पुष्पं खलु चंदनस्य ।
विद्वान्धनी भूपति दीर्घजीवीधातुः पुराकोऽ पिनबुद्धिदोऽभूत् ॥

વિધાતાએ સુવર્ણમાં ગંધ, શેરડીમાં ફળ, ચંદનમાં પુષ્પ, વિદ્વાનને ધનવાન, તથા રાજાઓને અમર ન કર્યા તેનું કારણ શું? શું વિધાતાને કોઇ બુદ્ધિ આપનાર સલાહકાર તે સમયે નહિ મળ્યો હોય?

,, અદ્‌ભુત લીલા ઇશની છે, માનવી ત્યાં શું કરે!
,, કોયલ બનાવી શ્યામ તોયે, કંઠમાં અમૃત ઝરે;
,, ગુલ પુષ્પમાં કાંટા બીછાવ્યા, કસ્તુરી કાળી કરી,
,, આવળના પુષ્પ દેખાવડા, પણ વાસ તેમાં નહિ ભરી.

કુદરત આ વિશ્વની અગમ્ય ઘટમાળ ઘડી રહી છે, તેની લીલા અગાધ છે, તેની કળાનો અંત નથી, મહાન વિદ્વાનો ધન વિના હેરાન થાય, અને કઇક મૂર્ખાઓ અઢળક લક્ષ્મીના જોરે મોજ મઝા ઉડાવે એ શું કુદરતની અગાધ માયા નહિ? વિભિષણને રાજ્ય મળે અને હનુમાનજીને તેલ ચડે એ શું કુદરતની ઉલટા સુલટી બાજી નથી? ભકતજનો! દુઃખી થાય, અને પ્રપંચીના પોબાર પડે, એ ભેદ શું અકળ નથી? પતિવ્રતા અન્ન વસ્ત્ર વિણ કષ્ટ પામે, અને કુલટાઓ હીરા મોતીથી દેહ દીપાવે એમાં શું કુદરતની ગંભીર ભુલ નથી? કુલીન હંસ જેવી કુમારીકા

નાદાનના પંજામાં સપડાય અને કુલટા ધર્મવીર સાથે જોડાય એમાં શું કુદરતનો ઉંડો સંકેત નથી?

લક્ષ્મી બે તરેહની છે, સુરી તથા અસુરી, સુરી લક્ષ્મીનો માલીક તેનો વ્યાજબી ઉપભોગ કરે છે, પોતે તેનાથી સુખી થાય છે, અને બીજાને તે ધનથી સુખી કરી શકે છે. અસુરી લક્ષ્મીનો માલીક મધપુડાની મધમાખના જેવો છે, મધમાખ પોતે તેનો ઉપયોગ કરતી નથી, બીજાને કરવા દેતી નથી પણ પારધિ અચાનક જેમ મધુપુડાને લઈ જાય છે, તેવીજ રીતે અસુરી ધનનો સ્વામિ તેનું સુખ લઇ શકતો નથી. પણ અનીતિ અનાચાર, તથા કુકર્મી ધંધા કરી પોતાની લક્ષ્મીનો, તથા પોતાનો પણ નાશ કરે છે.

પ્રાતઃકાળનો સમય છે, ધંધાદારી મનુષ્યોની આવ જા થવા લાગી છે. જાહેર રસ્તા પર પાણીનો છંટકાવ થઇ રહ્યો છે. સુર્ય-નારાયણ પણ પોતાના ઉગતા પ્રકાશીત કીરણોથી વિશ્વને દિપાયમાન કરી રહ્યા છે, તે સમયે શાન્તા તરતજ બેઠી થઇ, અને બોલી, બેન મુકતા! હું તમારા માટે બગીચામાંથી થોડાં પુષ્પ ચુંટી લાવું?

મુકતા—નહિ બેન, હું પુષ્પનો ઉપયોગ કરતી નથી.

શાન્તા—બેન! એમ કેમ બોલો છો? પુષ્પ કોને ન ગમે? પુષ્પ તો દેવને પણ દુર્લભ છે.

મુકતા—હશે, પણ મારે મન તો આ સમયે તે અંગારા રૂપ છે, હવે પછી તું પુષ્પનું નામ લઇ મને દુઃખીને વધારે દુઃખ ન આપીશ. શાન્તા સમજી કે મુકતાને પુષ્પ ઉપર પ્યાર નથી; હવે મારે પણ અહીંથી ગુલાબરાયને મળવા જવું છે,

તો મારે મુક્તા પાસેથી કેવી રીતે રજા મેળવવી? ઠીક યાદ આવ્યું, મુકતાને હજુ સ્નાન કરાવવું છે, માટે તેની પાસેથી જળ સિંચનનું નીમીત કાઢી અહીંથી જાઉં. આમ વિચાર કરી મુકતાને કહ્યું બેન હવે હું આપના માટે જળ સીંચવા જઉં છું. આટલું કહી શાન્તા બગીચા તરફ રવાના થઇ.

ગુલાબરાય ને ઘણો સમય થયા શાન્તાની રાહ જોતો હતો; એટલામાં શાન્તા આવી. તેને જોઇ ગુલાબરાય બોલ્યો શાન્તા! તે બુઢ્ઢા આવી પહોંચ્યો?

**શાન્તા**—ના, તે હમણા આવવો જોઇએ. હવે હું બગીચામાં જાઉં છું, તમો અહીં વાડની પાછળ છુપાઇ રહો, એમ કહી શાન્તા બગીચામાં ગઇ, અને પુષ્પ વીણવા લાગી. ગુલાબરાય હાથમાં ખુલ્લી તલવાર લઇ ત્યાંજ છુપાઇ રહ્યો હતો; એટલામાં સામેથી એક બુઢ્ઢા ખચ્ચર આવતો જણાયો. શાન્તા તેને જોઇ નીચું નિહાળી પુષ્પ વીણવા લાગી. બુઢ્ઢો બગીચા બહાર ઉભો રહ્યા, અને શાન્તા તરફ એકી નજરથી જોઇ મનમાં બબડવા લાગ્યો કે આ સુંદરીને વશ કરવા હું દરરોજ અહીં આવું છું, છતાં કોઇ દિવસ તે મારી સામું પણ જોતી નથી. પ્રભાતમાં જ્યારે બધા મનુષ્યો પ્રભુનાં દર્શન કરવા જાય છે: ત્યારે હું તેનાં દર્શન કરવા સીધો અહીં આવું છું, છતાં તે કંઇ મને દાદ આપતી નથી. આજે તો ઘરેથી નિકળતાં શુકન પણ સારાં થયાં છે. માટે પ્રભુ આજે તો મારી દાદ સાંભળશે. આ સમયે શાન્તા પણ તે બુઢ્ઢા સામું જોઈ હસવા લાગી. તેને હસ્તી જોઇ બુઢ્ઢા ખુશી થવા લાગ્યો; પણ એ જાણતો નથી કે પરમાત્માએ મારા માટે આજે મોતનાં દ્વાર ખુલ્લાં કીધાં છે. શાન્તાને હસ્તી જોઇ તે પણ તેને ઇસારા મારવા લાગ્યો. એટલે શાન્તાએ તેના તરફ તીરછી નજર ફેંકી, અને ઇસારતથી પોતાની

પાસે બોલાવ્યો. બુઢ્ઢો તરત સમજી ગયો, અને શાન્તા પાસે આવી ઉભો રહ્યો.

**શાન્તા**--આપ કોણ છો? અને અહીં દરરોજ શા માટે આવો છો?

**બુઢ્ઢો**--તમો જાણો છો, છતાં શા માટે મને પુછો છો? હું દરરોજ સવારના પ્રભુનાં દર્શન છોડી તમારાં દર્શન કરવા આવું છું. તમેજ ખ્યાલ કરો કે એમ હું શા માટે કરતો હઇશ?

**શાન્તા**—હું તો કંઈ પણ જાણી શકતી નથી, કે આપ આપનાં પનોતાં પગલાં અહીં શા માટે લાવો છો?

**બુઢ્ઢો**— ત્યારે હવે તમને હું ખુલ્લું જણાવી દઉં? અહીં કોઈ માણસ તો નથી ને?

**શાન્તા**—ના, કોઈપણ નથી, આપ નિર્ભય થઈ જણાવો, પણ કહો જોઇએ પ્રથમ તમારૂં નામ શું છે?

**બુઢ્ઢો**—મારૂં નામ કલ્યાણરાય છે. હું જાતે વણીક છું. વેપારને અર્થે અહીંથી બે ગાઉ પર આવેલા શીહોર ગઢમાં મારે દરરોજ જવું પડે છે, એક વખત જરૂરના કામસર મારે વહેલું ઉઠી શીહોરગઢ તરફ જવાનું હતું, સુર્ય જરા ચડેલો હતો, તે સમયે હું આ સ્થાન પરથી પસાર થતો હતો, એટલામાં તમે આ બગીચામાં પુષ્પ વીણતાં હતાં, હું ઉભો રહી તમને બરાબર જોવા લાગ્યો. જેમ જેમ હું તમને જોતો ગયો, તેમ તેમ મારા શરીરમાં નવી જુવાની આવતી જણાઇ. મને તમારી સાથે વાત કરવાનું મન થયું, પણ વાત હું શી રીતે કરી શકું? તમો પણ પુષ્પ ચુંટી ચાલતાં થયાં. જેથી હું પણ નિરાશ થઈ તે દિવસે

તો ચાલ્યો ગયો. પણ તે દિવસથી હું મારો ધંધો છોડી દરરોજ પ્રભાતમાં તમારાં દર્શન કરવા આવું છું. મારાં અહોભાગ્ય કે તમારી સાથે આજે વાત કરવાનો શુભ પ્રસંગ મને પ્રાપ્ત થયો. આપે મને બોલાવી મારૂં જીવન સફળ કર્યું.

**શાન્તા**—બહુજ સારૂં થયું હવે તમો અહીં બેસો.

**બુઢ્ઢો**—પણ મને ડર લાગે છે, કે મને કોઈ જોઈ જશે તો?

**શાન્તા**—અહીં કોઈ નથી, તમો ગભરાશો નહિ. પણ કહો જોઈએ તમો મારી પાસેથી શું મેળવવાની ઈચ્છા રાખો છો?

**કલ્યાણરાય**—હજુ પણ તમે ન સમજ્યા? હું તમને જોઇ દિવાનો બન્યો છું. આ દિવાનાને ઠેકાણે લાવવો એ તમારી ફરજ છે. પણ મને તમારાપર દયા આવે છે કે તમો રાજકુંવરી જેવાં જણાઓ છો, છતાં તમારા અંગપર એક પણ ભુષણ નથી તેનું કારણ શું? લ્યો હું તમારા માટે સાચા મોતીનો હાર લાવ્યો છું તે તમો સ્વીકારો. શાન્તાએ તે હાર લઈ પોતાના કંઠમાં નાખ્યો, અને બુઢ્ઢાને બનાવવા બોલી, વાહ વાહ! શું હાર કિંમતી છે? શેઠ આ હાર તમે કયાંથી મેળવ્યો?

**કલ્યાણરાય**-મોતી બજારમાંથી.

**શાન્તા**—પણ રૂપિઆ કયાંથી કાઢયા?

**કલ્યાણરાય**—અરે એ શું બોલ્યા? અમે વાણીઆ ભાઈ બધા ધંધા કરીયે, દલાલી કરીયે, વેપાર કરીયે, અને હુંડી પત્રીકાની પણ ફેરવણી કરીયે.

**શાન્તા**—હુંડી એટલે શું?

**કલ્યાણરાય**--બજારમાં દેખાડતાની સાથે ભજ કલદારમ્ રૂપિઆ ખનનન પતી જાય તે હુંડી, હમણા બે માસ પહેલા મેં ઉપરાપર ત્રણ હુંડીઓ વટાવી હતી.

**શાન્તા**—આ હુંડી કયા ગામની હતી?

**કલ્યાણરાય** અરે! તે હુંડીનું વળી ગામ હોય? મારા ઘરમાં ત્રણ હુંડીઓ હતી. જે મેં બધી વટાવી.

**શાન્તા**—કંઇ સમજાતું નથી કે તમો શું કહો છો?

**કલ્યાણરાય**—જુઓ! હમણાના વખતમાં નવી હુંડીનો ધંધો, ધમધોકાર ચાલે છે. આ હુંડી નવીન પ્રકારની છે. પેલી હુંડી આંટની તથા સરાફી ગણાય છે, જ્યારે આ હુંડી દીકરીઓની વેચાય છે, દશ વર્ષની હોય તો દશ હજાર, બારહજાર જેવો હુંડીનો વેચનાર અને જેવો હુંડીનો સ્વીકારનાર.

**શાન્તા** ઓ બાપરે! આ તો દીકરી વેચીને માલદાર થવાનો ધંધો, શેઠ! તમારી જ્ઞાતીમાં કોઇ પુછનાર નથી એમ ખરૂં કે? શું મહાજન આ ધંધો ન અટકાવી શકે?

**કલ્યાણરાય**—મહાજન બહુ કરે તો દંડ કરે બીજું શું કરે? તે દંડ લ્યે છે, પણ અમે તો એમ સમજીએ છીયે કે તેને સેંકડે અમુક ટકા દલાલી આપી છે. અરે લક્ષ્મી દેખી મુનીવર ચળે તો અમ સરીખા પામરનું ગજું શું?

**શાન્તા**—તમે આ પ્રકારની કેટલી હુંડીઓ વટાવી?

**કલ્યાણરાય**—ત્રણ હુંડી.

**શાન્તા**—આ ત્રણ હુંડીમાં શું મળ્યું?

**કલ્યાણરાય**--પહેલીના પચીસ હજાર, બીજીના અઢાર હજાર, અને હવે ત્રીજીના તો પચીસ હજારથી પણ વધારે લેવાનો વિચાર છે, કારણકે છોકરી સારી છે. હમણાજ ફતેગઢથી ફકીરચંદ ફતવાજીનું માગું આવ્યું છે, તે બાવીશ હજાર આપે છે, પણ મારે તો સતાવીશ હજાર લેવાના છે.

**શાન્તા**—આ કન્યાનો આટલો બધો ભાવ વધારવાનું કારણ?

**કલ્યાણરાય**—કારણ બીજું શું હોય? ફતવાજી શેઠ પાંસઠ વર્ષની ઉમ્મરના છે, અને અમારી કંકુડી તો બિચારી સોળ વર્ષની નાની બાળકી છે.

**શાન્તા**--વાહવા! ત્યારે તો "લાકડે માકડું" વળગાડવા જેવો ઘાટ ઘડયો છે. પણ શેઠ હવે તમો મારી પાસેથી શું ઇચ્છા રાખો છો?

**કલ્યાણરાય**--તમારા સ્નેહની!

**શાન્તા**--બુઢ્ઢા થયા છતાં હજી સ્નેહ યાદ આવે છે?

**કલ્યાણરાય**--કેમ યાદ ન આવે? હું બુઢ્ઢો પણ મારો આત્મા તો હજુ બહુજ નાનો છે વળી રોજ એક તોલો હું પુષ્ટિકારક શીલાજીત ખાઉં છું.

**શાન્તા**--શીલાજીત ખાધાથી શું થાય?

**કલ્યાણરાય**--શકિત વધે.

**શાન્તા**--પણ શકિત વધે શું થયું? કયાં તમારી ઉમ્મર અને કયાં મારી ઉમ્મર, આપણે બંને સાથે ફરવા નીકળીયે તો બાપ અને દીકરી જેવો સંબંધ જણાય.

**કલ્યાણરાય**—એ જમાનો ગયો, હવે તો ઘણી ખરી જ્ઞાતિમાં એવાજ સંબંધ જોડાય છે.

**શાન્તા**—પણ બુઢ્ઢા માણસો નાની ઉમ્મરની કન્યા સાથે તેનો ભવ બગાડવા શા માટે લગ્ન કરતા હશે?

**કલ્યાણરાય**—પ્રાણીઆ વૈદ્યે મને કીધું છે કે જો બુઢ્ઢાઓ નાની ઉમ્મરની કન્યા સાથે લગ્નનું સુખ માણે, તો તેની આયુષ્ય વધે છે, માટેજ હું નાની ઉમ્મરની સુંદરી સાથે પ્યાર કરવા નીકળી પડયો છું.

**શાન્તા**—બાપરે! નખોદ જજો એવા પ્રાણીઆ વૈદનું કે જે બિચારી બાળકીનો ભવ બગાડવા બુઢ્ઢાઓને એવી નીચ સલાહ આપે છે. શેઠ! ત્યારે તમો શું આયુષ્ય વધારવા માટેજ અહીં આવ્યા છો? પધારો મોંઘેરા મેમાન, આજે તમારી આયુષ્યમાં સદાને માટે હું વધારો કરીશ. એટલામાં ગુલાબરાયે છેટેથી બુમ પાડી.

**ગુલાબરાય**—શાન્તા! તે વધારો મારા હાથથીજ થવો જોઇએ.

**કલ્યાણરાય**—અરે શાન્તા! એ કોણ બોલ્યું?

**શાન્તા**—એ તમારી આયુષ્યને વધારનાર તમારા મોતનો રણકાર બોલ્યો. એ રણકારથી તમો ચમકો નહિ, પ્રેમ તો શીર સાટેજ મળે છે. આવો પધારો! અને મારા યૌવન બ્હારનો બાગ લુંટી તમારી આયુષ્ય વધારો.

કામાંધ કીડો કલ્યાણરાય શાન્તાને આલીંગન આપવા તૈયાર થયો પણ અફસોસ! ગુલાબરાયની શમશેરથી કલ્યાણરાયનું શીર

ઘડથી જુદું પડયું. માણસ ધારે છે કંઇ, અને કુદરત કરે છે કંઇ, કલ્યાણરાય શાન્તાની સંગે રમણ કરી ઉમ્મર વધારવાની આશાએ આવ્યો હતો; છતાં તેની બાકી રહેલી ઉમ્મર પણ અહીં પુરી કરી ઇશના દરબારમાં ચાલ્યો ગયો. તેને થોડી ખબર હતી કે મારા ગયા પહેલાં વિધાતાએ મારા મોતની જાળ પ્રથમથીજ પાથરી હતી. ચેતો ચેતો! પરસ્ત્રીના પ્રેમમાં પતંગીઆ માફક પટકાતા પામર કામાંધ કીડાઓ ચેતો! પરસ્ત્રીને મોતનું દ્વારજ સમજો."

કલ્યાણરાયનું ખુન જોતાંજ શાન્તા દિઙ્મુઢ બની ગઇ, આજ દિવસ સુધી તેણે કોઇનું પણ ખુન થતું જોયું ન હતું. તેના મનમાં આ સમયે દયાનો ભાસ થયો. તે મનને ધીક્કારવા લાગી કે આ સર્વે મારાં કારસ્થાન છે.

ગુલાબરાયે આ કામ માટે શાન્તાને ધન્યવાદ આપ્યો, શાન્તાએ કહ્યું કે મને ધન્યવાદ આપી તમારાથી છુટાય તેમ નથી, પણ મને આપેલ વચન યાદ રાખજો, લ્યો હવે હું મુક્તા પાસે જાઉં છું.

ગુલાબરાય લોહીથી ખરડાયેલી તલવાર સાફ કરતો હતો; એટલામાં મહેન્દ્રની શોધમાં ગએલા સિપાઇઓ સામેથી આવતા જણાયા. ગુલાબરાય તેને જોતાંજ બુમ પાડવા લાગ્યો કે ખુન! ખુન! સિપાઈઓ મહેન્દ્રને પકડો. તે ખુન કરી નાસી જાય છે.

આ બુમ સાંભળી સિપાઇઓ ગુલાબરાય પાસે આવી પહોંચ્યા, અને લાસ જોઈ ચમકી ઉઠયા. ગુલાબરાયે તેને જણાવ્યું કે આ લાશને મહારાજા નરેન્દ્રનાથ પાસે લઇ જાઓ, અને જણાવો કે મહેન્દ્ર એક નિર્દોષનું ખુન કરી નાસી ગયો છે.

સિપાઈ—મહારાજા અમને પુછશે કે મહેન્દ્રને આ ખુન કરવાનું કંઈ કારણ? તો અમારે શું જણાવવું?

ગુલાબરાય--તમારે જણાવવું કે મરનાર પાસે હીરા મોતીના દાગીના હતા, તે લઈ લેવા માટે ખુન કરી મહેન્દ્ર નાસી ગયો છે. જાઓ તમો સત્વર આ લાશને મહારાજા પાસે લઇ જાઓ, હું પણ ત્યાં આવી પહોંચું છું; આટલું કહી ગુલાબરાય ચાલતો થયો, ગુલાબરાયના ગયા પછી સિપાઇઓ લાશને ધારી ધારી નિહાળવા લાગ્યા.

૧ સિપાઈ--દેખો દેખો! એ ખુન કીસકા હુવા હય; વો ઓરત હય કે મરદ.

૨ સિપાઇ--ક્યું મીંયા અંધે હો! આપકુ ઈતનાબી માલુમ નહિ હય કે વો બુઢ્ઢા જેસા મરદ હય!

૩ સિપાઇ--મગર ઈસકે મુખપે મુછા નહિ હય, કયા ઇસકા ચાચા મરા હોગા?

૪ સિપાઇ--અરે છોડો મીંયા એસી બાત! ચચા સરીખા તો વોહી લગતા હય, મુખપે મુચ્છા નહિ રખની વો તો આજ કલકી ફેશન હય.

૫ સિપાઇ--અબે દેખે તો સહી! એ તો અપને ગામકા કલીયાનીયા હય, જીસને અપની બેટીકા પચ્ચીસ હજાર રૂપિયા લીયે હય.

૧ સિપાઈ-કમબખ્ત સાલેને કયા લડકીકા પચ્ચીશ હજાર રૂપિયે લીયે, ઈસકુ પુછો તો સહી વો રૂપિયે કીધર રખે હય, અપનેકુ બી થોડાસા મીલ જાવે તો અપના બી બેડા પાર હો જાવે.

૨ સિપાઇ--તુમ સબ ઉલુ કે પઠે હો! અબી કયા મુરદે જવાબ દેંઈંગે? લ્યાનત હો એસે પૈસે પર, એસા હરામી પૈસા વો બનીયાને અપની બેટીકા લીયા; ઇસમેંજ ઇસકા એ હાલ હુવા. અબી આપલોક પણ જો વો પૈસા ખાવે, તો અપના બી જડા મુળસે જાવે.

૩ સિપાઇ--મગર વો બનીયા ઇધર કાયકુ મરા, સાલે ઇતના બી નહિ સમજા કે બીયાબાન જંગલમેં મેરી કોણ તરખડ કરેંગે.

૪ સિપાઇ--અબી ઇસકુ ઉઠાકર લેજાના પડેગા ઇસકુ કીસ તરેહસે ઉઠાઇગા?

૧ સિપાઇ--ઇસમેં કયા બિચાર કરતે હો, તુમ ઉઠાવો ઇસકા શીર, મેં ઉઠાઉ ઇસકા બદન, ઔર મામુદમીંયા તુમ ઉઠાઓ ઉસકા પાઉં. યું કર ઇસ મુરદેકુ લે ચલો.

૨ સિપાઇ--એસી તરેહસે લેનેમેં અપના કપડાં સબ ખુન ખુન હો જાયગા.

૩ સિપાઇ--અબી તો જીધર દેખો ઇધર ખુનકી બાતા ચલ રહી હય, ઘાસકી તરેહસે એ જમાનેમેં આદમ જાત કટ્ટા રહી હય.

૪ સિપાઈ-જમાનેકી બાત છોડ દો. અપને ચચ્ચેકે જમાનેમેં ઘરકુ શીલ મારનેકા કાયદા હોતા, અબી તો બોત રાજ્યમેં મુખપર શીલ લગાતે હય, જમાનેકી બાત છોડ દો. સાલે બુરે જમાને મેં બદીકાજ ધંધા ચલ રહા હય, રાજા કુ તો કુચ્છ બાત કી બાતમી બી નહિ મીલતી.

**૫ સિપાઇ**--રાજકી કસુરમેં રાજા કયા કરે? અપને નરેન્દ્રનાથ મહારાજ કીતના ભોલા, ઓર પરહેજગારી રાજા હય, કયા વો જાન શકતે હય કે મેરે રાજ્યમેં એસા અંધેરા ચલ રહા હય, અપને દરબારમેં એક બડા કમબખ્ત આદમી હય.

**૧ સિપાઇ**--અબ સબ બાત છોડ દો. બદીકા પ્યાલા જબ ભરા જાયગા, તબ અમીર, ઉમરાવ, સબ બડે બડે આદમીકી બી મીટી ખરાબ હો જાયગી સચ હય.

,, હમેશાં બદલતા હય, એસા જમાના
,, અજ ઇસકા કલ ઉસકા જમાના
,, દીખાતા હય નારંગ કયા કયા જમાના
,, બહુત યાદ આતા હય પીછલા જમાના

આવી અનેક બાવા આદમ વારીની ભાંગીતુટી હિંદી વાતો કરતા સિપાઇઓ કલ્યાણરાયના શબને ઉંચકી ચાલતા થયા.



## પ્રકરણ ૧૨ મું.

# ચંદ્રપ્રભાનું કારાસ્થાન.

वरं न राज्यं नकु राज राज्यं वरंन मित्रं न कुमित्र मित्रम् ।
वरं न शिष्यो नकुशिष्य शिष्यो वरं नदारा न कुदार दारा: ॥

રાજ્ય ન રહે અગર ન હોય તે સારૂં. પણ ખરાબ રાજ્ય સારૂં નહિ, મિત્ર ન હોય એ ઠીક, પણ ખરાબ મિત્ર સારો નહિ, શિષ્ય ન હોય તો કંઈ વાંધો નહિ. પણ ખરાબ શિષ્યથી સાર શો? તેવીજ રીતે સ્ત્રી વગર વાંઢા રહેવું એ સારૂં, પણ કુલટા અને અધર્મી સ્ત્રી મળી હોય તેમાં ફાયદો શો? સુખ શું?

,, પાપી રાજાના રાજ્યમાં, રહેનારની પણ ભુલ છે,
,, કુલટા મળે જો કારમી, તો જીંદગાની ધૂળ છે;
,, સુખ, શાન્તિમાં હાજી કહેનારા, તાલી મિત્ર અનેક છે,
,, આપત્ત સમે જે શીર આપે, લાખોમાં કોઇ એક છે.

મનુષ્ય પોતાના સુખ માટે તન પટકારી દરેક કામ કરે છે, પણ ખરૂં સુખ તેઓ સંપાદન કરી શકતા નથી. પવિત્ર પ્રેમ એજ મનુષ્યનો જીવન દાતા આરામ છે. સ્વાર્થીયા પ્રેમની કિંમત શી ? તેનું માન શું? મોહનાશ પામતાંજ દુષ્ટ પ્રેમ નાશ પામે છે. તન, મન, અને ધન ઉપર મરી ફીટનારા બાહ્યાંતર પ્રેમીઓ પ્રેમનું ખરૂં સુખ માણી શકતા નથી. યુવાન વયના કામાંધ મનુષ્યો વિશુદ્ધ પ્રેમની વ્યાખ્યા સમજ્યા સિવાય ઉપર ટપકેથીજ ચાહના કરે છે. દમયંતી જંગલે જંગલ શા માટે ભટકી? સાવિત્રીએ સત્યવાનનું મૃત્યુ જાણવા છતાં તેનેજ કેમ વરી? પ્રહ્લાદને ઉંચા ડુંગરની

ટોંચપરથી ફેંકવા છતાં તેણે પિતાનું કહેણ શા માટે ન માન્યું? આનું નામજ વિશુદ્ધ પ્રેમ! આ પ્રેમથીજ વિશ્વની સત્ય ઘટના ચાલી રહી છે. બાકીના પ્રેમ તો કામચલાઉ ભાડુતી છે. ચાંપરાજના શિર બદલે પોતાનું શીર આપવા તૈયાર થનાર પહાડસીંગ સરખા કુલીન મિત્રો હાલ કયાં છે? સ્વાર્થ પાસે પ્રેમની કિંમતજ નથી.

ચંદ્રપ્રભા! મહેન્દ્રપર દિવાની થઇ, તેને જોતાં તે શુદ્ધ સાન ભુલી, છતાં ખરા પ્રેમની તે પુજારણ છે, એમ આ સ્થળે આંપણાથી કેમ કહેવાય? નિર્દોષપર ખોટું આળ ચડાવી પોતાના સુખ ખાતર બીજા મનુષ્યનું અહીત કરવું તેમાં વિશુદ્ધ પ્રેમ કયાં રહ્યો? પ્રભા! તું ગમે તેટલી પ્રેમાળ છતાં તારા હૃદયમાં પાપી પ્રેમનીજ ધારણા હતી. શું આ પ્રેમથી તું મહેન્દ્રપર જીત મેળવીશ? કદી નહિ, તું જાણે છે કે ચંપો ગમે તેવો સુવાસીક હોવા છતાં ખરો ભ્રમર તેની પાસ જતોજ નથી.

મધ્યાન કાળનો સમય હતો. પ્રચંડ તાપથી જળ, સ્થળ, તથા વનમાં વિહાર કરતાં પ્રાણીઓ પોતાનાં સ્થળમાં ભરાઈ બેઠાં હતા, આ વખતે ચંદ્રપ્રભા પોતાના અવાસમાં વિચાર કરતી હતી કે રાજસિંહ ગઈ કાલે જે બાળાને કેદ કરી લાવેલ છે, તે બાળા કોણ હશે? શાન્તા તે બાળાની સારવારમાં છે; માટે તે આ બાબતમાં ખુલાસો કરશે. આમ ધારી પ્રભા શાન્તા પાસે ગઈ. પ્રભાને જોઇ શાન્તાએ માનપૂર્વક તેને નમન કર્યું, પ્રભાએ મુકતાને જોતાંજ માની લીધું કે મહેન્દ્ર જેને ચહાય છે; તેજ આ બાળા છે. મુકતા પણ પ્રભા સામું ટગર ટગર જોઈ રહી. મુકતાનું લાવણ્ય જોઇ ચંદ્રપ્રભા આશ્ચર્ય પામી. તે મનમાં વિચાર કરવા લાગી કે મારા કરતાં આ બાળા બહુજ રૂપવંતી છે, પણ તેથી મારે શું? મારે તો આ સમયે તેને દિલાસો આપી તેની

હૃદય ભાવના શી છે તેજ જાણવું છે. આમ ધારી પ્રભા મુકતા પ્રત્યે કહેવા લાગી.

બેન! ગભરાઇશ નહિ, દુઃખમાં ધૈર્ય ધરી પ્રભુ સ્મરણ કરવું તે મનુષ્ય માત્રનો ધર્મ છે, આપણે તો વીર ક્ષત્રાણીઓ છીયે, તો શા માટે ગભરાવું જોઇએ? બેન! હું તને કંઈ પુછવા આવી છું. મને ખરો ખુલાસો આપીશ?

**મુકતા**—જે પુછશો તે સત્યતાથી જણાવીશ.

**પ્રભા**—તારૂં નામ શું? તથા તને અહીં કોણ લાવ્યું?

**મુકતા**—મારૂં નામ મુકતા છે, તથા મને અહીં રાજસિંહ લાવેલ છે.

**પ્રભા**—શા માટે?

**મુકતા**—તે હું કંઇ જાણુતી નથી, આટલું કહેતાં તેનો કંઠ રૂંધાઇ ગયો.

**પ્રભા**—ન ગભરા, બેન! તું રાજસિંહને પ્રેમથી ચાહે છે?

**મુકતા**—કદી નહિ.

**પ્રભા**—છતાં તને લાવવાનું કારણ?

**મુકતા**—બેન! હું અહીં બીજી આશાએ આવી હતી. તે નરાધમે મને જણાવ્યું કે તું જેને ચાહે છે, તે મારા જેલખાનામાં છે, કાલે સુર્ય અસ્ત થવા પહેલાં તેનો શિરચ્છેદ થવાનો છે મેં તે વાત સાચી માની, અને મનમાં સંકલ્પ કર્યો કે સ્વામિના એક વખત પણ દર્શન થાય તો પછી આ દુઃખી જીવનનો અંત આણવો.

**પ્રભા**—તેં આ વાત શા પરથી માની?

**મુકતા**—તે સાચું બોલે છે, એમ તો માન્યુંજ નહિ, પણ રાજસિંહે તેમને જેલમાં પુર્યા છે; એ વાત હું જાણતી હતી; જેથી તેના બોલવા પરથી અહીં આવી છું. પણ મને હજુ તેમના દર્શન થયાં નથી. પ્રભા આ વાત સાંભળી મનમાં કહેવા લાગી કે બિચારી આ બાળાને શું ખબર કે તું જેના દર્શનની ઉપાસક હો, તેને તો મેં મારા અવાસમાં રાખેલ છે. વારૂ બેન! તારા પ્રિયનું નામ શું?

**મુકતા**—મહેન્દ્રરાજ!

નામ સાંભળતાં પ્રભા ચકીત થઈ; નક્કી હવે મારા પ્રેમમાં ભંગાણ પડશે, મુકતા મારા પ્રેમની હરીફાઈમાં ઉતરવા આવી છે, તે જરૂર મારૂં દીલભંગ કરશે, માટે આજે મહેન્દ્રને વચનથી બાંધી તેમની પાસે પ્રેમભિક્ષા માગું મને મુકતાની દયા આવે છે, પણ લાચાર કે તે મારા રસ્તામાં કાંટા રૂપ છે. પ્રભાને આમ વિચારયુકત જોઈ મુકતા બોલી:—

**મુકતા**—બેન! તમો કેમ વિચારમાં પડયા?

**પ્રભા**—કંઇ નહિ, એ તો તને હવે મારે કેવી રીતે મદદ કરવી તે વિચાર કરતી હતી. બેન ધીરજ રાખજે, પ્રભુ તારૂં શ્રેય કરશે, આમ કહી પ્રભા ચાલતી થઇ.

મુકતાએ વિચાર કર્યો કે મહેન્દ્રનું નામ સાંભળતા એ વીરબાળા શા માટે ચમકી? શું તે તેમને ઓળખતી હશે? ગમે તેમ હો, મારે શું? પ્રભા પુનઃ મુકતાનાજ ઘાટ ઘડવા લાગી. આ વીરબાળા પર ગમે તે તરકટ રચી તેના અને મહેન્દ્રના પ્રેમમાં ખલલ પહોંચાડું, તોજ હું મહેન્દ્રનો પ્યાર મેળવી શકું. અરેરે મહેન્દ્ર! તારા માટે હું શું શું કરી રહી છું? મુકતાને સુખી કરવાને બદલે તેનું અહીત કરવા તૈયાર થઇ છું. પ્રભુ! આજે હું

આ શું કરવા બેઠી છું ? મહેન્દ્ર ! તમો જાણો છો કે ચંદ્રપ્રભા આજે તમોને પ્રપંચી જાળમાં જકડનારી છે ? આવા અનેક તર્કમાં ડુબેલી પ્રભા મહેન્દ્ર પાસે આવી પહોંચી. તેને જોઈ મહેંદ્ર બોલ્યો.

પ્રભા ! આજે મારૂં કંઇ અનિષ્ટ થવાનું હોય, એવો મને ભાસ થાય છે, હવે તો અહીંથી સત્વર આ સ્થળ છોડવા માગું છું.

ચંદ્રપ્રભા– તમોને જવાની રજા કેમ આપું ? તમારે તો અહીંજ રહેવું પડશે, અગર તેમ ન કરો તો મને સાથે લઇ જવી પડશે.

મહેન્દ્ર—પ્રભા ! મારી જેવા પ્રવાસી મુસાફર સાથે તારે આવો અસીમ પ્રેમ શા માટે રાખવો જોઇએ ? તું અહીં સુખી હોવા છતાં શા માટે મારી સાથે દુઃખ ભોગવવા આવવું જોઇએ ?

પ્રભા—હું આ સુખ ભોગવવા માગતી નથી. મારૂં સુખ આપના સુખમાં સમાયું છે. આપ જ્યાં ત્યાં હું.

મહેન્દ્ર—પ્રભા ! તે તો નહિ બને, કઈ આશાથી મારી સાથે આવી તું દુઃખી થવા ઇચ્છે છે ?

પ્રભા—તે શું આપ નથી જાણતા ? તમો સર્વ જાણો છો છતાં શા માટે પુછી મને દુઃખી કરો છો ?

મહેન્દ્ર—પ્રભા મેં તમને પ્રથમથીજ જણાવ્યું છે કે એ તમારી આશા આ ભવે તો હું પુરી કરી શકું તેમ નથી; છતાં એની એ વાત કરી શા માટે મારા બળતા હૃદયમાં ભડકો કરો છો !

પ્રભા—મહેન્દ્ર ! શું આપ મારી આશાનો ઘાત કરશો ?

મહેન્દ્ર—લાચાર, મારા હૃદય ઉપર મારો પોતાનો હક નથી; તો પછી તે હૃદય તમને શી રીતે આપું ?

પ્રભા મનમાં વિચાર કરવા લાગી કે મહેન્દ્ર ! તમે તો મને શીખાવો છો; છતાં હું તો તમને કરગરૂં છું. પણ આપ તો એમજ કહો છો કે મારૂં હૃદય મેં બીજીને આપી દીધેલ છે. ના, ના, તે હૃદય તમારે પાછું ખેંચી લેવું પડશે. હું તે હૃદયની ભીખારણ છું. ભીખના બદલામાં તે હૃદયની ભેટ મને આપવી પડશે. તમો સીધી રીતે નથી માનતા તો હવે હું મારી વધારે પાપની છાયા તમારા પર અજમાવીશ. જે મુકતાને તમો ચાહો છો, તે મુકતાને આજે તમારા જીગરમાંથી દુર કરીશ. આમ વિચાર કરી તે મહેન્દ્ર પ્રત્યે બોલી.

પ્રભા—મહેન્દ્ર! આપ મારી પાસે બેસો, હું તમને એક ખાનગી વાત કહેવાની હતી, પણ તે વાત સાંભળી તમે ઉશ્કેરાઈ જઈ તોફાન કરી ન બેસો એટલા માટે મેં તે વાત આપનાથી છુપાવી હતી. પણ લાચાર કે અત્યારે તે કીધા સિવાય રહેવાતું નથી, જો કે કોઇનું ખરાબ ચારિત્ર ખુલ્લું કરવું તેમાં પાપ છે; પણ તમો નિર્દોષ એ પાપની છાયામાંથી બચો એટલા માટે તે પાપ હું મારા માથે વ્હોરી લઈ અત્યારે એ વાત તમને જાહેર કરવાની છું.

મહેંદ્ર—તે તો હું પણ જાણું છું, કે રાજસિંહે મારો જીવ લેવા ધાર્યો હશે.

પ્રભા—ના, આમાં તો રાજસિંહનું નામ પણ નથી.

મહેન્દ્ર—તો પછી મને બીજાની શું ધાસ્તી છે કે હું તેના પાપની છાયામાં આવી જાઉં ?

**પ્રભા**—મહેંદ્ર! હું અત્યારે જે વાત કહેવાની છું, તેનો તમોને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય. કારણ કે તમો હજી આ ચરિત્રને ઓળખતા નથી. જેથી મારી વાત તમારા ધ્યાનમાં નહિ આવે.

**મહેંદ્ર**—પ્રભા! આવા સંશય ભરેલા બોલ બોલી તું મને અધીરો ન બનાવ, જે વાત કહેવી હોય, તે મને ખુલ્લે ખુલ્લી જણાવ.

**પ્રભા**—મહેન્દ્ર! આપ તે વાત સાંભળી કંપી ઉઠશો; માટે હૃદય કાબુમાં રાખી એક ચીત્તથી સાંભળજો. આપ જેને ચાહો છો, રાત દિવસ જેને યાદ કરો છો, તે તમોને કેવી રીતે ચાહે છે તે તમો જાણો છો?

**મહેન્દ્ર**—તેની શી વાત કરૂં? તેની મારા તરફ પ્રેમની નજર તથા મારા દુઃખને હરનારા તેના મધુરા બોલ મને યાદ આવે છે; ત્યારે હું મનમાં રડી પડું છું. મારૂં તમામ દુઃખ હરવાનું તેનામાં જાદુ છે. તે તને અહીં શી રીતે બતાવું? હું જે સમયે તેનાથી છુટો પડયો તે સમયે તે મારી પવિત્ર દેવી મુકતાના નયનોમાંથી ટપકતા આંસુ મને યાદ આવે છે; ત્યારે હું એમજ સમજું છું કે દુનીયા-પર વહેતી નદીયોનો તમામ પ્રવાહ કેમ જાણે તેના આંસુથીજ વહેતો હોય.

**પ્રભા**—મહેન્દ્ર! આપ ભુલો છો, જ્યાં સુધી તમો તેની સાથે હતા; ત્યાં સુધી તો તે તમને ચાહતી હશે; પણ તમો છુટા થયા પછી એ જાણતી પણ નહિ હોય કે તમો દુનીયાપર કયાં છો.

**મહેન્દ્ર**—પ્રભા, હું નથી સમજી શકતો કે તમો મને શું કહેવાં માગો છો?

પ્રભા—હું તમને એ કહેવા માંગુ છું કે જેની પાછળ તમોએ જીગર પટકી માર્યું છે, તે તો ક્યારનોએ બીજા સાથે લગ્ન કરી ચુકી છે.

મહેન્દ્ર—શું બોલી? પ્રભા! તે તું શું બોલી? અટકાવી દે તે તારી બોલતી જીવ્હાને. શું મારા પવિત્ર દેવીને કલંકીત બનાવે છે? પ્રભા! હવે પછી એક શબ્દ પણ બોલીશ નહિ. શું ધર્મ ઝનુની, એક વચની મુકતા બીજા સાથે લગ્ન કરે? તે સ્વપ્નમાં પણ કેમ મનાય?

પ્રભા—તમો તો તેની પાછળ દિવાના બની ગયા હો તેમ જણાય છે. તમો પવિત્ર છો, એટલે તેને પણ પવિત્ર સમજો છો; પણ હું આજે મારી નજરથી જોઈ આવી કે તમારી મુકતા બીજાના પ્રેમમાં પડી છે.

મહેન્દ્ર—અરે પ્રભુ! આ હું શું સાંભળું છું? શું શીતળ પવનમાં આગનો વર્ષાદ? શું અમૃતમાં ઝેર? શું મારી મુકતા બીજાના પ્રેમમાં? શું હૃદય વલ્લભા અન્યની સોડમાં?

પ્રભા—શું હજી પણ આપ માની શકતા નથી? શું મારા બોલ પર તમોને જરા પણ વિશ્વાસ નથી? વારૂ હું તમોને નજરે નજર બતાવી આપું કે તમારી મુકતા બીજા પુરૂષથી પ્રેમ કરી રહી હોય તો?

મહેન્દ્ર—શું હું મારી આંખોથી જોઈ શકું તેવી રીતે તું મને બતાવીશ?

પ્રભા—હા, તમો પોતેજ જોઇ શકો કે તે બીજા સાથે પ્યાર કરતી હોય.

મહેન્દ્ર—ઠીક. ત્યારે ચાલ મને ત્યાં લઈ જા.

**પ્રભા**—ના, તેમ ત્યાં લઈ જવાય તેમ નથી. હું તમોને ત્યાં લઇ જાઉં ખરી પણ એક સરત પર.

**મહેન્દ્ર**—બોલ, તારી એ સરત શી છે ?

**પ્રભા**—જુઓ ! મારી સાથે તમો આવો. આપણ બંને છેટે ઉભા રહી એ બનાવ જોયા કરશું. પણ તમારે એક પણ શબ્દ બોલવો નહિ. ચુપ ચુપ જોઇ મારી સાથે પાછું ફરવું.

**મહેન્દ્ર**—ઠીક ચાલ મારે તે કબુલ છે.

**પ્રભા**—ના, એમ નહિ. તમે પ્રતિજ્ઞા લ્યો કે એ બનાવ જોઇ મારે લેશ માત્ર ગુસ્સો કરવો નહિ.

**મહેન્દ્ર**—હું પ્રભુના સોગન ખાઇને કહું છું કે એક પણ શબ્દ બોલીશ નહિ. ચાલ પ્રભા જલ્દી મને ત્યાં લઈ જા; નહિ તો હું દિવાનો બની જઇશ.

**પ્રભા**—આમ અધીરા થશો તે કામ નહિ આવે. આજે તો હું તમારી સાથે આવી શકું તેમ નથી, કાલે તમોને હું ત્યાં લઇ જઇશ. હજુ પણ તમારે એક બીજી સરત કરવી પડશે.

**મહેન્દ્ર**—વળી બીજી કઇ સરત છે ? તું મને નજરો નજર બતાવી દે પછી તારી સર્વ સરત મારે કબુલ છે.

**પ્રભા**—ના, તેમ નહિ. તે વાતની પણ તમારે સરત કરવી પડશે.

**મહેન્દ્ર**—જણાવ ત્યારે એ સરત શી છે ?

**પ્રભા**—તે એજ કે તમો જે સમયે મુકતાને બીજાના પ્રેમમાં જુઓ ત્યારથી તમારે તમારૂં હૃદય મને સોંપવું; અને જે પ્રમાણે તમોં મુકતાને ચાહતા હતા, તે પ્રમાણે તમારે મને ચાહવું.

**મહેન્દ્ર**—મારે એ પણ કબુલ છે. હું મુકતાને બીજાના પ્રેમમાં જોઉં, ત્યાર પછી હું જે પ્રમાણે મુકતાને ચાહતો હતો તે પ્રમાણે હવે તને ચાહીશ. હવે કંઈ વાંધો છે?

**પ્રભા**—ના હવે કાંઈ વાંધો નથી. અત્યારે રાત ઘણીજ ગઈ છે, માટે તમો શાંતિથી આરામ કરો. કાલે પ્રભાતમાં હું જરૂર તમોને ત્યાં લઈ જઈશ: આમ કહી પ્રભા ચાલતી થઈ. અત્યારે મહેન્દ્રની ચિંતાનો તો પારજ ન હતો, તેને નિદ્રા તો શાની આવે? પ્રભા તેં તારી પાપી ઇચ્છા પુરી કરવા માટે મહેન્દ્રના હૃદયમાં મુકતા માટે કેટલો ખોટો વહેમ ભરાવ્યો? ઝાંઝવાના જળની માફક ખોટી મોહાંધ આશામાં લપટાઈ શા માટે પાપ ઉપર પાપ કર્યું?

અરે મનુષ્ય જાતીમાં હોવા છતાં પિશાચણી પણ ન કરે, તેવા અઘોર કર્મ કરવા શામાટે તૈયાર થઇ? પ્રભા! સત્યનો સહાયક શ્રીહરી સ્મર્થ છે, તે શું તારા પાપી કર્મની તને શિક્ષા નહિ કરે? તું જાણુતી નથી કે,

“આ કૃત્ય કાળો કોઢ છે, જે રોમે રોમે ફુટશે,
“આ કર્મ કાળું જોઈને, કીરતાર કાંપી ઉઠશે.

મહેન્દ્ર નિદ્રાવશ થયો, આ સમયનો લાભ લઈ પ્રભા જેલખાના પાસે ગઈ, અને શાન્તાને સંકેતથી પોતાપાસે બોલાવી.

**શાન્તા**—બેન! મધરાતના સમયે અચાનક આવવાનું કારણ?

**પ્રભા**—શાન્તા! હું તને એક કામ સોંપવા આવી છું.

**શાન્તા**—જે કામ બતાવશો, તે હું ઘણી ખુશીથી પુર્ણ કરીશ.

**પ્રભા**—લે આ રાજકુમારનો પોષાક, આ પોષાક પહેરી કાલે તારે બગીચામાં મુકતા સાથે પ્યારમાં લુબ્ધ થવું સમજી કે?

**શાન્તા**—આવો વિચિત્ર પ્રેમ કર્યેથી મુકતાને તથા મને શો ફાયદો? તથા આમ કર્યેથી પ્રભા બેન તમને શું લાભ?

**પ્રભા**—લે તેના બદલામાં તને પ્રથમથીજ આ હાર ઇનામમાં આપું છું. મને આ બાબતમાં શો ફાયદો થશે, તેની તને આગળ ખબર પડશે આ કામ પુરૂં કર્યાં પછી તને પુનઃ અમૂલ્ય ઇનામ આપીશ.

**શાન્તા**—પ્રભા બેન! તમારૂં આ કામ હું નિર્વિઘ્ને પાર ઉતારીશ તે બાબત આપ નચિંત રહેજો.

**પ્રભા**—શાન્તા! તું આ કામ ચતુરાઇથી પુર્ણ કરજે, એટલું કહી પ્રભા ચાલતી થઈ.

શાન્તા પણ આજ વિષયપર તર્ક વિતર્ક કરતી નિદ્રાવશ થઇ. પ્રાતઃકાળે શાન્તા વ્હેલી ઉઠી, અને મુકતાને જણાવ્યું, બેન! આજે તો હું સામેના જળાશયમાં સ્નાન કરવા જઈશ, તમો મારી સાથે આવશો?

**મુકતા**—ઘણીજ ખુશીથી આવીશ, ત્યાં આવવાથી કુદરતની લીલી હરીયાળીવાળા કઈક દેખાવો દ્રષ્ટિગોચર થશે. આમ કહી શાન્તા તથા મુકતા બંને સ્નાન કરવા ચાલ્યા, સ્નાન કર્યાં પછી શાન્તાએ રાજકુમારનો પોષાક પહેર્યો તે જોઈ મુકતા બોલી શાન્તા તેં આ શું પહેર્યું?

**શાન્તા**—રાજકુમારનો પોષાક!

**મુકતા**—આ પોષાક પહેરવાનું કંઈ કારણ?

**શાન્તા**—કારણ એજ કે કુમાર બની આજે તારો સાથે લગ્ન કરવાં છે, તારા સાથે પ્યારમાં પડી તને સ્નેહાલીંગન દેવું છે. મુકતા! તને આ ગમશે કે?

**મુકતા**—ગાંડીરે ગાંડી! સ્ત્રી સાથે સ્ત્રી પ્યાર કરે તેમાં ગમત શી? આનંદ શો? તેમાં સ્વાર્થ શાને।?

**શાન્તા**—પણ તું મને ચાહે છે કે નહિ? કેમ કંઈ બોલતી નથી? અલી જરી તારા નયન બાણની ભ્રકુટી મારો તરફ તો ફેંક. શું હું તારા લાયક નથી?

**મુકતા**—કંઈ સમજાતું નથી કે આજે તું પ્રેમ રસના ઉલટા પાઠ શા માટે પઢે છે?

આવી અનેક મીઠી મશ્કરી વાતો કરતા શાન્તા તથા મુકતા બંને બગીચામાં આવી કોચ પર બેઠા. દુરથી આ બનાવ જોનાર ભ્રમણામાં ભુલ ખાય એમજ હતો. શાન્તાએ પોતાનો કોમળ હસ્ત મુકતાના કંઠમાં નાખ્યો, અને તેના ગુલાબી ગાલપર ચુંબન કર્યું. મુકતા શરમાઈ ગઈ, અને બોલી શાન્તા! આમ કર્યેથી તને શો આનંદ મળે છે?

**શાન્તા**—મુકતા! મારી માફક મહેન્દ્રરાજ પણ તને આવી રીતે પ્યાર કરતા હતા કેમ ખરૂં કે?

મહેન્દ્ર નામ સાંભળતાં મુકતાની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યા. શાન્તા આંસુ લુછતાં બોલી. મુકતા! આ સંસાર દુઃખ-દાયક છે. આકાશના રંગ માફક મનુષ્ય માત્રની દશા અવનવા રંગ ધારણ કરે છે. સમય કોઈનો એક સરખો રહ્યો નથી, રહેનાર નથી. તારામતી જંગલે જંગલ ભટકી નીચ ઘેર વેચાઈ, છતાં ધર્મથી અલગ થઈ નહિ. બેન! સીતા સરખી જગદંબા દેવીને

અસહ્ય કષ્ટ પડયાં, તો માનવી કોણ માત્ર? તું આગળ જતાં સુખી થઇશ. આમ કહી પુનઃ શાન્તાએ મુકતાના ગાલપર કોમલ હસ્તથી પ્રહાર કર્યો, આ સમયે ચંદ્રપ્રભા પણ મહેન્દ્રને લઇ બગીચામાં આવી.

**પ્રભા**—જુઓ જુઓ મહેન્દ્રરાજ! સામેના બગીચામાં શો બનાવ બને છે? મહેન્દ્ર આ બનાવ નિહાળતાંજ કમ્પી ઉઠયો, તેણે બરાબર જોયું કે મુકતા કોઇ રાજકુમારના પ્રેમમાં તલ્લીન બની છે. તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, હજારો વિછીંના ડંખ કરતા પણ આ બનાવે તેને વધારે ડંખ દીધો. તે મનમાં બોલવા લાગ્યો કે શું વિશ્વમ થી સત્યતાના નામો સદાને માટે ગુમ થયો? શું પવિત્ર ગંગાજીનું જળ પણ ભ્રષ્ટ થયું ? તે પુનઃ બબડયો.

,, શું આ દુનિયાના લોકમાંથી, સત્ય પણ ચાલ્યું ગયું,
,, શુદ્ધ ગંગા નિર આજે, ભ્રષ્ટ દીસે છે ખરૂં,
,, સુર્ય ત્યાગી તેજ આજે, શ્યામતા દર્શાવતો,
,, શાન્તિ ભરેલો પવન, સોગા આગના વર્ષાવતો,
,, દેવ પણ દાનવ થકી, શું સત્યથી અળગા ગયા?
,, સત્યની તસ્બીરના, ચુરે ચુરા આજે થયા.

આમ મનમાં બબડતો આમથી તેમ ચો પાસ મહેન્દ્ર ફરવા લાગ્યો; પ્રભા સમજી ગઇ કે વધારે સમય હવે અગ્નિ સાથે ચેડા કઢવામાં સાર નથી, આમ કહી મહેન્દ્રનો હાથ ઝાલ્યો.

**મહેન્દ્ર**—પ્રભા ! મારો હસ્ત છોડી દે. મારા માટે આ સમય કેટલો ક્રુર છે તે તું જાણે છે?

**પ્રભા**—તમોએ મારી સાથે કરેલી સરત યાદ છે કે?

**મહેન્દ્ર**—એટલા માટેજ હું વધારે બોલી શકતો નથી, નહિ તર આજ સમયે મુકતાના તથા તેના પ્રિય પ્રેમી રાજકુમારના ચુરેચુરા કરત.

પ્રભાએ મહેન્દ્રના ક્રોધાવેશને ખુબ અટકાવ્યો, ત્યારે મહેન્દ્ર પ્રભા સાથે ગયો. ક્રોધ મનુષ્યનો કટ્ટામાં કટ્ટો શત્રુ છે. ક્રોધાવેશમાં કઈક મનુષ્યો ન કરવા જોઈતા સાહસનાં કામો કરી બેસે છે, મુકતા પ્રત્યે મહેન્દ્રને જે ક્રોધ થયો, તે અસહ્ય હતો, જો ચંદ્રપ્રભા સાથે ન હત, અગર તેને સમજાવીને લઇ ગઈ ન હત, તો અવશ્ય મુકતા તથા શાન્તાનો નાશ થાત.

પ્રભા મહેન્દ્રને લઇ પોતાને ઘેર આવી, મહેન્દ્ર આકુળ વ્યાકુળ દગ્ધ હૃદયે કોચ પર બેઠો.

**પ્રભા**—મહેન્દ્રરાજ! આપ જરા હવે આરામ લ્યો.

**મહેન્દ્ર**—એ શું બોલી પ્રભા? આરામ મારે માટે જગત પિતાએ નિર્માણ કર્યોજ નથી. હવે તો અહીંથી સત્વર જઉં તોજ કંઈક આરામ મળે.

**પ્રભા**—મને એકલી મુકી તમે કયાં જશો? હવે તો તમારે મને આપેલું વચન બરાબર પાળવુંજ પડશે.

**મહેન્દ્ર**—પ્રભા! એ વચન કયારે પાળીશ, તે તું જાણે છે? હું તે વચન ત્યારેજ પાળીશ કે જ્યારે બગીચામાં વિહાર કરતા પેલા બંને કામાંધ કીડાઓને યમદ્વારા પહોંચાડીશ. પ્રભા! હવે મને ન બોલાવીશ, મને આજે કંઇ ગમતું નથી. સમય જોઇ પ્રભાએ બોલવું બંધ કર્યું, એટલે બંને પ્રેમ પીડીત પંખીડાઓ નિદ્રાને વશ થયા.

---

## પ્રકરણ ૧૩ મું.

# શાન્તાની કર્મ કથની.

नपश्यंति व जन्मान्धाः कामान्धो नेव पश्यति !
मदोन्मत्तान पश्यान्ति अर्थो दोषं न पश्यति ॥

જન્માંધ કયાંથી જોઇ શકે ? કામાંધ પણ કોઇને જોતોજ નથી, મદોન્મત કોઈનું સાંભળવા ઇચ્છતો નથી, તેમજ સ્વાર્થ દોષ યુકત કાર્ય કરવામાં પણ પાછી પાની કરતો નથી.

,, વ્યભિચારીણી અબળા નહિ, પણ પ્રબળ તેને માનજો,
,, તેની સંગાથે પ્રેમ કરતાં, સજ્જન સૌ સંભાળજો;
,, વનિતા વંઠી જો આપથી, સંભાળવી મુશ્કેલ છે,
,, નીજ નાથનું શીશ કાપવું, એ દુષ્ટ સ્રોને સહેલ છે.



જાતી સંસારમાં સ્વતંત્ર રહેવા કદી સરજાયેલી નથી, બાળપણુમાં તેને માબાપ સંભાળે છે, યુવાનીમાં તેનો સ્વામી તેનું રક્ષણુ કરે છે, વૃદ્ધાવસ્થામાં સંતાનો તેની સેવા ચાકરી કરે છે, માટે સ્રી કદી સ્વતંત્ર નથી. બાળપણુના સંસ્કાર બચ્ચાપર અજબ અસર કરે છે. શ્રીમંત માતપિતાના સંતાનો હદ બહારના લાડથી ઉછરે છે; પણ દરેક મા બાપે બચ્ચાપર પુરતો અંકુશ રાખવાની જરૂર છે; નહિતર આ નજીવી ભુલથી આગળ જતાં બચ્ચાંઓ ખરાબ રસ્તે ચડી જશે.

કન્યા કેળવણીની હાલ ચોપાસ બુમ સંભળાય છે. તેમજ કન્યાને કેળવવી એ પણ માબાપની પ્રથમ ફરજ છે, છતાં આ કેળવણી એવી તો નજ હોવી જોઇએ, કે જે કેળવણીથી બાળાઓ

ઉદ્ધત, તથા સ્વચ્છંદી બને. યુવાની દીવાની છે, મગજમાં સ્વતંત્રતાનો ફાંકો રખાવનારી મોહાંધ અવસ્થા છે. આ અવસ્થામાં દરેક નરનારીએ પુર્ણ નીતિયુક્ત જીવન ગુજારવું જોઇએ. દુષ્ટની સોબત, હલકા ખાનપાન, નિર્લજ પહેરવેશ, તથા હલકા શૃંગારી નોવેલો ઉંધે રસ્તે દોરી જનારા છે, માટે તેનાથી બચવાની દરેક કુમારીકાની પ્રથમ ફરજ છે. શાન્તા જેવી કુલીન કુટુંબની કુમારીકા હદબહારની સ્વતંત્રતાથી કઈ સ્થિતિમાં સપડાણી તે નીચેની વાતપરથી જણાશે.

શાન્તા મુકતાને લઇ પાછી જેલખાનામાં આવી. ભોળી બિચારી મુકતા શાન્તા તથા ચંદ્રપ્રભાના કારસ્થાન સમજી શકી નહિ, તે તો એમજ સમજી કે શાન્તા મને હાસ્ય રસની મીઠી મશ્કરી કરી રીઝાયમાન કરવા માગે છે. પણ તે બીચારીને થોડી ખબર હતી કે આ મશ્કરી મને કઈ સ્થિતિમાં મુકશે? આ સમયે શાન્તા પણ આવી પહોંચી અને બોલી.

**શાન્તા**—બેન! કેમ ઉદાસમાં જણાઓ છો?

**મુકતા**—મારા કર્મમાં સદાને માટે ઉદાસીજ લખાએલી છે.

**શાન્તા**—ખરા પ્રેમીઓ તો સંસારમાં દુઃખ ભોગવવાજ સરજાયેલાં છે; પણ દુઃખ શું કાયમ રહે છે? કદી નહિ.

આ વાત સાંભળી મુકતાએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને બોલી શાન્તા! ખરેખર તેમજ છે. હું પણ પ્રેમમાંજ બળી રહી છું, અને પ્રિયના વિયોગે દુઃખ ભોગવું છું.

**શાન્તા**—કોમળ વીરબાળા! તમારા ટુંક મુદ્દતના સહવાસથી મારી રહેણી કરણીમાં અજબ ફારફેર થયો છે, તમારી ધાર્મિક રહેણી કરણી, શુદ્ધ સાત્વીક જીવન! અને પરહીતકારી ભાવના, જોઈ તમને લાખોવાર ધન્યવાદ આપું છું. પણ બેન

મને કહેશો કે તમે કોણ છો? રાજસિંહ તમને અહીં શા માટે લાવ્યો? તથા તમારા પ્રિય કાન્તની કંઇ ઓળખાણ આપશો?

**મુકતા**—દુઃખી પાસે દુઃખની વાત જણાવતાં હૃદયમાં દુઃખનો ભાર ઓછો થાય છે. શાન્તા! મારી કર્મ કથની દુઃખ દાયક છે, જો સાંભળ, આમ કહી મુકતાએ અથથી તે ઇતિ સુધીની વાત શાન્તાને જણાવી. વાત કરતાં તેના નયનમાંથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. શાન્તાએ પોતાના પાલવથી મુકતાના આંસુ લુછી નાખ્યા, તથા દીલાસાયુક્ત શબ્દો કહી તેના મનનું સમાધાન કરવા તે બોલી.

મુકતા! આ માયાવી સંસાર સ્વાર્થતાથીજ ભરપુર છે. યુવાની દીવાની છે. તેને સંભાળવી એ લેખડની ધાર સંભાળવા બરાબર છે. તમે તમારી ધાર્મિક ફરજ બજાવી, શુદ્ધ ક્ષત્રાણી વીરબાળાને છાજે તેવા વીરત્વના કામ કરી દુઃખ પામ્યાં છો; પણ મેં પાપીણીએ યુવાનીના મદોન્મત તામાં ભાન ભુલી જઇ ન કરવાનાં કામો કર્યાં છે; અરેરે મારી શી દશા થશે? પ્રભુના દરબારમાં હું મારૂં શ્યામ મુખ શા રોતે બતાવી શકીશ? આટલું બોલી તે રૂદન કરવા લાગી, પોતાનું શીર જમીન પર પટકવા લાગી.

**મુકતા**—શાન્તા! ગઇ ગુજરી ભુલી જા, જાગી ત્યાંથી સવાર ગણ. પસ્તાવો એ પણ સદ્રસ્તે ચડાવનાર મનુષ્ય માત્રનો ગુરૂ છે.

**શાન્તા**—બેન! મારા બદકૃત્યોની સીમા નથી, ન કરવા જોઇતાં કામો કરી મેં મારા જીવનને ભ્રષ્ટ કર્યું છે. અરેરે મારૂં હવે શું થશે?

**મુકતા**—સ્ત્રી જાતી હોવા છતાં તારા હસ્તથી એવા તે શા પાપી કાર્યો થયાં છે કે જેના માટે તારે અસહ્ય કલ્પાંત કરવો પડે છે?

**શાન્તા**—શું કહું બેન! તારા જેવી પવિત્ર વીર બાળા પાસે એ વાત કરતાં મને કમ્પારી છુટે છે; છતાં પણ હૃદયનો ભાર ઓછો કરવા તથા હવે પછી મારી માફક કોઇ સ્ત્રી જાતી આવા પાપિષ્ટ કાર્યમાં સામેલ ન થાય માટે તને હું મારી કર્મ કથા સંભળાવું છું. તું સાંભળીશ?

**મુક્તા**—ઘણીજ ખુશીથી સાંભળીશ, અને મારાથી બનતા પ્રયત્ને તને હવે પછી પણ સન્માર્ગે ચડાવીશ.

**શાન્તા**—હું મનહર નગરની રહીશ છું, ઉંચ્ચ ક્ષત્રિકુળમાં મેં જન્મ લીધો છે. મારા પિતા શ્રીમાન તથા કુલીન ગણાતા. બાળપણમાં મને શાન્તાગૌરી કહી બોલાવતાં, હવે મને શાન્તા કહે છે. માતા પિતાના પુર્ણ લાડ વચ્ચે હું બાળપણમાં ઉછરી, જ્યારે આઠ વર્ષની મારી ઉમ્મર થઈ; ત્યારે શુભ શુકન જોઇ મારા પિતાએ મને નિશાળે બેસાડી. અમારા ગામમાં છોકરાઓની તથા કન્યાઓની નિશાળ એકજ હતી. જે સ્કુલમાં હું વિદ્યાભ્યાસ કરતી હતી, ત્યાંજ મારી જ્ઞાતિનો એક છોકરો મારી સાથે ભણતો હતો. તેની ઉમ્મર દશબાર વર્ષની હતી, તેનું નામ પ્રવીણલાલ હતું. અમે બંને બાળ સ્નેહી સાથે રમતાં, તથા સાથે ભણતાં હતાં, સમય પોતાનું કામ કરતો ગયો. વિશુદ્ધ સ્નેહમાં અંગારાએ પજરણ કર્યું. નિર્દોષ દ્રષ્ટિમાં વિકારે પ્રવેશ કર્યો. પછી તો વિદ્યા ભણવા નિમીત્તજ જતી; કારણ ખરૂં ભણતર તો હવે પ્રેમપાઠનુંજ ભણવા લાગી. ચતુર માસ્તર મારો તથા પ્રવીણલાલનો સંબંધ જાણી ગયો. અરેરે! તે વિકાર દ્રષ્ટિની વાતો કરતાં પણ લજ્જાવાઉં છું. આમ કહી શાન્તા રડવા લાગી.

**મુક્તા**—બેન! જે મનુષ્ય પોતાની ભુલ બીજા માણસ પાસે જાહેર કરે છે, તે આગળ જતાં સુખી તથા સદ્દગુણી થાય છે. હાં હાં પછી તારૂં શું થયું?

શાન્તા—જ્યારે મારી ઉમ્મર ચૌદ વર્ષની થઇ, ત્યારે મારા-પિતાએ મને સ્કુલમાંથી ઉઠાડી લીધી; છતાં બાળપણના સ્નેહી પ્રવીણ લાલે પોતાના હૃદયમાંથી, મને દુર કરી નહિ, તેમ મેં તેને દુર કર્યો નહિ.

મુક્તા—આ તો બધી તારીજ ભુલ છે, કુંવારી કન્યાએ અવર યુવક તરફ દ્રષ્ટિ કરવી એ શું આર્ય બાળાનો ધર્મ છે?

શાન્તા—બેન! તે સમયે હું ધર્મ તથા અધર્મની વ્યાખ્યા સમજતીજ નહિ, યુવાનીના પુર બહારમાં સારાસારનો વિચાર કરતીજ નહિ, કહો જોઇએ તેમાં હું શું કરૂં?

મુક્તા—તારી ભુલ છે. કુલીન કુમારીકા યુવાવસ્થામાં શું પોતાની ફરજ વિસરી જાય? શું તે બાપદાદાની કીર્તિને કલંક લગાડે? કદી નહિ. તારા સમજવા ફેર છે. હાં હાં પછી?

શાન્તા—પછી મારા લગ્ન થયા, આપણા હિંદુ સંસારમાં લગ્નની કંઇ કિંમતજ નથી. માતા પિતા ચાહે તે જગ્યાએ શ્રીમંત તથા મોટું ઘર જોઇ કન્યા પરણાવે છે, પણ બીજી તરફ બિલકુલ દ્રષ્ટિ કરતાજ નથી. મારાં લગ્ન પણ એક યુવક સાથે થઇ ચુકયાં.

મુક્તા—ખરૂં છે બેન! હિંદુ સંસારમાં સ્નેહ લગ્ન થતાંજ નથી; પણ દેહ લગ્નજ થાય છે. પણ પછી તારૂં શું થયું?

શાન્તા—લગ્ન થયા પછી પણ પ્રવીણલાલે મારો પીછો છોડયો નહિ. તે અવનવા વસ્ત્રાભુષણ આપી મને રીઝવવા

લાગ્યો; તથા મારી પાછળ તે પણ દિવાના માફક ફરવા લાગ્યો.

મુકતા—તારી મનોભાવના સિવાય પ્રવીણુલાલ શું કરી શકે? તુંજ પાપી ખરી કે?

શાન્તા—અલબત! હુંજ પાપી! પણ તે સમયે મને કંઈ સુઝતુંજ નહિ. હું તે વખતે અંધ બની હતી.

મુકતા—તારા શ્વસુર પક્ષ શું તારી આ વાત કંઈ જાણુતાજ નહિ?

શાન્તા—બેન! પાપ તે છાનું રહેતું હશે? પ્રવીણુલાલ મને અવનવા સ્થળે ફેરવતા, ઘણી વખત તેમને હું મળતી; ક્વચીત્ સમયનો લાભ જોઈ હું તેને મારે ઘેર પણ બોલાવતી હતી.

મુકતા—ત્યારે શું તારા ઘરમાં કોઈ વડીલની હાજરી ન હતી?

શાન્તા—મારી સાસુના મૃત્યુ પછી હું સ્વતંત્ર થઇ. ત્યાર પછી ઘરમાં તો હું એકલીજ હતી. મારા સસરા પણ ઘણે ભાગે કામ ધંધા માટે બહાર રહેતા હતા, આખો દિવસ મારા પ્રેમી પ્રવીણુલાલના પ્રેમી કાગળો લખવામાંજ ગાળતી, અને પ્રસંગોપાત તેને બોલાવી મોજમઝા ઉડાવતી.

મુકતા—શાન્તા! તારી વાતો સાંભળતા પણ હું શરમાઉં છું.

શાન્તા—બેન! આ તો હજી "પાશેરમાં પેલી પુણી" છે. એક દિવસ પ્રવીણુલાલ મારા ઘરમાંથી બહાર નીકળ્યા, અને મારા સસરાજી આવી પહોંચ્યા.

**મુક્તા**—આપરે! શાન્તા પછી શું થયું?

**શાન્તા**—થાય શું? બેન! તું હજુ સ્ત્રી ચરિત્ર સમજતી નથી. મેં જાણ્યું કે આપણા બાર વાગી જશે અને આ મારી મહોકાણનો અધ્યાય મારા સ્વામિ પાસે પહોંચશે; માટે મેં પાણી આવ્યા પહેલાં પાળ બાંધી, બુઠ્ઠુ નો ઘડો લાડવો કાઢવા તત્પર થઇ.

**મુક્તા**—એક પાપમાં ડુબી હતી, છતાં નિર્દોષનો શું જીવ લેવા તૈયાર થઇ?

**શાન્તા**—હા, મેં તેમજ કર્યું. જ્યારે મારા સ્વામિ ઘેર આવ્યા; ત્યારે મેં તેની પાસ સ્ત્રી ચરિત્રનો પાઠ ભણવા માંડયો, મેં રૂદન કર્યું, મારૂં શીર પટક્યું, મારે તમારા પિતાશ્રી સાથે નથી રહેવું એમ રૂદનમાં જણાવી દીધું; બિચારો ભોળો સ્વામિ શું સમજે કે કામાંધ કુલટાઓ શું ન કરી શકે? તેણે બહુ બહુ વિનવણીથી મને પુછયું કે તને થયું શું? ત્યારે મેં તેમને ધ્રુજતાં ધ્રુજતાં જણાવ્યું કે તમારા પિતાશ્રીએ મારૂં શીયળ લુંટયું.

**મુક્તા**—શાન્તા! ખરેખર તું રાક્ષણી છો, તું કોમળાંગી નહિ, પણ મહાન ઝેરી કાલી નાગણ છો.

**શાન્તા**—અરે હજુ મને શીરપાવ આપવામાં તમે ભુલ ખાઓ છો. હજુ સાંભળો તો ખરા, મારા સ્વામિને ભંભેરી હું મનમાં મલકાવા લાગી. એટલામાં મારા સસરાજી આવી પહોંચ્યા, તેને જોઈ મારા સ્વામિ તેની પર તુટી પડયા. આ ક્રોધાવેશમાં તે જો તેનું ખુન કરશે, તો પંચાત થશે, આમ જાણી હું રૂદન કરતી તેમને મનાવી અંદર લઈ ગઈ, મારા સસરાજીને મારાં સ્વામિએ જે તિરસ્કારયુકત શબ્દો કહ્યા છે,

તેમના પર જે જુલ્મ ગુજારી બહાર કાઢ્યા છે, તે વાત આજે સંભારતાં મારૂં હૃદય ફાટી જાય છે, બિચારા સસરાજીએ ત્યારથી જ મારૂં ઘર છોડયું તે પુનઃ તેઓ દેખાયાજ નથી.

મુક્તા—નિર્દોષ પર જુલમ ગુજારનાર એ શાન્તા! શું તારા આ પાપ કર્મનો બદલો પરમાત્મા તરફથી તને નહિ મળે! શું પાપ કર્મ છાનું રહી શકે તેમ છે? કદી નહિ.

„ પાપી જનોના હૃદય માંહી, દુષ્ટતાનો વાસ છે,
„ પાપના કરનાર ઉપર, શ્રી હરીનો ત્રાસ છે,
„ પાપના જે વૃક્ષ તે ફળ, ઝેરના દેનાર છે,
„ પાપ છાનું ના રહે, ના કોઇનું રહેનાર છે.

શાન્તા—બેન! કાળમીંઢ પથ્થર પર પાણી પડયેથી શું તે ફાટી શકે છે? કોલસાને સો મણ સાબુથી ધુએ, તો પણ શું તે કાળાશ તજી દે છે? લાખો મણ પુષ્પના ઢગલામાં હીંગ શું પોતાનો જાતિ સ્વભાવ ભુલી દે છે? તેવીજ રીતે હું તે સમયે દુષ્ટતા ભરેલા કર્મો કરી કાળમીંઢ પથ્થર બની હતી. અંતે મારા પાપનો ઘડો ફુટયો.

મુક્તા—બહુજ સારૂં થયું, પાપનો ઘડો ફુટયા સિવાય કોઇપણ મનુષ્ય સીધી લાઇન ગ્રહણ કરતોજ નથી. શાન્તા પછી તારૂં શું થયું?

શાન્તા—એક દિવસ આકુળ વ્યાકુળ ચહેરે પ્રવીણલાલ મારે ઘેર આવ્યા, તેણે જણાવ્યું કે શાન્તા! મારા અને તારા પાપનો ઘડો ભરાઇ ચુકયો છે, તારા સ્વામિ બધી વાત આપણા પત્ર વહેવાર પરથી જાણી ગયા છે. નક્કી આજ રાતના કંઇ નવા જુની થશે, માટે હવે કયો રસ્તો ગ્રહણ કરશું? મેં તેને કોઇ રસ્તે બચાવવા જણાવ્યું, તેણે કહ્યું કે તેનું આટલું કહ્યા સિવાય

આપણે સુખે રહી શકીયે તેમ નથી. માટે તારે આજ રાતે ખાન પદાર્થમાં આ ભુકી નાખી દેવી, એમ કહી તેણે મને કંઇ ધોળી ભુકી આપી.

મુક્તા—ઓ બાપરે! શું તેં તારા સ્વામિનાથનું ખુન કર્યું?

શાન્તા—અરે હજુ સાંભળો તો ખરા! માણુસ ધારે છે શું? અને પ્રભુ કરે છે શું? મેં ભોજનમાં ઝેર ભેળ્યું, મારી બધી ગોઠવણુ કરી, હું તો શાંત ચિત્તે તેમની રાહ જોતી બેઠી. એટલામાં મારા સ્વામિનાથ પધાર્યા, અમારો બધો પત્રવહેવાર પણુ તેમના હાથમાં ગયો હતો. એટલે તેઓ આવતાની સાથેજ ભ્રકુટી ચડાવી બોલ્યા, આજે ઘેર કોણુ આવ્યું હતું? હું કંઇ ન બોલી પણુ તેઓ તરતજ મારાપર તુટી પડયા, મુક્તા બેન! તે વખતે મારાપર મારના જે પ્રહાર પડયા છે, તેની નિશાની હજુ પણુ ગઇ નથી.

મુક્તા—પણુ તારા વિષ ભેળવેલા ભોજનનું શું થયું?

શાન્તા—મેં તે ભોજન તેમની પાસે મુકયું, તેમનો સંશય દ્રઢ થયો; તેમણે તે ભોજન પ્રથમ મીંદડીને ખવરાવ્યું, હળાહળ વિષ ભરેલું અન્ન ખાતાની સાથ મીંદડી મૃત્યુ પામી. આ સમયે મારા હૃદયમાં જે ભયાનક કમ્પારી છુટી હતી, તે તથા આ બનાવ નિહાળ્યા પછી મારા સ્વામિના મુખપર જે છાયા પ્રસરી હતી, તે શબ્દથી વર્ણવા હું લાચાર છું.

મુક્તા—ત્યારે તો તારો સ્વામિ બિચારો બહુજ દયાળુ કે તને જીવતી છોડી.

શાન્તા—અરે કોઇ મનુષ્ય આવે સમયે તે જીવતી છોડે! તેણે બહુજ નિર્દય રીતે મને બાંધી, જ્યાં સુધી તેનામાં જોર

હતું; ત્યાં સુધી મને પશુ માફક ખુબ પટકાવી માર માર્યો, અને ક્રોધાવેશમાં દ્વાર બંધ કરી કંઈ લેવા બહાર ચાલ્યા.

**મુકતા**—પછી તેં શું કર્યું ?

**શાન્તા**—મેં જાણ્યું કે આજે આપણું આવી બન્યું છે, નક્કી આજે રાતના મારૂં ખુન કરશે, આમ સમજી મહા મુશ્કેલીએ હું બંધન મુક્ત થઈ, અને નાસી જવાનો લાગ શોધવા લાગી. બેન ! ભયને સમયે મનુષ્યમાં અજબ પ્રકારની શકિત આવે છે, મેં પણ પુરો સાહસ ખેડયો, બારીમાં દોરડું બાંધી સડસડાટ કરતી હું નીચે ઉતરી ગઇ; અને ત્રાસની મારી નાસી છુટી, ઘોર ભયંકર રાત્રીના સમયે વજ્ર સમ હૃદય રાખી મનહરપુરીથી ચાર ગાઉ દુર મણીપુર આવી પહોંચી.

**મુકતા**—ત્યારે તું ગુલાબરાયના સહવાસમાં કેવી રીતે આવી ? તથા અહીં તને કોણ લાવ્યું ?

**શાન્તા**—બેન હજુ તો મારે માથે દુઃખનો ડુંગર તુટવાનો બાકી રહ્યો હતો, હજી અધર્મમાં સપડાવવાનું મારા કર્મમાં લખાયેલું હતું, તે હું કેમ બચું ? હું સુર્યોદય થયા પછી મણીપુર આવી પહોંચી. વહેતી નદીમાં મેં સ્નાન કર્યું. એટલામાં એક સ્ત્રી મારી પાસે આવી પહોંચી, અને પ્રેમથી મારી સાથે વાત કરવા લાગી, બેન ! તમો કયાંથી આવો છો ? તથા કયાં જવું છે ? મેં તેને કહ્યું, બાઈ ! હું આ ગામથી તદ્દન અજાણ છું, કયાં જવું તેની મને ખબર નથી. મુકતા બેન ! મારૂં લાવણ્ય જોઇ તે સ્ત્રી મને એક સુંદર મહાલયમાં પોતાની સાથે લઈ ગઈ. આ મકાન સુશોભિત હતું ચોપાસ મનમોહક છબીઓ ટાંગેલી હતી. કઇક ચિત્રો અતિશયોકતી ભરેલાં હતાં. દેવદેવાધિના ચિત્રોને બદલે શૃંગારી નીચ ભાવયુકત ચિત્રોથી મનુષ્યને લલચાવવાનું જાણે આ સ્થળ હોય એમ જણાતું હતું;

આ ઘરમાં કોઈ પુરૂષ જણાતો ન હતો, પણ આઠદશ કુમારીકાઓ આમથી તેમ ફરતી હતી.

**મુકતા**—સારૂં થયું કે ત્યાં તું ઠેકાણે પડી. નહિતર તારૂં શું થાત?

**શાન્તા**—ભુલી મુકતા બેન તું બોલતા ભુલી! આ સ્થળે સારૂં ન કર્યું, પણ ઉલટું મારૂં બહુજ ખરાબ કર્યું.

**મુકતા**—કેવી રીતે?

**શાન્તા**—બેન! આ સ્થળે નીચ અધર્મી વેપાર ચાલતો હતો, કઈક યુવતિઓના શીયળનું અહીં પૈસા ખાતર ખુન થતું હતું. કઈક કુકર્મી બદફેલી યુવકો આ સ્થળે મોજમજા ઉડાવતા હતા. "રંડીકા યાર સદા ખુઆર" નો નવો દાખલો આ ઘર પુરો પાડતો હતો. કઈક નર પીશાચોનું અહીં આવાગમન થતું હતું, તેઓ આ દુષ્ટ કાર્યને ઉત્તેજન આપી રહ્યા હતા.

**શાન્તા**—અરે શાન્તા! આ તું શું બોલે છે? તું શું ત્યાં પણ ભયંકર અધર્મમાં સપડાઇ?

**મુકતા**—હા, તેમજ બન્યું, શરદ પુર્ણિમાનો શીતળ ચન્દ્રમાં પૃથ્વીપર પ્રકાશતો હતો. તે સમયે ઇસ્કમાં અંધ બનેલા પામર કીડાઓ આ મકાનમાં આવવા લાગ્યા. મેં એક યુવતીને પુછયું બેન! મને કોઇ ધર્મશાળામાં મુકી જશો? એટલામાં એક વૃદ્ધ સુંદરી મારી પાસે આવી અને બોલી. બેટા, ગભરાઈશ નહિ, આ ઘર તારૂંજ છે. આમ કહી તેણે મને સુંદર વસ્ત્રાભૂષણ પહેરવા આપ્યા, એક સ્ત્રીએ મને સુગંધી અત્તર સાબુથી સ્નાન કરાવ્યું.

**મુકતા**—શાન્તા! તારી કર્મકથા બદકૃત્યથી ભરપુર છે. આ કથા સાંભળી મને અસહ્ય વેદના થાય છે, હવે

તારૂં ધ્યાન ટુંકું કર. આ બાબતમાં મારે તને કંઇ બોધ આપવાનો છે.

**શાન્તા**—બેન! ત્યારપછી મધરાતના સમયે એક મહાન તેજસ્વી છતાં પાપી કામાંધ કીડો મારી પાસે આવ્યો, તેની મુખ મુદ્રા કોઈ ક્ષત્રી રાજવંશી જેવી ભાસતી હતી. તેણે શીરપર ગુલાબી રંગનો જરીયાન સાફો બાંધ્યો હતો. પગમાં સુશોભિત સુરવાળ, તથા હાથની આંગળીમાં કંચન જડિત હીરાની મુદ્રિકા પહેરી હતી. કેડમાં શમશેર ધારણ કરી કેમ જાણે શિકારપર સ્વારી જતી હોય તેમ તેના દેખાવ પરથી જણાતું હતું.

**મુકતા**—આ બધી તું કયા ગામની વાત કરે છે?

**શાન્તા**—મણીપુરની, બેન તેજ દુષ્ટાત્મા નરાધમ ગુલાબરાય હતો. આ નીચ કારસ્થાનની અગ્રેસર ડોસીએ મારા આવાગમનની વાત ગુલાબરાયને જણાવી હતી.

**મુકતા**—તે સમયે ગુલાબરાય તને ઓળખતો હતો?

**શાન્તા**—કદી નહિ. પણ આવે સ્થળે એમ બને છે કે કોઇ નવીન લાવણ્યયુકત લલના જો પોતાને ત્યાં આવી ચડે તો સારા ઇનામની લાલચે કંઇક બાપ કમાઈના કામાંધ કિડાઓ પાસેથી આવી કુલટાઓ સારા ઇનામ મેળવી શકે છે.

**મુકતા**—નીચ ગુલાબરાયને તે સમયે તેં શા માટે જીવતો છોડયો?

**શાન્તા**—મુકતા બેન! હું શું કરૂં? હું તે સમયે પરવશ હતી. મારાથી કંઇ બને તેમ ન હતું. આ પાપી મને અનેક આશાઓ આપી પોતાની સાથે લઇ ગયો; અને આ કાર્યના બદલામાં તે વૃદ્ધ ડોસીને સારૂં ઈનામ આપ્યું. મુકતા!

ત્યારથીજ હું ગુલાબરાયના સહવાસમાં સપડાણી છું, તે નરાધમે મારી પાસે કઇક પાપી કર્મો કરાવ્યાં છે. થોડા દિવસ પહેલાં એક નિર્દોષ વૃદ્ધનું તેણે ખુન કર્યું છે; અને આ આરોપ મહેન્દ્રપર ઢોળ્યો છે. બેન! મને માફ કરજે મારા ભયંકર પાપી કર્મ મેં સત્યતાથી તારી પાસે જાહેર કર્યા છે. આ સંસાર હવે મને વિષસમ લાગે છે, મારૂં જીવન ભ્રષ્ટતાથી ભયંકર ભર્યું છે. અરેરે! મેં પાપીણીએ મારા સ્વાર્થ ખાતર તારૂં પણ અહીત કર્યું છે. મુકતા તું મને માફ કરીશ? આમ કહી શાન્તા મુકતાના ચરણુમાં પડી. મુકતાએ તેને તેમ કરતાં અટકાવી અને બોલી.

મુકતા—શાન્તા! તારા બધા ગુન્હા માફ છે, તારા હસ્તથી શુભ કાર્ય થવાની આશા રખાયજ કયાંથી? પણ મને અત્યારથી ખાત્રી છે કે તું હવે ગુણવાન થઇશ, તારો પસ્તાવો એજ તારો ગુરૂ છે. કહે જોઈએ તેં મારો શો અપરાધ કર્યો છે?

શાન્તા—ચંદ્રપ્રભાના કહેવાથી મેં રાજકુંવરનો પોષાક પહેર્યો; અને તારી સાથે પ્રેમમાં પડી, આ કામનો બદલો મને મહાન મળ્યો છે. આ હાર મને ચંદ્રપ્રભાયે આપ્યો છે. મને સંશય છે કે આમ કરવામાં કંઈ ચંદ્રપ્રભાનો કુટીલ સંકેત છે. શા માટે તેણે આમ કર્યું તે બાબત હું કંઇ સમજતી નથી. આમ કહી તે વ્યાકુળ હ્રદયે જેલમાં આમથી તેમ ભટકવા લાગી. હાથમાં કટ્ટાર લઇ તે મુકતા પ્રત્યે પુનઃ બોલવા લાગી, મુકતા! હવે હું આજથી આ પ્રિય કટ્ટારને નહિ છોડું, હવે હું પરમાત્માના દરબારમાં મારા પાપની શિક્ષા ભોગવવા જઇશ, પણ તે કયારે? નીચ ગુલાબરાયનું આજ કટ્ટારથી ખુન કરીને. આમ કહી તે ધ્રુજવા લાગી.

મુકતા—શાન્તા! તારી બાળપણની જીવન કથા રસમય છતાં ધિક્કાર યુક્ત છે. તારા જેવી કુલીન કુટુંબની કન્યાને આવા

પાપિષ્ટ કામમાં ફસેલી જોઇ મને અત્યંત ગ્લાની થાય છે. તેં તારા કુળને, તારા શ્વસુર પક્ષને, તારી જ્ઞાતિને, તારા ગામને, તારા દેશને, તથા છેવટે આ પવિત્ર હિંદભુમિને કાળો બટ્ટો લગાડયો છે. તારા જીવનથી આ ભુમંડળ પણ કમ્પે, એવું તારૂં વૃતાન્ત છે.

શાન્તા—ખરેખર તેમજ છે, મુકતા હવે હું જીવીને પણ શું કરૂં ? આ શ્યામ મુખ કોને બતાવું ?

મુક્તા—શાન્તા ! એમ ન બોલ, મનુષ્ય જીવન મહાન દુર્લભ છે. કઈક સુકૃત્ય કર્મના યોગે આ અમુલ્ય દેહ પરમાત્મા આપે છે, તેનો સ્વેચ્છાએ નાશ કરવો, અથવા આત્મઘાત કરવો એ સજ્જન પુરૂષનો ધર્મ નથી. શાન્તા ! તારૂં વૃન્તાત જાણ્યા પછી મને હિંદનું પ્રાચીન ગારવ યાદ આવે છે. જે શીયળ સાંચવવા રાણકદેવી સતી થઈ; જે શીયળ સાંચવવા ચિતોડની વિરાંગનાઓ ભસ્મ ભુત થઇ, જે શીયળ સાંચવવા સોનરાણી મોતને આમંત્રણ આપવા તૈયાર થઇ; તે શીયળની તેં કંઈ કિંમત ન કરી ? તને આમ કરવું શું ઘટારત હતું ? જે દેશમાં જે ગામમાં તારા માફક અનાચારી કામો બને છે, તે દેશને, તથા તે રાજ્યને ધિક્કાર છે. તું તારા હવે પછીના દિવસો પ્રભુ સ્મરણમાં ગાળ. કલ્પાંત છોડી દે, તે દીનદયાળુ જરૂર તને સહાય કરશે. સુરદાસ પણ તારા માફક અનાચારી કર્મોથી બાળપણમાં દોષીત બન્યા હતા; છતાં તેઓ ઇશ ભકિતથી પ્રભુપદ પામ્યા. પ્રભુ તારૂં શ્રેય કરો.

શાન્તા—ઓ દયાની પવિત્ર મૂર્તિ મુક્તા બેન ! આજે તેં મારા જીવનનું સાર્થક કર્યું. મલીન પાણીના વહેનમાં ગંગાજી મળતાં જેમ તે શુદ્ધ થાય છે, દીપક પ્રગટ થતાં જેમ અંધકાર દુર થાય છે, તેમ આજે તેં તારા જ્ઞાન દીપકથી

મારી ચક્ષુ ખોલ્લી છે. બેન મને માફ કરજે. હવે તો રાજસિંહના દરબારમાંજ મારે જવું જોઇએ.

મુકતા—શાન્તા! ત્યાં જઈ તું શું કરીશ?

શાન્તા—હું શું કરીશ? જો સાંભળ. ગુલાબરાયના પાપિષ્ટ કાર્યમાં મેં અગ્રેસર ભાગ લીધો છે, આ કામના બદલામાં ગુલાબરાય મને ઇનામ આપનાર છે, માટે બેન! હું અહીંથી ત્યાં ઇનામ લેવાજ જઇશ.

મુકતા—ગાંડવા! ત્યારે તો હીરા મોતીના હારથી તું રેલમછેલ બનીશ કેમ?

શાન્તા—ભુલી મુકતા! હું એ ઈનામ લેવા જાઉં છું કે આજદિન સુધી કોઇ આર્ય મહીલાએ આવું ઈનામ નહિ લીધું હોય. આ ઈનામ એવી રીતે મેળવીશ કે પાપીઓના ભલા અને બુરા પાપીષ્ટ કર્મો જાહેર કરી ફરીથી આવા સ્વચ્છંદી કામ પુનઃ કદી ન થાય. બેન માફ કરજે, હું હવે રાજસંહના દરબારમાં મળીશ; આમ કહી શાન્તા ચાલતી થઇ.



# પ્રકરણ ૧૪ મું.

# ખુનપર ચડેલો, મહેન્દ્ર.

**मित्रद्रोहीकृतघ्नश्च यश्च विश्वासघातकः ।**
**ते नरानर्कम् यान्ति यावचन्द्रदिवाकरौ ॥**

મિત્રદ્રોહી, કૃતઘ્ની, અને વિશ્વાસઘાતી મનુષ્યો સુર્યચંદ્ર તપે ત્યાં સુધી નર્કમાંજ પડયા રહે છે.

પરમાત્મા આપણા માંગળીક કાર્યની પહેલ કરતાં પહેલાં ઈચ્છાઓ, વૃત્તિઓ. નીતિનું બીજ, અને ગાઢ અનુરાગ જુએ છે. આપણા ધારેલ કામ માટે કામની વિશાળતા, કઠીનતા, અને શકયતા, આ ત્રણ બાબત ઉપર પુખ્ત વિચાર કરવાની જરૂર છે. શુભ કામ થવા દુર્લભ છે, પણ અનાયાસે દુષ્ટ પાપી કર્મો સહેજે થઇ જાય છે. સત્તાના દોર દમામમાં, માયાના મદમાં, ઘણી વખત મનુષ્ય ન કરવાના કામ કરી બેસે છે, કઈક રાજાઓ પોતાની સત્તા બેસાડવા પ્રજા પર અવનવા કાયદા લાગુ કર્યેજ જાય છે. અલબત, રાજા એ ઇશ્વરી અંશ છે, તેની સત્તાને પ્રજાએ માન આપવુંજ જોઇએ, પણ તે કયારે? તે સત્તા અધર્મી હોવી ન જોઇએ, ન્યાયનું ખુન કરનારી હોવી ન જોઇએ! લોક મતના અવાજને ગુંગળાવી નાખનારી હોવી ન જોઇએ! રાજા અને પ્રજાનો સંબંધ ગાડીના બે ચક્ર બરાબર છે. એક ચક્ર અટકયું, તો બીજા ચક્રની તાકાત નથી કે ગાડી ચાલી શકે, જે દેશમાં, રાજા અને પ્રજામાં ઐકયતા નથી, બંનેની અન્યોઅન્ય સ્નેહ ભાવના નથી, તે દેશ કદી પણ ઉજ્જવળ બનવો અસંભવિત છે. માટે દરેક ધાર્મિક રાજાએ પ્રજામતના અવાજને માન આપવુંજ જોઇએ.

સત્તાનો બે રસ્તે ઉપયોગ થઈ શકે છે. સત્તા એ બે ધારી લોખંડની ધાર છે, જો તેનો સન્માર્ગે ઉપયોગ થાય તો તેના સમ બીજી કોઈ શકિત નથી, પણ આજ સત્તાનો જો ગેરઉપયોગ થાય તો પ્રજામાં અરસ પરસ બેદીલી, તથા નાફરમાનીફેલાય છે. એ સત્તા સામે જ્યારે ખરો મનુષ્ય બહાર પડે છે, ત્યારેજ તે પાપી સત્તાનો અંત આવે છે.

રાજસિંહની સત્તા સ્વાર્થમય, ક્ષત્રી કુળને એબ લગાડનારી તથા પ્રજા દ્રોહી હતી. આ સત્તા સામેજ મહેન્દ્ર મરણીયો થઈને બહાર પડયો, તેને રાજસિંહના પ્રપંચી કારસ્થાન, મણીપુરનું અંધેર, તથા ગુલાબરાયના દગાબાજ ભયંકર કર્મો પોતાની ચક્ષુ સમક્ષ તરી વળ્યા, આવાં દુષ્ટ મનુષ્યોના જીવન સંસારમાંથી સદાને માટે નષ્ટ કરવા તથા પ્રજામાં શાન્તીનો વિજય વાવટો ફરકાવવા તે બહાર પડયો.

ઘોર રાત્રીનો સર્વત્ર અંધકાર પથરાયો હતો. હિંસક પ્રાણીઓ પોતાની વિકાળ ચીસથી જંગલમાં ગર્જના કરી પોતાનો શિકાર શોધવા નીકળી પડયા હતા; તેને જોઈ બીજા ગરીબ પ્રાણીઓ પોતાનો પ્રાણ બચાવવા જંગલની ગીચ ઝાડીમાં છુપાઈ જતા હતા. મુકતા જેલમાં બેઠી હતી. તેને આજની રાત્રી અગમ્ય તથા ભયંકર ભાસવા લાગી, હરહમેશની સહોદર શાન્તા પણ આજે ચાલી ગઇ હતી. મુકતા વિચાર કરવા લાગી, શું શાન્તા જેવી તરૂણ સુંદરી આવા પ્રપંચી કારસ્થાનમાં સપડાય તે આટલી બધી નીચ બની હશે? મારા શિરછત્ર મહેન્દ્ર પર ખુનનો આરોપ મુકાયો તે વાત શું સાચી હશે? શું આવા દુઃખદાયક પ્રસંગમાંજ અમારા બંનેની જીંદગી પુરી થશે? પરમાત્મા હવે તો જરા સામું જો, મારા ક્યા અઘોર પાપની સજા આજે હું આ કારાગ્રહમાં ભોગવી રહી છું? શું હવે મારૂં શિર પટકાવી મારે

આત્મહત્યા કરવી? જો તેમ કરીશ તો મહેન્દ્ર શું જાણશે કે મેં તેના વાસ્તે શા શા કષ્ટો સહન કર્યાં છે? એકવાર પણ જો તેની મુલાકાત થાય તો મારા મનની સર્વ વાત તેને જણાવી પછી આ દુ:ખી જીવનનો અંત આણું.

આખી રાત્રી તેણે આવા હૃદયભેદક કલ્પાંત કરવામાં ગાળી. પ્રાત:કાળ થયો; તેણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે ગમે તે પ્રયત્ને અહીંથી નાસી છુટવું; પણ ચંદ્રપ્રભાએ મને ફરી મળવાનું વચન આપ્યું હતું, માટે જો તે મળે તો મહેન્દ્ર વિષે કંઇપણ ખુલાસો તેની પાસેથી મળશે. તે મહેન્દ્રને ચાહે છે, તે હીને મહેન્દ્રનું નામ સાંભળતા તે કેવી ચકીત થઇ હતી? શું મારો પ્રિય મહેન્દ્ર! તેના પ્રેમમાં તો નહિ ફસાયો હેય? ના, ના, તેમ તો નજ બને, દેખાવ પરથી તો ચંદ્રપ્રભા દયાળુ જણાય છે. જો આજે તેની મુલાકાત થાય તો ગમે તે પ્રયત્ને તે વાતનો તેની પાસેથી સાર મેળવું એટલામાં સામેથી ઘોડેસ્વાર આવતો જણાયો. મુક્તાએ વિચાર્યું કે મારો પ્રિય મહેન્દ્ર આવતો હશે પણ તેને શી ખબર કે હું અહીં છું? શાન્તાના કહેવા પ્રમાણે જો તેનાપર ખુનનો ખોટો આરોપ મુકાયો હોય તો પછી તે છુટા કયાંથી હોય? પ્રભુ તેનું શ્રેય કરજો.

ઘોડેસ્વારને નિહાળતાંજ મુક્તાએ પોતાની આંખ બંધ કરી, અને બોલી કે આવી પહોચ્યો ધર્મનો ખુની!

રાજસિંહ આજ ઉલ્લાસમાં હતો. તેણે ધાર્યું હતું કે શાન્તાએ મુક્તાને સમજાવી મારા તરફ તેનું દીલ લલચાવ્યું હશે. તેણે આવતાની સાથ, જેલની ચોપસ દ્રષ્ટિ ફેંકી, પણ શાન્તા જોવામાં આવી નહિ. તેણે મનમાં વિચાર્યું કે મારે તો મુક્તાનું કામ છે, શાન્તા હોય ન હોય કે તેથી મારે શું? આમ વિચારી મુક્તા પ્રત્યે કહેવા લાગ્યો.

રાજસિંહ—મુકતા ! શું વિચાર કરે છે ?

મુકતા—વિચાર બીજો શાનો ? ફકત એક મારા પ્રિય મહેન્દ્રનોજ.

રાજસિંહ—મુકતા ! હવે તો તું તેની આશાજ છોડી દે, તેના શીરે ખુનનો આરોપ હોવાથી તેને મોતની શિક્ષા આપવામાં આવશે. મેં ચોપાસ તેને પકડવા સિપાઈઓ મોકલ્યા છે, તે સત્વર અહીં તેને પકડી આવવા જોઇએ. માટે માન, અને મારી સાથે લગ્ન કરી સુખી થા.

મુકતા—કુમાર ! આ બોલો આપને ન ઘટે, દુઃખીને મદદ કર્તા થવું તેને બદલે મહેન્દ્ર પર ખોટું ખુનનું આળ ચડાવી શા માટે પ્રભુના ગુન્હેગાર બનો છો ?

રાજસિંહ—આ સર્વ ગુન્હા તારા માટેજ કરૂં છું, જો તું તારો પ્રેમ મને અર્પણ કર તો મહેન્દ્રને સર્વ વાતે સુખી કરી તેને અઢળક રાજ્ય વૈભવની સાયબી આપું, પણ તે બધો આધાર તારા બોલ ઉપર છે.

મુકતા—અંધુ ! આવી નીચ વાત કરી શામાટે મને સતાવો છો ? મારો ટેક એકજ છે. પાણી વલોવવાથી શું માખણ મળશે ? હવે મને છંછેડવી છોડી દો, તમારી સાથે વાત કરતાં પણ મને શરમ આવે છે.

રાજસિંહ—મુકતા, તીરસ્કાર યુક્ત વાત સાંભળવા હું તારી પાસે આવ્યો નથી, પણ તારા પ્રેમના પ્યાસી તરીકે અહીં આવ્યો છું.

મુકતા—કામાંધ ! મારામાં તેં શું જોયું ? મારા દેહ પર તને મોહ થવાનું કંઇ કારણ ?

રાજસિંહ—મુકતા, તારા ગુલબદન યૌવનના ખીલેલા બાગમાં હું રસ ચુંટવા આવ્યા છું.

,, રસ રંગ ભરી તું પ્રિયતમા, રસ રંગથી છલકાય છે,
,, જોઈ તને ઓ પ્રેમ બાળા, આ હૃદય અગ્નિ થાય છે,
,, મીઠા, મધુરા ગાલ પર, લાલી શું કોમળ વ્યાપતિ,
,, આ બાહુ કમ્પે ભેટવા, શોભા રસીલી આપતી.

મુકતા—ચુપ કર ચંડાળ! ખેંચી નાખ આ તારી બોલતી જબાનને, મળ મુત્રથી ભરેલા આ હાડપિંજર ઉપર તું શું મોહ પામ્યો છો? જો આ આંખપર મોહ પામ્યો હો, તો તે કાઢી આપું કે જેથી તારા જેવી પાપની મૂર્તિ પુનઃ જોવા ન પામે. જો લોહીના વિકારથી વિકરાયેલા આ જંગા ઉપર મોહ પામ્યા હો તો તે જંગા ચીરી આપું. બોલ બોલ કામાંધ કુતરા, કઈ ચીજ પર તું મોહ પામ્યો છો?

રાજસિંહ—કોના આધાર પર આવા ગર્વિષ્ટ શબ્દો બોલે છે? તું જાણે છે કે તું પરતંત્ર છે હું ચાહે તે કરવા, આ સ્થળે શકતીમાન છું.

મુકતા—નીચ, જેને કોઈનો આધાર નથી; તેનો બેલી પરમાત્મા છે.

" નહિ આધાર જેને છે, પ્રભુ બેલી થશે તેનો,
" કનયો કાન નંદનો લાલ, ભુલે છે દુષ્ટ તું શેનો,
" જ્યમ ધર્મ રાજની સદા, સત્ય ધર્મમાં મતિ એક છે,
" ત્યમ સતી ક્ષત્રાણી તણો, સંસારમાં પતી એક છે.

રાજસિંહ—શું તને મોતનો ડર નથી? જીવની પરવા નથી?

મુક્તા—ના, શુદ્ધ ક્ષત્રાણીઓ પોતાનું શીયળ સાંચવવા મોતથી ડરતીજ નથી.

,, સતી નારી જીંવની પરવા કદી કરતી નથી
,, જે વરી એકજ નાથને, તે અન્યને વરતી નથી
,, નારી નથી તે નાગણી, જે પાપથી ડરતી નથી
,, રમણી નથી તે રાક્ષણી, જે શીયળ સાંચવતી નથી
,, કટકા થતા આ દેહના, મમ શીયળને ચુકું નહિ
,, છે પ્રાણ ચેતન દેહમાં, મમ મહેન્દ્રને ભુલું નહિ.

રાજસિંહ—શા માટે હઠ કરી મોતને આમંત્રણ આપે છે? હું જીવ જતાં પણ મારી આશા પુર્ણ કરીશ. ગુમાની બાળા યાદ રાખજે કે

,, રહી જેલખાનામાં, યૌવનને રૂપ સડી જાશે,
,, ઉછળતું આ ચમકતું લોહી, માટીમાં મળી જાશે
,, જોઈ લે ભર્યું છે તારૂં મોત, આ જીવલેણ સંચામાં,
,, આજે ભર્યો છે તારો અંત, આ વજ્રમય તમંચામાં.

મુક્તા—ભલે ચાહે તેટલો જુલ્મ ગુજાર. હું પણ હવે મરવાને તૈયાર થઈ છું.

,, જોઇએ તો ઉતારી શીશ આપું, શીશની વીણી બનાવી લે,
,, જોઇએ તો ચીરી ચામ આપું, ચામનું કફન બનાવી લે,
,, જોઇએ તો કાઢી હાડ આપું, હાડની ગેડી રમાડી લે,
,, જોઈએ તો ચીરી જાંગ આપું, તેને નર્કનું સ્થાન ધારી લે,
,, અરે જોગે તો નસોના તાર આપીશ, પરંતુ મન નહિ મળશે,
,, જોશે તો નિચોવા લોહી આપીશ, પરંતુ તુજ આશ નહિ ફળશે.

વાંચક! આપણે મુક્તા તથા રાજસિંહને અહીં છોડી પ્રભાતસિંહ મહેન્દ્ર તરફ વળીયે.

મહેન્દ્ર આ સમયે કોચપર બેસી જુદીજ ઘટના ઘડી રહ્યો હતો. મહેન્દ્રને પોતાના તરફ લલચાવવા માટે પ્રભાએ સુશોભિત વસ્ત્રાલંકારો સજ્યા હતા. તે બિચારીને શું ખબર કે મહેન્દ્ર આજે શી નવાજુની કરનાર છે? તેના વિચાર દરેક પળે બદલાતા હતા, તેને આજે ક્યાંય ચેન પડતું નહતું. તેણે અંતરમાંથી ઉંડો નિશ્વાસ નાખ્યો. અને બોલ્યો. પ્રભુ! મારે કયાં સુધી આમ સ્વસ્થ બેસી દિવસ કાઢવા? હું શુદ્ધ ક્ષત્રી વીરનર હોવા છતાં નાદાન માફક આમ કર્મપર આધાર રાખી કયાં સુધી બેસી રહીશ? હવે તો આ જમાનો એવો છે કે મારે તેની તલવાર. તલવાર નામ તેના મુખપર આવતા સામેની ભીંતપર તેની નજર પડી. તરત શમશેર મ્યાનસહીત હાથમાં લીધી, અને પ્રભા પ્રત્યે બોલ્યો.

મહેન્દ્ર—પ્રભા આનું નામ શું?

પ્રભા—આનું નામ તલવાર છે. એ નીચ રાજસિંહની તલવાર છે. તેને તમે મુકી દો, તે તમને લાગી જશે.

મહેન્દ્ર—ના પ્રભા તું ભુલી, આ તલવાર રાજસિંહની નહિ, પણ પરમાત્માએ આપેલી ભેટ સમજું છું. જો જો પ્રભા! મને જોઇ આ તલવાર શરમાય છે, મને જોઇ તે પોતાનું તેજ ઝાંખુ કરી નાખે છે. એ શા માટે એમ કરતી હશે?

પ્રભા—એને તમારા તરફ દયા આવતી હોવી જોઇયે કે આવા સુકુમાર બાળકે મને શા માટે હાથમાં લીધી?

મહેન્દ્ર—ના ના, તે મારી દયા નથી ખાતી, પણ મને ધિક્કારે છે. મને જોઇ તે લજ્જાય છે. પ્રિય તલવાર! હવે શરમાઇશ નહિ, અત્યાર સુધી મારા જીવનમાં તું મારા હાથમાં આ પ્રથમજ આવેલી છે. આટલું કહી તેને ચુંબન કરવા લાગ્યો.

**પ્રભા**—મહેન્દ્ર ! આ શું કરો છો? કોઈ જોશે, તો તમને ગાંડા કહેશે.

**મહેન્દ્ર**—પ્રભા! હું તો ગાંડો છું, દિવાનો છું, જ્યારથી મારા હાથપર આ તલવાર આવી છે, ત્યારથી હું વધારેને વધારે વેરની આગમાં દિવાનો થયો છું.

**પ્રભા**—પણ આ તલવાર લઈ આપ શું કરશો ?

**મહેન્દ્ર**—હું શું કરીશ ? પ્રભા સાંભળ, બરાબર સાંભળ. આજે આ રણઘેલી તલવારથી હું દુષ્ટ જીવોને યમદ્વાર પહોંચાડીશ.

**પ્રભા**—એમાં તો હું કંઇ પણ સમજતી નથી. પ્રિય મહેન્દ્ર આમ કરી તમો મને શા માટે શા ભ્રમમાં નાંખો છો ?

**મહેન્દ્ર**—પ્રભા ! નથી સમજતી તો હવે બરાબર સમજી લે. મારી આ સ્થિતિ કરનાર એ નીચ રાજસિંહનો આ શમશેરથી જાન લઇશ.

**પ્રભા**—તમો તો દિવાના થયા છો, આમ કરી શા માટે તમો તમારા મગજને તપાવો છો ?

**મહેન્દ્ર**-પ્રભા ! હજુ હું દિવાનો થયો નથી, દિવાનો તો હું હવે થઈશ વેરની આગમાં જરૂર આજે હું દિવાનો થઇશ.

**પ્રભા**—મહેન્દ્ર ! આપ આવા બોલ બોલી મારા જીવને તમો દુઃખી કરો છો. પ્રભુએ આપેલા સુખના સમય શા માટે જતો કરો છો ?

**મહેન્દ્ર**—પ્રભા મારા સુખનો દિવસ તો સદાને માટે અસ્ત થયો છે. તે ક્યારથી તે તું જાણે છે? જ્યારે બગીચામાં મુક્તાના કંઠમાં બીજા પ્રેમીનું મીલન જોયું ત્યારથીજ મારા

સુખનો દિવસ નાશ પામ્યો છે. મારા આશાના તાર સાથ અગડી રહેલા નાવને તેણેજ મધ્ય સમુદ્રમાં ડુબાડી દીધું. છો પણ પ્રભા! તે નવીન 'રાજકુમારના', મુકતાના, તથા હીચકારા રાજસિંહના આજે શા હાલ થશે તે તું જાણે છે?

પ્રભા—તો શું આપ તેની સાથે લડવા માગો છો?

મહેન્દ્ર—હા! આ રણઘેલી શમશેર એજ આજથી મારી સહોદર છે, આનાથી હું મારી ધારેલી આશા પૂર્ણ કરીશ, પાપીઓને પાપની શિક્ષા આપી તેને આ શમશેરથીજ યમદ્વાર પહોંચાડીશ. વેરનો બદલો વેરથીજ લઈશ. હૃદયમાં પ્રગટી રહેલી આગજ્વાળાને આનાથીજ શાન્તિ આપીશ. હવે આ સંસારમાં મારૂં પ્રિય કોણ છે? પ્રિય શબ્દપર અંગાર ઉઠો, સ્નેહમાં ભયંકર દાવાનળ પ્રગટો, આ શમશેર એજ મારી જીવનદોરી! આ સમયે એજ મારી કામધેનુ! એજ મારો ગુરૂ! એજ મારી રક્ષક! અને એજ મારી જીવન જ્યોતિ છે, એજ મારૂં શ્રેય કરશે. એનાથીજ વિશ્વમાં હું સત્યતાની ઝાંખી કરાવીશ, તથા કુલટા કામાંધ નરપિશાચોના બદકૃત્યો ખુલ્લા કરી અધર્મ, તથા અનીતિને વિશ્વમાં છાપરે ચડાવીશ. પ્રભા! આ શીર તારૂં ઋણાનુબંધી છે, મારા પર તેં અનેક ઉપકારો કર્યા છે, તારી સ્નેહભરી અમીમય દ્રષ્ટિ હું કોઇ કાળે વિસરી શકું તેમ નથી. આ બધા ગુણનો બદલો હું સમય આવ્યે આપીશ, કદાચ તેમ નહિ આપું તો વિશ્વના પ્રતીપાળક વિશ્વંભરના દરબારમાં તો જરૂર આપીશ હવે મને જવા દે.

પ્રભા—મહેન્દ્ર! આમ ન બોલો, મને તરછોડી ન જાઓ, મને ન ડુબાઓ. તમારા સિવાય આ જગતમાં મારૂં શુભેચ્છક કોણ છે? મને એકલી મુકી તમારે ચાલ્યા જવું એ શું તમોને ઘટારત છે?

મહેન્દ્ર—ક્ષત્રી પુરૂષોએ જે ફરજ બજાવવી જોઇએ, તે ફરજ હું બજાવું એ શું મને ઘટારત નથી?

પ્રભા—ત્યારે તો મારે તમારા પ્રેમમાંજ ઝુરી મરવું કે?

મહેન્દ્ર-પ્રભા! તું મને ચાહે છે, હું તને ચાહું છું, બંનેની ચાહના પ્રેમમય છે, છતાં તારી ચહના દેહ પ્રેમમાં મને ભસ્મ કરવાની છે. મારી ચાહના તારા વિશુદ્ધ પ્રેમને પ્રકાશીત કરવાંની છે. તું યુવાનીના મદમાં અંજાઇ તારૂં ભાન ભુલી છો, હું જો તારી માફક વર્તું; તો વિશ્વમાં આપણે બને હીણાઈશું, શુદ્ધ સ્નેહપર સદાં તાળાં દેવાશે. કામાંધ કીડાઓ દેહ પ્રેમમાં પટકાઇ જઈ વિષય વાંચ્છના પુર્ણ કરે છે. તેમ આપણે શા માટે કરવું જોઇએ? મારાથી તેવો મલીન પ્યાર થઇ શકે તેમ નથી. હવે મારો બધો મોહ નાશ પામ્યો છે. ફકત વેરની ધુનમાંજ હવે હું દિવાનો છું, હવે તો શત્રુના શોર લોહીના ફુવારાઓ ઉડાવીશ ત્યારેજ મને શાન્તિ થશે.

પ્રભા મહેન્દ્રને કંઈ કહેવા જતી હતી, એટલામાં જેલખાનામાંથી હૃદયભેદક અવાજ સંભળાયો કે "અરે આ નરાધમ મનુષ્યના પંજામાંથી મને કોઇ બચાવો" મારા શીયળનું રક્ષણુ કરો."

વાંચક! મુકતા રાજસિંહના પંજામાં જેલખાનામાં સપડાઈ છે, તથા દુષ્ટ રાજસિંહ તેના પ્રેમની માગણી કરી રહ્યો છે, તે વાત આગળ તમો જાણી ગયા છો, દુષ્ટ રાજસિંહનો વીનવણીનો જ્યારે મુકતાએ ઈન્કાર કર્યો ત્યારે આ નરાધમ તેનાપર કુદી પડયો, મુકતાને જમીન પર પટકી, આથી, મુકતાએ આક્રંદમય ચીસ પાડી કોઈની મદદ માગી. આ બુમ સાંભળી મહેન્દ્ર સમજી ગયો કે આ તો નીચ મુકતાનીજ કારમી ચીસો છે, મારે અને

તેને હવે શું? હવે મારે તેનું મુખ શા માટે જોવું જોઇએ? પુનઃ મુકતાએ ચીસ પાડી; અરે મહેન્દ્રરાજ! મારા પ્રાણેશ! તમો કયાં છો? આ દુષ્ટ રાક્ષસના પંજામાંથી મને છોડાવો. અરેરે! કોઈ ક્ષત્રીવીર જાયો મારી વ્હારે ધાઓ.

મુકતાની આ કારમી ચીસ સાંભળી પ્રભનો તિરસ્કાર કરી મહેન્દ્ર શમશેર લઇ જેલખાના તરફ જવા લાગ્યો, પ્રભાએ તેને તેમ કરતો અટકાવ્યો, અને બોલી.

પ્રભા—મહેન્દ્ર! તમો સાહસ કરી તમારી જીંદગી જોખમમાં નાખો છો, શું તમો રાજસિંહનો પરાજય કરી શકશો?

મહેન્દ્ર—પ્રભા! રાજસિંહ તો શું? પણ ગમે તેવો વીર ક્ષત્રી જાયો આ સમયે મારી સમક્ષ ઉભો રહી શકે તેમ નથી, વિશ્વમાં મને હવે મૃત્યુનો પણ ડર નથી. હવે જીવીને પણ કરવું શું? આ બધા પ્રપંચી બનાવે મારૂં હૃદય વીંધી નાખ્યું છે. હવે તો મારા બધા દુશ્મનોનો સંહાર કરી, તેના રૂધીરથી આ ભવાનીને સ્નાન કરાવીશ ત્યારેજ મને શાન્તિ થશે.

પ્રભા—મહેન્દ્ર! હજુ માનો, શું સાહસ કરી આજે તેનું શીર ઉડાવવા માગો છો?

મહેન્દ્ર—હા! તે આજેજ! આ સમયેજ મેં દ્રઢ પ્રતિજ્ઞા કરી છે કે.

ઉડશે શીર ઠોકરોથી, શત્રુના મેદાનમાં,
લોહી પીશે તલવાર આજે, યુદ્ધના તોફાનમાં;
જીવ લઈશ કાં જીવદઈશ, પણ પ્રતિજ્ઞા તોડું નહિ,
મુકતા તથા તેના યારને, જીવતાં છોડું નહિ

ધ્યાનત પડે મુજપર, જો જીવતા જાવા દઉં,
હેવાન શત્રુ રાજસિંહનું, રૂધિર આજે હું પીઉં
મનુષ્ય નહિ પણ દૈત્ય તું, હેવાનનો હેવાન છે.
યાદ રાખજે રાજસિંહ, આજે જાનપર તોફાન છે.

ચમકતી વીજસમ ભવાની તૈયાર થા. આજે મારી પ્રતિજ્ઞા પુરી કરવી તારા હાથમાં છે. એટલામાં પુનઃ મુકતાની કારમી ચીસ સંભળાઈ.

મહેન્દ્ર—આવું છું. આવું છું, તારી મદદે આવું છું; જો કે તું તો વિશ્વાસ ઘાતી છે, પણ હું તો મારો ક્ષત્રી ધર્મ બજાવવા આવું છું.

આ વખતે મહેંદ્રની આંખમાંથી આગનો વર્ષાદ વર્ષતો હતો. તે ખુલ્લી તલવાર લઇ ચંદ્રપ્રભાના મકાન નીચે કુદી પડયો. અને જેલ પાસે રાજસિંહ ઉદ્દેશી કહેવા લાગ્યો.

રાજસિંહ સંભાળ.

" ઉડી જાશે ફના થાશે; મગજમાં જે હશે ફાંટો."
" છેદાઇ જાશે પલકમાં, અગર જો ઘુંચશે કાંટો."

રાજસિંહ—કોણ ભિખારી મહેંદ્ર! યાદ રાખજે કે

વારે ચડયો છે; આ નારની, પણ ઓળખે છે તું મને,
સંભાળી સામો આવજે, આજે ના જીવતો છોડું તને

જા ભિખારી જા, હજુ પણ ચેતાવું છું કે જીવવાની ઈચ્છા હોય તો એક પણ શબ્દ બોલ્યા સિવાય સત્વર અહીંથી ચાલ્યો જા.

મહેંદ્ર—શું હું ન બોલું?

ઈજ્જત વહે હિંદ નારની, ને વિર શું સાંખી રહે,
દેવાય દાંડી યુદ્ધની, ને મર્દ શું બેસી રહે.
વનવન રખડતા કેશરી, શું હુચ્ચાર ના બોલે;
સાજ પર પડે હાથ, તો શું તાર ના બોલે.

રાજસિંહ—મહેંદ્ર મને લાગે છે; કે આજે તું તારા મોતને સાથે લાવેલ છે હજી તું આ રાજસિંહની બહાદુરીને નથી જાણતો મારી આ એક આંખથી આ જંગલ આખું ધ્રુજે છે. શત્રુઓ મને જોતાંજ પોતાનું શીર મારા ચરણમાં નમાવી ચાલતા થાય છે.

જોઈ આ રાજસિંહની તલવારને,
પહાડો પણ પોતાનું માન મુકે,
ધરણી મમ ધબકારથી ચક્ર સમ ડોલતી,
ગર્ભણી નારના ગાભ છુટે.
જોઇ આ સિંહની જનુની આંખને,
શત્રુઓ બધા કમ કમે છે.
સાંભળી આ વીરની ગર્જનાને,
નભ મંડળ બંધુ થર થરે છે.

મહેંદ્ર—ભુલ્યો રાજસિંહ; તું ભુલ્યો, આ બરાડા પાડવાનું મેદાન નથી. આ દોલતસિંહનું ઘર નથી કે આ વીર કેશરી ડરી જશે. બરાડા તો ગધેડા પણ બહુ પાડે છે. આ આગળનો મહેંદ્ર નથી, કે તમારા બરાડાથી ડરી જશે. એ દિવસ ગય. હવે તો હું મરણીયો થયો છું. આજે મારી પ્રતિજ્ઞા છે કે—

"લાસ રખડશે તારી આ મેદાનમાં,
મરતાં તને કફન મળશે નહિ;"
"કાગને ગીધ ખાસે એ લાસને,
આગને તે કદી પામી શકશે નહિ."

"મેઘની ગર્જના સાંભળી કેશરી,
પટકતો શીશને પહાડ સાથે."
"તેમ આ મહેન્દ્ર પણ વેરની આગથી.
ઘુમતો કાળ થઇ તુજ માથે."
"ઝખમ છે જીગરમાં આગ સળગી રહી,
પી તુજ લોહીને શાંત થાશે:"
"ચમકતી તલવાર આ અધીરી થઇ રહી.
ચીરતી હૃદયને પાર જાશે"

આટલું કહી મહેન્દ્ર વિકાળ સિંહની માફક રાજસિંહ પર તુટી પડયો, રાજસિંહ જમીન પર પટકાતાં મહેન્દ્રને વિનવણીથી કહેવા લાગ્યો મહેન્દ્ર! મને માફ કર. હું શરણાંગત છું, ક્ષત્રીએ પરાજય પામેલા વીરને માફી બક્ષવી એ તેનો ધર્મ છે, આ સમયે મારી પર દયા કરી મને માફ કર, મને જવા દે! મને જીવતદાન દે, આજ પછી હું તારૂં નામ નહિ લઉં.

મહેન્દ્ર—બોલ, બોલ રાજસિંહ કયાં ગઇ તારી બહાદુરી? કયાં ગઇ તારી રાજસત્તા? કયાં ગયા તારા મદદગારો? શું કોઇ તારો મદદગાર નથી?

રાજસિંહ—બહાદુર મહેન્દ્ર! મને છોડી દે. મને રાજ્ય ભોગવવાની ઉમેદ છે. મને જીવતદાન દે. આજથી સોગન ખાઉં છું; કે મુકતા મારી બેન છે. હું તમોને મારા રાજ્યમાં મોટી પદવી આપીશ.

મહેન્દ્ર—રાજ્યની લાલચ! અરે રાજ્યની લાલચ દોલતસિંહને આપતાં ન ધરાયો, કે એ લાલચ મને આપે છે. રાજસિંહ આજે તારો નાશ કરવાની મેં પ્રતિજ્ઞા કરી છે, છતાં પણ મને ક્ષત્રી ધર્મ યાદ આવે છે કે ગમે તેવો ગુન્હેગાર પણ જો તે

માફી માંગે તો તેને માફી આપવી. જો મારે તારો નાશ કરવો હોય તો અહીં શી વાર છે? પણ ના, ના, તારા જેવા ભીરૂ રાજકુમારને મારતાં મને શરમ આવે છે. ઉઠ બેઠો થા, રાજસિંહ હું તારો દુશ્મન છું પણ હું તને એક ઉદાર સરત પર માફી આપુ છું. તે સાંભળ. તારા શીશને મ રા ચર્ણમાં નમાવી જ્યાં સુધી મારી નજર પડે ત્યાં સુધી ચાલ્યો જા. મોતની બીકથી બીકણ બનેલો રાજસિંહ તરતજ મહેન્દ્રના ચર્ણમાં મસ્તક નમાવી પાછે પગે ચાલતો થયો. મુક્તાને જોતાંજ તેને બગીચાનો બનાવ પુનઃ યાદ આવ્યો, કે ધાવેશમાં મુક્તાનો હાથ પકડી બોલ્યો.

મહેન્દ્ર—નીચ! વિશ્વાસઘાતી! પ્રપંચી મારા જેવાને ઉંડે કુવે ઉતારી અધવચથી દોર તોડનારી કાળી નાગણ તારી મદદે પેલો તારો નવીન પ્રિય ન આવ્યો કે મારૂં નામ લઈ મદદ માંગવા તને વખત આવ્યો?

મુક્તા—પ્રિય મહેન્દ્ર! આપ આ શું બોલો છો? હું શું વિશ્વાસઘાતી; ના, ના નાથ મેં કોઇપણ ગુન્હો કર્યો નથી. હું નિર્દોષ છું.

મહેન્દ્ર—બસકર અપ્સરાના રૂપમાં છુપાયેલી ડાકણ તું નિર્દોષ કાં?

મુક્તા—નાથ! હું સમજી શકતી નથી; કે આપ શા માટે આમ બોલો છો? અરેરે! તમારા માટે મેં અનેક કષ્ટો સહન કર્યાં છે. દિનરાત તમારા નામની માળા જપતી હું દિવસ ગુજારૂં છું. તમારા મેળાપની આશાએ હું આ દેહ રાખી રહી છું; છતાં આપ મારા ઉપર આટલા રોષે શા માટે ભરાઓ છો?

મહેન્દ્ર—હજુ પણ તું તારૂં પાપ છુપાવે છે? મેં મારી આંખથી જોયું કે તું તારા બીજા સ્નેહીના કંઠમાં હાથ નાખી પ્રેમ કરી રહી હતી તથા દિલ ચીલાવી રહી હતી. મુક્તા તને અને તારા કુળને ધિક્કાર છે.

મુકતા—નાથ, નાથ. આપ આ શું બોલો છો? શું હું બીજા પ્રેમીના પ્રેમમાં? ખોટું; સ્વામી તદ્દન ખોટું. આ આપનો ભ્રમ છે.

મહેન્દ્ર—અરે કામાંધ દુષ્ટ પીશાચણી હજુ તારૂં પાપ છુપાવે છે? શું કરૂં કે તું સ્ત્રી જાત છે; નહિ તો તારી જીંદગીનો અંત અહીંજ આણુત, જો પ્રથમથીજ મને આવી ખબર હોત, તો હું તારો સંગ ન કરત. હું ન હોતો ધારતો કે તું મારા જીવનમાં કાંટારૂપ થઇ પડીશ. હું તે સમયે ન સમજી શકયો કે તારા બોલવામાં હળાહળ વિષ રેડાયું છે.

"અંદર ભર્યું હોય ઝેર, ઉપરના ભાવ જુદા છે.
"પ્રથમ બોલે મધુરા બોલ પછીના બોલ જુદા છે.
"હસ્વાનો ભાવ જુદો છે, રડવાનો મર્મ જુદો છે,
"સમજી, ના શકયો હું, કે તારા અંતરનો ભાવ જુદો છે.
"ઉપરથી બતાવે શીતળતા, પણ અંદર આગ સળગેછે,
"સમજી ના શકયો ત્યારે કે, નારી જીગરમાં નાગ રાખે છે.

મુકતા—ન બોલો નાથ આમ ન બોલો! આપ મારાપર ખોટું આળ ન મુકો. દેવના સોગન ખાઇને કહું છું કે હું તદ્દન નિર્દોષ છું. જો મેં આપના સિવાય અન્ય પ્રેમીપર દ્રષ્ટિ કરી હોય તો મારા દેહમાં કીડા પડો. લાવો સ્વામિ મને તલવાર આપો. હું મારૂં હૃદય ચીરી મારી પવિત્રતાની ખાતરી કરી આપું કે મારી નસેનસમાં મહેન્દ્રનું નામ પ્રસરી રહ્યું છે કે નહિ? એ તલવારથી શુદ્ધ ક્ષત્રાણીના હૃદયની કિંમત કરી આપું, આમ કહી મુક્તા મહેન્દ્રના હસ્તમાંથી શમશેર ખેંચવા ગઇ એટલે મહેંદ્ર તેને ધિક્કારથી કહેવા લાગ્યો.

મહેન્દ્ર—દુષ્ટ પાપીણી! તારૂં શ્યામ મુખ મારાથી દુર કર, આમ કહી મહેન્દ્રે મુકતા પર પોતાના ચરણુની એવી ઠોકર મારી કે જે ઠોકરથી મુકતાનું શીર જેલના દરવાજા સાથ જોસથી અથડાયું, અને તેમાંથી રૂધીરની ધારા વહેવા લાગી.

મુકતા—હું નિર્દોષ છું, સ્નેહી શું? પ્રેમી શું? હું કંઇ સમજતી નથી.

મહેન્દ્ર—ચુપકર! એક ગુન્હો છુપાવવા બીજો ગુન્હો ન કર.

મુકતા—હું પરમાત્માના સોગન ખાઈ કહું છું કે હું કોઈ વાતમાં જાણુતી નથી.

મહેન્દ્ર—સ્ત્રી ચરિત્રના ગુઢાર્થ પાઠ ભણી, કાકલુદી ભરેલા બોલ ન બોલ, તારૂં પાપ મેં નજરો નજર જોયું છે, તે શું ખોટું?

મુકતા—તદ્દન ખોટું પ્રિય કુમાર તદ્દન ખોટું! હું આપની ભુલનો ભોગ થઇ પડું છું, કુમાર દયા કરો નિર્દોષ પર આળ ચડાવી ઇશ્વરના ગુન્હેગાર ન બનો. પરમાત્મા મારી સત્યતાની વ્હાર કરશે.

મહેન્દ્ર—પરમાત્માનું! પવિત્ર નામ તારા મુખમાં ન શોભે, શું પરમાત્મા એવો અન્યાયી છે કે તારા જેવી પાપીણીની રક્ષા કરે?

મુકતા—ઓ પતીતપાવની સરીતાઓ! જળ, સ્થળ, તથા વનમાં વિહાર કરતા પુજ્ય દેવતાઓ! જંગલમાં ઉગેલા વૃક્ષો કોઇ તો મારી વ્હારે ધાઓ, અરેરે! હું નિર્દોષ દોષીત થાઉં છું. કેમ કોઇ બોલતું નથી? ઓ જગતના તાત! તું શું કરે છે? સત્યતાની વ્હાર કરવામાં તું શા માટે વિલંબ લગાડે છે?

હું પવિત્ર નથી? મારા હૃદયમાં મહેન્દ્રના નામનો ઘોષ વહેતો નથી? શું હું પાપીણી છું? આ પ્રભુ! ભરાસભામાં લાજ લેતી વખતે જેમ દ્રૌપદીની રક્ષા કરી હતી, તેમ આ વખતે હે દીનદયાળુ તું મારી વ્હાર શા માટે કરતો નથી? તું ગરીબનો બેલી છો, છતાં મારી દાદ કેમ લેતો નથી? તું આમ કરીશ તો તને દયાળુ કોણ કહેશે? ન થા, ઓ શ્રી હરી આમ છેક નમેરો ન થા.

મહેન્દ્ર—પાપીઓ પોતાના પાપને છુપાવવા ઘણાં કલ્પાંત કરે છે તેમ તેં પણ ઠીક આજે તાલ જમાવ્યો.

મુકતા—પ્રભુ! હવે હદ થાય છે! શું હું ખરેખર પાપીણી છું

મુકતાનો હૃદયભેદક વિલાપ જોઈ વીરમતી તરતજ ત્યાં આવી પહોંચી, અને દુરથી બોલી. મુકતા! પરમાત્મા સત્યતાનોજ સહાયક છે, પણ સત્યની કસોટી કર્યા સિવાય તે મદદગાર થતો નથી. મહેન્દ્ર! ભ્રમણામાં ન ભુલ, ચેત, આ બધા પ્રપંચી કારસ્થાન છે, મુકતા નિર્દોષ છે તે શુદ્ધ ક્ષત્રાણી વીરબાળા સદા પવિત્ર રહી છે. તેના જેવી આર્ય બાળાથીજ હિંદનું પ્રાચીન ગૌરવ શોભે છે. તેના જેવી વીરબાળાથી આ નંદનવન સમ જણાતો ભારતવર્ષ હજુ પણ પોતાના તેજથી ઝળહળી રહ્યો છે તેની તપશ્ચર્યા એજ હિંદનું જવાહીર! તેનું પતિવ્રતાપણું એજ હિંદનો અમુલ્ય વારસો! મહેન્દ્ર હવે સાહસ ન કરીશ, મુકતા નિર્દોષ છે, તું ભ્રમણામાં છો, પ્રભુ તમારૂં શ્રેય કરશે.

મહેન્દ્ર—શું મુકતા નિર્દોષ! હું ભ્રમણામાં! આ કોણુ બોલ્યું? આ બોલ મારા દયાના પવિત્ર દેવીનાજ! કયાં ગયા? શું તે ચાલ્યા ગયા? શું આ કમભાગ્યને દર્શન આપ્યા વિણ પાછા ગયા? અરેરે તેણે મને કેટલી વાર બચાવ્યો? આમ કહી મહેન્દ્ર મુકતાં પ્રત્યે કહેવા લાગ્યો, મુકતા? તું મને માફ કરીશ?

**મુકતા**—ન બોલો, એ મારા જીવનના આધાર આમ બોલી મને દોષીત ન કરો.

**મહેન્દ્ર**—મુકતા ! બગીચાગાં તારી સાથે રાજકુમાર હતો તે કોણ ?

**મુકતા**—તે તો શાન્તા હતી !

**મહેન્દ્ર**—નહિ, તે રાજકુમાર હતો.

**મુકતા**—કુમાર ! હું સત્યતાથી જાહેર કરૂં છું કે શાન્તાએ તે સમયે કુમારનો પોષાક પહેર્યો હતો, અને હાસ્ય રસમાં તે મને બનાવતી હતી. તે સમયે તમારા વિયોગના દુઃખે મારા નયનમાં નીર ભરાયાં, તે મારા કંઠમાં હાથ નાખી આંસુઓ લુછતી હતી.

**મહેન્દ્ર**—ત્યારે શું આ બધો પ્રભાનો પ્રપંચ ?

**મુકતા**—હું કેમ કહું ?

**મહેન્દ્ર**—મુકતા ! મારા જીવનની દેવી ! આ બધા પ્રભાના પ્રપંચ છે. આ પ્રપંચમાં તું પુરી ફસાઇ. મારા હસ્તેજ તે જાળમાં તું આ સમયે ફસાણી. અરેરે ! મેં પ્રથમથીજ કંઇ પણ જાણ્યા સિવાય તારા પર દુઃખનો ડુંગર તોડી પાડયો. તને નિર્દોષને મેં અપરમપાર તિરસ્કારયુકત શબ્દોનો પ્રહાર કર્યો. મેં તને પડતા પર પાટુ મારી. અગ્નિમાં ઘી હોમ્યું, આ સમયે હું તારો ગુન્હેગાર છું. જો જો, તારા શીરમાંથી ટપકતું રૂધીર મારા આ અવિચારી કર્મથી મને શ્રાપ આપી રહ્યું છે. જંગલના વનચર પક્ષીઓ પણ તારૂં રૂધીર જોઈ કીલ કીલ કરી મને ધિક્કાર આપતા ઉડી જાય છે. સુર્યનારાયણે પણ પોતાનો પ્રકાશ ખેંચી લઈ પૃથ્વી પર અંધકાર ફેલાવ્યો છે. અરેરે આખું જગત મારાપર ઉશ્કેરાયું હોય એવો મને ભાસ થાય છે.

મુકતા ! તું મને મારા આ દુષ્ટ કર્મની માફી આપીશ ? જો તું મને માફી આપીશ, તોજ આ સર્વે પ્રચંડ પહાડો ! વૃક્ષો ! પશુ પક્ષીઓ ! દેવાધિદેવો ! બધા માફી આપશે, આમ કહી મહેન્દ્ર મુકતાના પગમાં પડયો. આ જોઇ મુકતા હસ્ત જોડી મહેન્દ્રને કહેવા લાગી.

**મુકતા**—મારા મુગટ મણી ! મારા પ્રિય શ્રેયકર ! આમ કરવું તમને શોભે ? આમ કરી તમો મનેજ પાપીણી બનાવો છો, એ આપ શું જાણુતા નથી ? હુંજ તમારા ચરણ કમળમાં વાસો કરનારી દાસી તેને આમ કરી આપ લજ્જાઓ છો, કાન્ત ! હવે તમો રૂદન કરતા અટકો ! હું તમોને માફ કરવા લેશ માત્ર અધિકારી નથી, મારૂં તન, મન, તથા ધન આપજ છો, ત્યારે મારી પાસે શું રહ્યું ? છતાં પરમાત્મા પાસે માફી માંગો કે જે અંતરયામી આપણા વિઘ્ન દુર કરી આપણું શ્રેય કરે.

એટલામાં સામેથી ગુલાબરાય તથા બીજા ઘોડેસ્વાર આવતા જણાયા. આ જોઇ મુકતા ભયથી બોલી, પ્રિય મહેન્દ્ર ! ચેતો સામેથી દુશ્મન આવતા જણાય છે.

**મહેન્દ્ર**—પ્રિયા ! એમાં ડર શાનો ? ક્ષત્રી પુત્રોને તો દુશ્મન સાથેજ જીવન વ્યતીત કરવું એજ તેના કર્મમાં લખાયેલું છે. આ શબ્દ બોલે છે, ત્યાં, સૈનિક સહિત ગુલાબરાય આવી પહોંચ્યો અને સિપાઇઓને હુકમ કર્યો કે મહેન્દ્રને પકડો.

**મહેન્દ્ર**—ગુલાબરાય, તું કોને પુછીને મને પકડવા આવ્યો છો ?

**ગુલાબરાય—રાજસિંહના હુકમથી ! મહેન્દ્ર ! તું જાણે છે કે તારા માથે ખુનનો આરોપ છે. માટે સત્વર મારે શરણે થા,**

નહિતર તને એકલો જાણી આ બધા સૈનિકો તારા પર તુટી પડશે.

**મહેન્દ્ર**—એકલો એટલે શું ? મારૂં બાહુબળ તમોને પુરા કરવા શકિતવાન છે, શું એક સુર્ય તમામ અંધકારનો નાશ કરતો નથી ? એકજ સિંહ આખા વનરાયને ગજાવતો નથી ?

**ગુલાબરાય**—બંધનમાં સપડાયો, છતાં અભિમાન છોડતો નથી ? મહેન્દ્ર ! આ બહાદુરના ઘા હજુ તેં જાણ્યા નથી.

**મહેન્દ્ર**—ગુલાબરાય, તારામાં બહાદુરી કેટલી છે ? તે હું બરાબર જાણું છું. રાજસિંહની તથા તારી બહાદુરી તો મેં તે દિવસ ચંદ્રપ્રભાના ઘરમાં બરાબર જોઇ છે, તે દિવસ શું તું ભુલી ગયો ?

**ગુલાબરાય**—મહેંદ્ર ! હજુ તો રાજસિંહના ઝપાટાને તું નથી ઓળખતો.

**મહેન્દ્ર**—સર્વને ઓળખું છું કે

દગાબાજ છે એ રાજસિંહને બાયલો તું સારથી
કાંપતા સૈનિક તે આ મહેન્દ્રની તલવારથી
જે હતા રણવીર તે તો સ્વર્ગના વાસી થયા
સાપ સૌ ચાલ્યા ગયા, પણ લીંસોટા બાકી રહ્યા.

**ગુલાબરાય**—હજુ અભિમાન છે ?

**મહેન્દ્ર**—આ તલવાર પર ગુમાન છે.

પાછળથી રાજસિંહે આવી મહેન્દ્રને પકડી લીધો. મુકતા મુર્છા ખાઈ જમીન પર ઢળી પડી. સૈનીકો મહેંદ્રને પકડી ચાલતા થયા.

---



વીણા તણા રંગરાગમાં, રજની બધી વીતી ગઇ,
આશા હતી જે અંતરે, તે આજ નિરાશા થઇ.

## પ્રકરણ ૧૫ મું.

# પ્રભાનો પશ્ચાતાપ.

नास्ति कामसमो व्याधिर्नास्ति मोहसमो रिपुः ।
नास्ति कोपसमो वह्निर्नास्ति ज्ञानात्परं सुखम् ॥

કામના સમાન અન્ય વ્યાધિ નથી. અજ્ઞાન સમાન કોઈ કટ્ટો શત્રુ નથી. ક્રોધ સમાન કોઈ દાવા નળ નથી, અને જ્ઞાન સમાન કોઈ સુખ આપનારૂં ફળ નથી.

મૂર્ખ માથે શિંગડા હોતા નથી, તેમ વિદ્વાન પુરૂષો માથે કાંઇ હીરા મોતીના હાર ઉગતા નથી, કોયલ અને કાગ દેખાવમાં એકજ રંગના બંને જણાય છે, પણ જ્યારે તેના મુખમાંથી વાચા પ્રગટે છે ત્યારે આપોઆપ બંનેની પરીક્ષા થઈ જાય છે.

ક્રોધ મનુષ્યનો મહાન વિરોધી કટ્ટો શત્રુ છે, ક્રોધી મનુષ્યથી સારા કાર્યો થઈ શકતા નથી. માટે ક્રોધાવેશમાં કંઇ પણ કાર્યો કરવાજ નહિ.

જયચંદ્રના ક્રોધે પૃથુરાજનો નાશ થયો.

સંત પુરૂષો ક્રોધને વશ થતાજ નથી, અજ્ઞાની પામર જનોજ ક્રોધને વશ થાય છે. દુર્વાસા સરખા મહાન પ્રચંડ ઋષીનો ક્રોધથી પરાજય થયો ત્યાં પામર માનવીની શું આશા ક્યાંથી રખાય? પ્રભા ક્રોધાવેશમાં રાજસિંહનું ખુન કરવા તત્પર થઇ, ક્રોધી મનુષ્ય પોતાનું કદી પણ હીત કરી શકતો નથી, તો પછી સામા મનુષ્યનું તે હીત ક્યાંથી કરે? ચંદ્રપ્રભા પણ ભયભીત હૃદયે રાજદરબારમાં રાજસિંહ પ્રત્યે વેરનો બદલો વેરથી લેવા તત્પર થઇ.

મહેન્દ્રના ગયા પછી પ્રભા પોતાના મકાનમાં એકલી રહી અત્યંત કલ્પાંત કરવા લાગી, તેને દુનીયાનું સુખ, દુનીયાનો વૈભવ અને દુનિયા પરના દરેક સાધનો ઝેર સમ જણાવા લાગ્યા. પોતાના હસ્તથી થયેલા દરેક પાપોપર જ્યારે પ્રભા વિચાર કરવા લાગી; ત્યારે તેને બહુજ પસ્તાવો થવા લાગ્યો. અરેરેરે મેં પાપીણીએ આ બધું તરકટ શા માટે રચ્યું? આ સંસારમાં મનુષ્ય દેહ મહાન દુર્લભ ગણાય છે. કઈક ભવના સુકૃત્યથીજ આ દેહની પ્રાપ્તિ થાય છે, છતાં આ દેહે મેં શું સુકૃત્ય કર્મ કીધું? અરેરે યુવાનીના આવેશમાં છલકાઇ જઈ રાજસિંહ સાથે નાસી આવી, મારા કુળને, મારા શ્વસુર પક્ષને, તથા ક્ષત્રી કુળને એબ લગાડી પુનઃ મેં મહેન્દ્રપર શા માટે પ્રેમ દ્રષ્ટિ કરી? પતીવ્રતા સ્ત્રી એ અન્ય પુરૂષ તરફ શા માટે ભાવના રાખવી જોઇએ? મેં પાપીણીએ ન કરવા જોઈતા, ન થવા જોઇતા, દરેક કાર્ય કર્યા. આ બધું કરવાનું કારણ? મહેન્દ્રપર પ્રેમ દ્રષ્ટિ! આટલું કહી બબડતી બંધ થઇ. પુનઃ દિવાનાની માફક દગ્ધ હૃદયે બોલવા લાગી. શું મહેન્દ્રનો પ્રેમ મેળવવામાં મેં કંઇ બાકી રાખ્યું છે? નિર્દોષ મુકતાપર ખોટું આળ ચડાવ્યું, મદીરા પી અધમમાં અધમ પાપ મેં કર્યું. હું પાપણી હતી, છતાં મેં પાપણીએ બીજાને પણ પાપિષ્ટ કરવા વિચાર કર્યો. આ બધું કરી મેં સાર શો કાઢયો? શું મારો પ્રેમ મહેન્દ્ર તરફ શુદ્ધ હતો? ના શુદ્ધ કેમ કહેવાય? સ્વાર્થીયો પ્રેમ તેને કેમ ન કહું? મહેન્દ્રના રૂપ રંગમાં હું અંજાઈ, તેમાંજ મોહી, તેને ચાહ્યો તેમાં મારોજ સ્વાર્થ. આ પ્રેમ શુદ્ધ નહિ, પણ આ લોક તથા પરલોકમાં ભ્રષ્ટ કરનારોજ પ્રેમ ગણાય, સીતા તારા, દમયંતી, અનુસુયા, તારામતી વિગેરે દેવીઓ વિશ્વમાં અમર નામના મુકી ગઇ તે પોતાના સતીત્વના પ્રભાવથીજ, હું દુષ્ટા તે પવિત્ર દેવીઓના નામ ઉચ્ચારવા લાયક પણ હવે રહી નથી, પ્રભુ! મારૂં હવે શું થશે? આ રૂપમાં અંગારા પડો

મેં મારા સૌંદર્યમાં અંજાઈ જઈ કઇક ભ્રમીત કર્મો કર્યા, આ બધા પાપની શિક્ષા પ્રભુ મને શી કરશે? હવે પસ્તાવો કર્યે સાર શો? પાણી પીધા પછી ઘર પૂછયે આશય શો? વર્ષા રૂતુ ગયા પછી કણબીનું ડહાપણ શા કામનું? બધું થવાનુ થઇ ચુકયું, હવે તો કરેલા ગુન્હાની પ્રભુ પાસે શિક્ષા લેવા જવું એજ ઉત્તમ છે. છતાં પણ તે પહેલાં નિર્દોષ વીર કુમારીકા મુકતાની માફી માંગી તેની પાસે સત્યવાત જાહેર કરવી એમાંજ મારૂં ભુષણ છે આમ વિચાર કરી પ્રભા મુકતા પાસે આવી. મુકતા લોહીલો હાણ સ્થિતિમાં જેલમાં પડેલી હતી. તેને પોતાના શરીરનું પણ ભાન ન હતું. આ બનાવ નિહાળતાં પ્રભાએ પોતાનો પાલવ ફાડી મુકતાના શીરે પાટો બાંધ્યો; બેભાન મુકતા બબડવા લાગી. વ્હાલા મહેન્દ્ર! કુમાર શું? પ્રેમ શું? હું કંઇ જાણતી નથી. હું નિર્દોષ છું.

આ શબ્દ પ્રભાના કાનપર અથડાતા તેની આંખમાંથી પણ આંસુ ઝરવા લાગ્યા. મારી ભુલના ભોગનું આ કેવું ગંભીર પરીણામ આવ્યું છે? આ વિચારે પ્રભાનું મગજ ફરી ગયું, ધીરજ ધરી તે મુકતા પાસે બેસી શીતળ જળના સિંચનથી મુકતા શુદ્ધિમાં આવી. તે ઉઠી અને પ્રભાને વળગી પડી બોલી. પ્રભા! હું નિર્દોષ છું તે શું તું જાણતી નથી? જો જાણતી હો તો મારા પ્રિયની ભ્રમણા શા માટે તું દુર કરાવતી નથી? પ્રભાએ આ પ્રશ્નનો ઉત્તર શુદ્ધ હૃદયના આવેશથી આપ્યો. તે મુકતાને કંઠે વળગી પડી અને બોલી મુકતા! ખરેખર તું નિર્દોષ છો. હુંજ દોષિત છું. બ્હેન તું મને માફકર. આમ કહી પ્રભા મુકતાના ચરણ પાસે પડી ગઇ. મુકતા તો આ બનાવ જોતાંજ આશ્ચર્યમાં પડી કે પ્રભા આ શું કરે છે? તે પોતાનું રૂદન ભુલી ગઈ. પણ ઉલટી પ્રભાને દિલાસો દેવા લાગી. તેને ઉદ્દેશી મુકતા બોલી પ્રભા! આમ કરવું તને ઘટારત છે? મોટાએ નાનાની

માફી માંગી તેના પગમાં પડવું એ શું નાનાને શરમાવવાનું કામ નથી? બેન! તને આમ ન ઘટે.

**પ્રભા**—ગુન્હેગાર નિર્દોષ પાસે માફી માગે તેમાં દોષ શો?

**મુકતા**—તને કોણ ગુન્હેગાર કહે છે?

**પ્રભા**—હું પાપણી હજારવાર ગુન્હેગાર છું, અને તારી માફી માંગવા લાયક છું.

**મુકતા**—શા માટે?

**પ્રભા**—મેં તારૂં બહુજ અનિષ્ટ કર્યું છે. તારા પ્રિય મહેન્દ્રને ભંભેરી શાન્તાને કુમારનો પોષાક પહેરાવી તેની સાથે તને પ્રેમમાં વાત કરતા બતાવી મેં રજનું ગજ કર્યું છે. બેન! કહે જોઇએ આ તારી લોહીલોહાણ હાલત કરનારી હુંજ દુષ્ટ રાક્ષણી ખરી કે? હું તારી માંફી માંગવા લાયક ખરી કે?

**મુકતા**—હું માફી આપવા લેશ માત્ર લાયક નથી. પ્રભુ તમારા અપરાધ ક્ષમા કરશે.

**પ્રભા**—એમાં પ્રભુને માફ કરવાનું કંઇ કારણ? પ્રભુએ તો આવા ગુન્હેગારને ક્રુરમાં ક્રુર શિક્ષા કરવીજ જોઇએ.

**મુકતા**—બેન! અધિરી ન થા! શાન્તિથી બેસ. શા માટે ક્રોધ કરી તારૂં હૃદય ઉશ્કેરે છે?

**પ્રભા**—હવે આ હૃદયમાં જીવનના અંત સુધી શાન્તિ નથી. જેણે બીજાને શાન્તિ આપી નથી, તે શાન્તિ ભોગવવા સરજાયેલોજ નથી; તો પછી હું શાન્તિ કયાંથી પામું?

**મુકતા**--ત્યારે હવે તું કરીશ?

**પ્રભા**—મને આ સ્થિતિમાં મુકનાર નરાધમનો હવે હું જાન લઇશ.

**મુકતા—**શ્રી જાતિ હોવા છતાં બેન તારામાં આટલું શૌર્ય કયાંથી આવ્યું ?

**પ્રભા—**વીર ક્ષત્રાણીઓ ખરા સ્વરૂપમાં પ્રગટ થાય છે, ત્યારેજ તેનામાં શૌર્ય દીપી નીકળે છે.

**મુકતા—**તને આ સ્થિતિમાં મુકનાર કોણ ?

**પ્રભા—**નરાધમ રાજસિંહ.

**મુકતા—**બેન! તારી માફક મારી પર તેણે અનહદ જુલ્મ કર્યો છે, મારા ભોળા પિતાશ્રીને ભંભેરી તેની પાસેથી લગ્નનું નક્કી કરી તે દુષ્ટ મને અહીં લાવ્યો, મને મારા વ્હાલા મહેન્દ્રથી વિખુટી પડાવી મારા આ હાલ કરનાર તે દુષ્ટ રાજસિંહ છે.

**પ્રભા—**મુકતા તેના પાપનો ઘડો ભરાઈ ચુકયો છે. જે જીગરમાં તેણે મને લલચાવી હતી; તે જીગર ચીરી હવે હું મારા દેહનો અંત આણીશ. આટલું કહી તેણે કમરમાંથી કટ્ટાર કાઢી મુકતાને પુછયું.

**પ્રભા—**આનું નામ તને આવડે છે!

**મુકતા—**હા એ તો કટ્ટારી છે.

**પ્રભા—**આનો કોણ ઉપયોગ કરી શકે?

**મુકતા—**વીર પ્રતાપી ક્ષત્રી બચ્ચો સમય પ્રમાણેજ આનો ઉપયોગ કરી શકે, તેજ તેને શોભાવી શકે.

**પ્રભા—**ભુલી મુકતા, બોલતા ભુલી, હવે તો વીર ક્ષત્રી પુત્રોને બદલે વીર ક્ષત્રાણીએજ આનો ઉપયોગ કરવો જોઇએ; અથવા હિંદની પતિવ્રતા નારીએ આ કટ્ટારીને પોતાની નાની બહેન સમજી રાત દિવસ તેને સારવારમાં રાખવી જોઇએ.

**મુકતા**—સ્ત્રીઓને આ કટ્ટારી રાખવાનું કંઇ પ્રયોજન?

**પ્રભા**—પોતાના પ્રાણ કરતાં પણ વધારે કિંમતી પોતાના શિયળનું રક્ષણ કરવા.

**મુકતા**—ખરૂં બેન, દુષ્ટ પાપી મનુષ્યો પોતાની પાપ વાંચ્છના તુપ્ત કરવા માગે, તો આ કટ્ટારીથી તાત્કાળીક તેની વાંચ્છના પુરી કરવી ખરૂં કે?

**પ્રભા**—એમાં સંશય શો? મુકતા મને જવાની રજા આપ જો આ કટ્ટારા હવે અધીરી થઈ રહી છે.

**મુકતા**—પ્રભા બેન! તમો દિવાના માફક આમ ન બોલો. આ કટ્ટારી છોડી દ્યો. નહિતર ક્રોધાવેશમાં તમો વખતે આપઘાત કરશો.

**પ્રભા**—હું આપઘાત કરૂં? શા માટે? મેં કોનો ગુન્હો કર્યો છે? હું મારા હૃદયમાં શા માટે એને સ્થાન આપું? આ કટ્ટારને હું ત્યાંજ સ્થાન આપીશ કે જેણે મને લલચાવી પટાવી મારા સ્વામિથી વિખુટી પડાવી ત્યાંજ સ્થાન આપીશ. અરેરે! મને ભિખારણ બનાવી પોતાના દાવપેચમાં રમાડી જે મને અહીં લાવ્યો તેના હૃદયમાંજ આ કટ્ટારને સ્થાન આપીશ.

**મુકતા**—બેન! તે રાજકુમાર છે, તારાથી તેનો પરાજય નહિ થાય.

**પ્રભા**—તે રાજકુમાર હોય તેમાં મારે શું? જેને સંસારમાં જીવનના લ્હાવા લેવા બાકી હોય તેનેજ મૃત્યુનો ડર બીજા મરણીયાને શું? મારૂં ચાહે તે થાઓ, પણ એક વખત તો આ કટ્ટારીથી રાજસિંહના પ્રાણ હરીશ, તે પણ કયાં? ભરદરબારમાં, આમ કહી પ્રભા પુર્વ દિશા નિહાળી વળી બબડવા લાગી, રાજસિંહ તૈયાર થજે. જે પ્રભાની તું હૃદયથી ચાહના

કરે છે; જેને મળવા તારૂં દીલ અધીરૂં થઈ રહ્યું છે; જેને ભેટવા તારૂં આતુર મન ઉછાળા મારી રહ્યું છે; તેજ ચંદ્રપ્રભા આજે તારા ઉછળતા હૃદયમાં આ ચમકતી કટ્ટારીને સ્થાન આપવા આવે છે. રાજસિંહ! તારા સૈનિકો તારા સંબંધીઓ! તાર પાયદળ લશ્કરના ભડવીર સિપાહીઓ! સર્વને આજે તયાર કરી રાખજે. આજે તારી મનુષ્ય જીવનની છેલ્લી પળોનો હિસાબ કરીનેજ હું તારી પાસે આવું છું. રાજસિંહ ચેતજે.

" મિત્ર હેવાનનો તું છે, તો લાડકી શયતાનની હું છું,
" બગીચો પુષ્પનો તું છે, તો વીજળી આકાશની હું છું;
" આજે દુનિયાં બધી જોશે, કે કોણ જીતે કોણ હારે છે,
" અહીં હું વચ્ચે છે આત્મબળ; તું પહેલે કિનારે છે.

વાંચક! આ બોલતી વખત પ્રભાને પોતાના શરીરનું ભાન ન હતું, તેના શિર કેશ છુટા છવાયા જમીન સુધી લટકી રહ્યા હતા. પહેરેલા વસ્ત્ર ધુળમાં રગદોળાઇ ગયા હતા; છતાં આવી બેભાન અવસ્થામાં મુકતાને કહેવા લાગી. મુકતા! મને માફ કરજે. હું પાપીણી મરવાજ સરજાયેલી છું. તારા સાચા સ્વામિ મહેન્દ્ર છે, પ્રભુ તમ બંને પ્રેમાળ દમ્પતિઓનું શ્રેય કરે એ મારો ખરા અંતઃકરણનો આશીર્વાદ છે, મુકતા જાઉં છું, જતી વખત પણ કહેતી જાઉં છું કે ટુંક સમયમાં તમો બંને વિશાળ રાજ્યના માલીક થશો. મને માફ કરજે, આમ કહેતી પાછું જોતી આગળ વધતી દિવાની થયેલી પ્રભા અદ્દશ્ય થઈ. મુકતા તેને કંઇ પુછવા જતી હતી, પણ તેનો બિહામણો ચહેરો જોઇ કંઈ બોલી શકી નહિ, તેના ગયા પછી મુકતાએ પણ મણીપુરનો રસ્તો લીધો.

---

# પ્રકરણ ૧૬ મું.

## ન્યાય મંદિર.

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखीचभार्या ।
पुत्रश्चमुर्खो विधवाच कन्या विनाग्निना षट् प्रदहंति कायम् ॥

કુગ્રામમાં નિવાસ, કુલહીનની સેવા, કુભોજન, કજીયાળી કુલટા સ્ત્રી, મુર્ખ પુત્ર અને વિધવા દીકરી આ છ અગ્નિ વગર બાળનારા મનુષ્યના કટ્ટામાં કટ્ટા શત્રુ છે.

,, નીજ કુળને ઉજ્જવળ કરી, જે દેશની સેવા કરે,
,, સન્માર્ગથી જીવન ગુજારી, પાપથી મનમાં ડરે;
,, દુશ્મન વખાણે અંતરે, એ સપુત લક્ષણ જાણવા,
,, બીજા બધા સંતાનને, કપુત સૌએ ધારવા.

એક પુત્ર તારે છે, બીજો ડુબાડે છે. એકજ સુર્ય આખા વિશ્વને પ્રકાશમાન કરે છે. એકજ સીંહ આખી વનરાયને ગજાવે છે. રામ, કૃષ્ણ, પરશુરામ, અર્જુન, કરણ, શંકરાચાર્ય, ભવભુતિ, વાલ્મીક, વ્યાસ, પાણિની, વિક્રમ, ભોજ, ભરથરી, શિવાજી, તથા અકબર એકજ થયા, તારા, સીતા, મંદોદરી, ગાર્ગી દ્રૌપદી, કુંતા, ગાંધારી, અનુસુયા તથા દમયંતી એકજ થઇ. આ બધા મહાન દૈવિજીવો હિંદમાં અમર નામના મુકી ગયા છે. આધુનિક સમયના મહાન સંતસાધુ એકલા ગાંધી ત્રીશ કોટીની વસ્તી વચ્ચે અહિંસાનો ઝુંડો ફરકાવી સ્વદેશી ચળવળનો મહાન મંત્ર પઢાવી રહ્યા છે. આ બધા જીવો અમર છે. માટે એકજ સુપુત્રથી આખો દેશ ઉજ્જવળ થાય છે.

ભરત ખંડના ઇતિહાસમાં શુદ્ધ ક્ષત્રી રાજવંશીઓ મહાન પરાક્રમી કામો કરી પોતાના કુળની મહત્તા વધારી ગયાં છે. મજાને

સુખે સુખી તથા પ્રજાને દુઃખે દુઃખી થવું એજ વીર ક્ષત્રીનો ધર્મ છે. પ્રજાને પુત્ર સમ પાળવી એજ ક્ષત્રીનું ગૌરવ છે. એનું નામજ ક્ષત્રી. ગૌ તથા બ્રાહ્મણની રક્ષા કરવી એજ ગૌ બ્રાહ્મણ પ્રતીપાળક રાજા, બાકી બધા ઈન્દ્રવરણના ફળ માફક ખાલી દેખાવડાજ નામધારી રાજા કહી શકાય. આપણી વાર્તાના નાયક રાજસિંહના પિતા મહારાજા નરેન્દ્રનાથ શુદ્ધ સાત્વીક જીવન ગુજારનારા પરોપકારી નૃપતિ હતા, જ્યારે બીજી બાજુ તેનોજ પુત્ર•રાજસિંહ અનાચારી, મિથ્યાભિમાની, તથા દાવપેચનીજ રમત રમનારો હતો. અનાચારીથી સુકૃત્ય કામ થઈ શકતુંજ નથી. અનાચારી પોતે પાપકર્મ કરે છે, અને બીજાને તેમાં હોમે છે. અનાચારથી રાવણ તથા કીચક બંધુનું કમ્પારી •છુટે તેમ મૃત્યુ થયું, તો પછી રાજસિંહના જીવનની સુ આશા કયાંથી રખાય ?

નરેન્દ્રનાથનો રાજ્ય દરબાર આજે જનસમુહની મેદનીથી ચીકાર ભરાઈ ગયો હતો. પછવાડેથી આવનાર મનુષ્યને જગ્યા મળવી દુર્લભ થઇ પડી હતી. આજે ન્યાયાધીશ ખુનનો કેસ ચલાવનાર હતા. રાજસિંહ તથા ગુલાબરાયે મહેન્દ્રપર ખુનનો આરોપ મુકયો હતો. દરબારમાં ચોપાસ ગમગીની છાઇ રહીં હતી. મહેન્દ્ર બંધીવાન તરીકે કેદીના પીંજરામાં લોખંડની પહેરેલી બેડી સાથ ઉભો હતો. તેની શાન્ત ભવ્ય મુખ મુદ્રા પર નિર્દોષતાની છાયા જોવામાં આવતી હતી. બરાબર મુકરર ટાઇમે ન્યાયાધીશ આવી પહોંચ્યા, અને તરતજ મહેન્દ્રનું નામ પોકાર્યું. સિપાઈઓએ મહેન્દ્રને પીંજરામાં ઉભો કર્યો. ન્યાયાધીશ તેની જુબાની લેવા લાગ્યા.

**ન્યાયાધીશ**—તારૂં નામ શું ?

**મહેન્દ્ર**—મહેન્દ્ર!

• **ન્યાયાધીશ**--શું ધંધો કરે છે? તથા ક્યાં રહે છે?

**મહેન્દ્ર**—ધંધો જંગલમાં રખડવાનો, તથા વસવાટ પણ ત્યાંજ છે.

**ન્યાયાધીશ**—તું કયા રાજ્યની રૈયત છો?

**મહેન્દ્ર**—પિશાચના રાજ્યની હું રૈયત છું.

**ન્યાયાધીશ**—સભ્યતાથી બોલ, આ રાજ્ય દરબાર છે, તું જાણે છે કે આજે તારા માથે ખુનનો આરોપ છે કહે જોઇએ આ બાબતમાં તારો શું બચાવ છે?

**મહેંદ્ર**—મને આ દરબારમાં સત્ય ઇન્સાફ મળવાનો લેશ માત્ર સંભવ નથી; માટે હું આ દરબારમાં કંઇ બચાવ કરવા માગતો નથી.

**ન્યાયાધીશ**—તમો આમ બોલી આ અદાલતનું તથા આખા રાજ્યનું અપમાન કરો છો, આ રાજ્યમાં કોને ઇન્સાફ મળ્યો નથી? તે કઇ કહેશો?

**મહેન્દ્ર**—આ રાજ્યમાં કોને ઇન્સાફ મળ્યો છે? પવિત્ર સ્ત્રીઓની લાજ આ રાજ્યના દુષ્ટ અમલદારોને હાથે લેવાય છે તેને આપ શું સજા કરો છો?

**ન્યાયાધીશ**—દરેકને આ રાજ્યનાં કાયદાની કલમના આધારે સજા કરવામાં આવે છે.

**મહેન્દ્ર**—તો પછી તમો ન્યાયાધીશ શાના? આ રાજ્યનો અન્યાયયુક્ત કાયદાની કલમથી તમો ગુન્હેગારને સજા કરો છો, તેમાં ન્યાય મળવાનું રહ્યુંજ કયાં? તમો તમારા સ્વતંત્ર મનથી ઇન્સાફ આપી શકતા નથી. જેમ માસ્તર પાઠ શીખવી રાખે, તેમ તમો આ રાજ્યના કાયદાનો પાઠ ભણી ઇન્સાફ આપો છો. જેમ મદારી નોળીયાને નચાવે; તેમ તમે કાયદાનું પુછડું હાથમાં પકડી, નાચો છો. પછી તમે ન્યાયાધીશ શાના?

**ન્યાયાધીશ**—બસ કરો; તમારી બોલતી જીભ્હાને અટકાવો; તમારી ઉપર ડબલ ગુન્હો લાગુ પડે છે.

**મહેન્દ્ર**—તો બોલનારના મોં પર સીલ લગાવતા જાઓ; એટલે તમને જુબાની લેવાની તસ્દી ન પડે.

**ન્યાયાધીશ**—હજુ પણ તમને ચેતાવું છું કે આ જીદ છોડી, તમારા બચાવની વાતપર આવો. ચોક્કસ તમને સત્ય ઇન્સાફ મળશે.

**મહેંદ્ર**—મને શું સત્ય ઇન્સાફ મળશે ? અરે માનવ જાતને તો તમો ઇન્સાફ નથી આપી શકત, પણ બીન વાચક પ્રાણી ગરીબડી ગોમાતા, જગતની પાલણહાર જીવતી દેવી ! આખા હિંદ દેશનું પોષણ કરનારી; માતા વિનાના રીબાતા બાળકને પવિત્ર દુધ પાઈ, મોટા કરનારી, ભીખારીથી અમીર સુધી ઉપકાર કરનારી, પવિત્ર કામધેનુને પણ ઇન્સાફ આપી તેને બચાવી શકતા નથી. આપણા ધર્મમાં જણાવ્યું છે; કે જે મનુષ્ય હોવાનો દાવો કરે તે પછી ચાહે તો રાજા હોય, કે રંક હોય, તે સર્વે એ પવિત્ર ગોમાતાના એક લોહીના ટીપાંને બદલે, તેણે પોતાના દેહની આહુતી આપવી પડે તો આપવી. અરે ગોમાતાના એક એક લોહીનાં ટીપામાં સહસ્ત્ર હિંદ ભુમિના મનુષ્યોના મસ્તક આપવા પડે, તો આપવા; પણ ગોમાતાને બચાવવી.

**ન્યાયાધીશ**—આ એક ધાર્મિક વિષય છે. ક્ષત્રી પુત્રો બનતા પ્રયત્ને ગોવધ અટકાવવામાં પાછી પાની કરતાજ નથી. પણ કોઇ પણ રાજ્યમાં કાયમ ગોવધ બંધ થયો છે? તેનો કોઈ પુરાવો છે?

**મહેંદ્ર**—ઘણોજ મજબુત પુરાવો છે. બહાદુર નરકેસરી અકબર બાદશાહ, કે જેણે પોતાની તમામ પ્રજાને હુકમ કર્યો હતો; કે મારા રાજ્યની સરહદમાં જે મનુષ્ય ગોમાતાની

ગરદન ઉપર છુરી ઉગામશે, તો તેજ વખતે તેની ગરદન ધડથી જુદી કરવામાં આવશે. એનું નામ રાજા, એનું નામ ન્યાયમુર્તિ. જ્યાં સુધી તે બાદશાહનું જીવન હયાત હતું, ત્યાં સુધી એક પણ ગોવધ હિંદ ભુમીપર થવા પામ્યો ન હતો.

તે મુસલમાન હોવા છતાં દરેક હિંદી પ્રજા તેને પોતાનો પિતા સમજતી હતી. કોઇ પણ ગુન્હેગાર મુખમાં તૃણ લઈ માફી માંગે છે તો દરેક મનુષ્ય તેને ઉદાર દીલથી માફી આપી છોડી મૂકે છે, તો ગૌમાતા કે જે સદાય મુખમાં તૃણ લઇ ચરે છે, છતાં તેને ઇન્સાફ કેમ નથી મળતો? કહો જોઉં ન્યાય મુર્તિ! આપ એ ગૌમાતાની ફરીયાદનો શું જવાબ આપો છો? એ નિર્દોષ માતાના ગળાપર કાંતીલ છૂરી ચલાવનારને તમે શું સજા આપો છો?

**ન્યાયાધીશ**—તેને સજા આપવી તે કંઈ અમારા હાથમાં નથી, અમે રાજ્યના કાયદા વિરૂદ્ધ એક પણ પગલું ભરી શકીએ તેમ નથી.

**મહેન્દ્ર**—તો પછી શા માટે ન્યાયના આસનપર બેસી; તેને લજ્જાવો છો? ધર્મના ખૂની બની, હાથમાં અન્યાયની કલમ લઈ શા માટે નિર્દોષનું લોહી પી રહ્યા છો? તમો ન્યાય તખ્તા પર અદ્દલ ઈન્સાફ તોળવા બેસો છો; છતાં તમારા સ્વતંત્ર મનથી તો ન્યાય આપી શકતા નથી. તો પછી શા માટે આવા પાપી રાજ્યને મદદ આપી તેને ટકાવી રહ્યા છે. ?

**ન્યાયાધીશ**—મહેંદ્ર! ખુન કરી, ઉપરથી આ રાજ્યને ન્યાયના ખુની બનાવો છો? બોલો શામાટે તમે એક નિર્દોષનું ખુન કર્યું?

**મહેંદ્ર**—કોણ કહે છે કે મેં ખુન કર્યું?

ગુલાબરાય—નીચ જુઠું બોલે છે? ખુન કરી રાજ્યની માફી માંગવાને બદલે ઉલટો સામો થાય છે?

મહેંદ્ર—મારે ખુન કરવાનું કંઇ કારણ! મેં ખુન કર્યું; તેની કંઇ સાબીતા?

ગુલાબરાય—ધનને લોભે. એ મરનાર માણુસ પાસે હીરા મોતીના દાગીના હતા, જે લુંટી લેવા માટે તેં તેનું ખુન કર્યું. અરે ખુન કરી મારી નજરની સામેજ નાસી ગયો, છતાં હજુ સાબીતી પુછે છે?

મહેંદ્ર—હળાહળ પ્રપંચ! તુચ્છ લક્ષ્મીના લોભે હું ખુન કરૂં? ના, ના. ન્યાયમૂર્તિ, જો તમો તમારા શુદ્ધ હૃદયથી પક્ષપાત વિના મને ઇન્સાફ આપી શકો તેમ હો; ન્યાયના આસન પર બેસી, અદ્દલ ઇન્સાફ આપવાનો દાવો કરતા હો; તો આજે મને ખરો ઈન્સાફ મળવો જોઇએ. હું દેવના સોગન ખાઇને કહું છું કે મેં ખુન નથી કર્યું. ખુનનો મને સ્વપ્ને પણ ખ્યાલ નથી. ધનને લોભે હું નિર્દોષનું ખુન કરૂં, તે ન્યાય મૂર્તિ આપ માની શકો છો?

રાજસિંહ—શા માટે નહિ? ધનને લોભે ભાઈ ભાઇનું ખુન કરે છે. મિત્ર મિત્રનું ખુન કરે છે. પુત્ર પિતાનું ખુન કરે છે તો તું તો ભૂખે મરતો ભીખારી, તું ધનને લોભે કેમ ખુન ન કરે? આજે તને એ ખુનના બદલામાં મોતની સજા આપવામાં આવશે.

મહેન્દ્ર—રાજસિંહ! તું શું મુખ લઈ મારી સમક્ષ બોલે છે? શું એ દિવસને ભુલી ગયો?

"દિવસ વધારે થયા નથી, છતાં છેક શું ભૂલી ગયો."
"કહેતો હતો; માફી આપો મને, રંક જાણી છોડી દીયો."
"શીશ નમાવતો હતો આ ચર્ણમાં, આજ શું વિસરી ગયો."
"જીવતદાન આપો મને; એ બોલ શું ઉડી ગયો?"

**રાજસિંહ**—ચુપ કર હેવાન. તારે પણ આજે મોતની સજા પામ્યા પહેલાં આ સર્વ ન્યાય દરબારીઓનાં દેખતાં મારા ચર્ણમાં મસ્તક નમાવવું પડશે.

**મહેંદ્ર**—ભુલી ગયો રાજસિંહ તું ભુલી ગયો. આ વીર મહેંદ્ર! તે શું તારા જેવા નરાધમનાં પગમાં પડશે? શું સિંહ તૃણ મુખપર લેશે?

"અરે ભુખે મરે છે કેસરી, પણ ઘાસ તે ચરતો નથી,"
"પ્રાણ આપે રણક્ષેત્રમાં, પણ વિર ક્ષત્રીઓ નમતો નથી"
"ધરા ઉલટી જાય, વર્ષાદ રૂધીરનો વરસે;"
"સિંહ ખડ ન ખાય, કદિ વાયુમાં અગ્નો ઝરશે,"

**ન્યાયાધીશ**—કોની સામે તમે આ વાત કરો છો તેનું તમને કંઇ ભાન છે?

**મહેંદ્ર**—હા, હું સારી રીતે જાણું છું કે એ મહારાજા નરેન્દ્રનાથનો પાટવી કુંવર ઉર્ફે ઝરીયન પોશાકમાં ચમકતો ખવીસ રાજસિંહ છે. ન્યાયાધીસ હું તેને સારી રીતે ઓળખું છું.

**ન્યાયાધીશ**—બસ કરો. અહીં હવે ન્યાય અપાય છે.

**મહેંદ્ર**—અહીં ન્યાય નથી અપાતો, પણ રાજસિંહે શીખવેલો પાઠ ભણાય છે.

**ન્યાયાધીશ**—તમો દિવાના છો. તમોને તમારૂં મોત આ બધું બોલાવે છે. જ્યારે મનુષ્યનો કાળ નજીક આવે છે; ત્યારે તેને સિધ્ધો રસ્તો સુજતો નથી.

**મહેંદ્ર**—ખરૂં છે: જ્યારે ઘો, મરવાની થાય છે, ત્યારેજ તે કસાઇખાનામાં જાય છે. આ રાજ્યનો પણ હવે પાપનો ઘડો ભરાઇ ચુકયો છે, નહિતર ગરીબપર જુલમ થાય નહિ.

**ન્યાયાધીશ**—રાજ્યમાં ગરીબ કે અમીર સર્વને સરખો ન્યાય અપાય છે.

**મહેંદ્ર**—ભુલ્યા ન્યાયાધીશ તમો ભુલ્યા. આ રાજ્યમાં તો સત્ય બોલનારના હોઠ સીવી લેવાય છે.

**ન્યાયાધીશ**—શું તમોને મોતનો ડર નથી?

**મહેંદ્ર**—સત્ય બોલનારા હમેશાં મરણીયાજ હોય છે, તેને મોતનો ડર કદી હોતોજ નથી.

**ન્યાયાધીશ**—હવે મને સમજાય છે, કે તમોને મેં બચાવ કરવાને બોલવાની છુટ આપી તે મોટી ભૂલ કરી છે.

**મહેંદ્ર**—તો તે ભૂલ હવે સુધારી લ્યો. કોઇ નિર્દોષ કે ગુન્હેગાર આવે, તેને રાજસિંહના કહેવા પ્રમાણે સજા આપી દેતા જાઓ.

**ન્યાયાધીશ**—તમારા બોલે બોલ પર મારો ક્રોધ ઉશ્કેરાય છે. તમો ભયંકર સજાને પાત્ર છો. ગુલાબરાય તથા રાજસિંહના પુરાવા ઉપરથી ખુન તમેજ કર્યું તેમ સાબીત થાય છે. આજે તમોને હું એ સજા આપીશ; કે દુનીયા સાંભળી કમકમી ઉઠે ફરીથી આ રાજ્યની સરહદની અંદર કોઇપણ ખુન કરવાની પુનઃ હિંમત ન કરે. આજે તમોને હું એ સજા આપું છું કે તમારા જીવતા નખ ઉતારી, ભયંકર આગમાં તમોને જીવતા બાળી મુકવા.

ન્યાયાધીશની આ સજા સાંભળતાં પ્રેક્ષક વર્ગ કમ્પી ઉઠયો, સિપાઇઓ મહેન્દ્રને પીંજરાંમાંથી ખસેડવા આવ્યા, એટલામાં તો દરબારમાં શોરબકોર મચી રહ્યો, અણધારી એક યોગીની હાથમાં

ખુલ્લી કટ્ટાર લઈ મહેન્દ્ર પાસે આવી તેને ભેટી પડી. આખી દરબારનું ધ્યાન આ બનાવ તરફ ખેંચાયું. મહેન્દ્ર સમજી ગયો કે મને દુઃખના દરેક પ્રસંગમાંથી મુક્ત કરનાર દેવી આ સમયે પણ આવી પહોંચ્યા. દેવીને જોતાં મહેન્દ્રની આંખમાં આંસુની ધારા વહેવા લાગી; તેને જોઈ યોગીનીનું હૃદય પીગળ્યું. વાત્સલ્ય સ્નેહ યાદ આવ્યો, આ વખતે તેની ભવ્ય મુખાકૃતિ કોઈપણ મનુષ્યને ભય સમાન ભાસતી હતી. કોઈની પણ બીક કે પરવા કર્યા વિના મોટા સુરથી યોગીની મહેન્દ્રને પુછવા લાગી.

**યોગીની**--બેટા! તને અહીં બંધીવાન તરીકે કોણ લાવ્યું? તથા આ બધું તોફાન શું છે?

**મહેન્દ્ર**--માજી! મારા માથે ગુલાબરાયે તથા રાજસિંહે ખુનનો ખોટો આરોપ મુકયો છે, આ ખુનના વાંક માટે મને જીવતા બાળી મુકવાની ક્રુર રાક્ષસી શિક્ષા કરી છે.

**યોગીની**--કોણે તને આ સજા કરી?

**મહેંદ્ર**--આ ન્યાયાધીશે. ન્યાયાધીશનું નામ સાંભળતાં યોગીની તેને પણ દિવાનાની માફક પુછવા લાગી.

**યોગીની**--ન્યાયાધીશ! આ નિર્દોષને તમે મોતની સજા કરી?

**ન્યાયાધીશ**--કાયદા મુજબ તે ગુન્હેગાર છે, ગુન્હેગારને ન્યાય મુજબ શિક્ષા કરવી તે રાજ્યનો ધર્મ છે.

**યોગીની**--આ રાજ્યમાં ન્યાય છેજ કયાં? આ રાજ્યમાં કોને ન્યાય મળે છે? મને ઘણા વર્ષો થયા ન્યાય મળ્યો નથી, તો પછી બીજાને ન્યાય મળવાની આશા કયાંથી રાખું? ન્યાયાધીશ મને ઓળખો છો?

**ન્યાયાધીશ**—ના હું તમને જાણતો નથી.

એટલામાં મહારાજા નરેન્દ્રનાથ પધાર્યા, સૌ દરબારીઓએ ઉભા થઈ તેમનો સત્કાર કર્યો. દરબારીઓની વિચિત્ર વલણ જોઇ નરેન્દ્રનાથે ન્યાયાધીશને પુછયું.

**નરેન્દ્રનાથ**—ન્યાયાધીશ! આજે આ બધું શું ધાંધલ છે?

**ન્યાયાધીશ**—મહારાજ! આ ગુન્હેગારને દેહાંત દંડની શિક્ષા ખુનના આરોપ માટે કરવામાં આવી છે; સિપાઇઓ તેને જેલમાં લઇ જતા હતા, એ સમયે આ યોગીનીએ આવી આ વિચિત્ર વલણ અખત્યાર કરી છે, તે કહે છે કે આ રાજ્યમાં કોઇને પણ ન્યાય મળતો નથી.

**નરેંદ્રનાથ**—યોગીની! વૈરાગ્ય વૃત્તિ ધારણ કરી છે, છતાં રાજદરબારમાં આવી ઉદ્ધતાઈ કરવી તે તમારો ધર્મ છે? તમોને આમ કરવું ઘટે છે? શા માટે તમારે કહેવું જોઇએ કે આ રાજયમાં કોઈને ન્યાય મળતો નથી?

**યોગીની**—હું ખુલ્લું જાહેર કરૂં છું કે આ રાજ્યમાં અંધેર ચાલે છે.

**નરેંદ્રનાથ**- સાહસીકપણાના બોલ યોગીનીના મુખમાં નજ શોભે, તમારો કહેવાનો હવે આશય શું છે?

**યોગીની**—બંધુ! હું નિર્દોષ છતાં મારા પર ભયંકર કારસ્થાન રચાયા, તે આપ જાણો છો? બંધુ નામ સાંભળતાં નરેન્દ્રનાથને પોતાની બેન વીરમતી યાદ આવી, તે યોગીનીને ધારી ધારી નિહાળવા લાગ્યા. મનમાં ચોક્કસ જાણી લીધું કે આ યોગીની નહિ, પણ મારી ભગીની વીરમતી છે, છતાં હૃદયનો ભાવ છુપાવી સિપાઇઓને હુકમ કર્યો કે આ દિવાની

યોગીનીને જેલખાનામાં પુરો, તેના બોલવાને કંઇ આશય સમજાતો નથી.

**યોગીની**--બંધુ, શું મને તમો દિવાની માનો છો? ભલે હું દિવાની છું; પણ તમારી તો ભગીની છું. દરબારીઓ! તમે સર્વે મારૂં વૃતાંત સાંભળો, મારૂં નામ વીરમતી છે, હું આ તમારા નરેન્દ્રનાથ મહારાજાની બેન થાઉં છું. બેન શબ્દ સાંભળતાં આખી દરબાર યોગીનીના મુખ સામું એકીટસે જોઈ રહી.

મહારાજા સિવાય મને હમણાં કોઈ ઓળખતું નથી, પણ હું મારૂં વૃતાન્ત પુર્ણ જણાવીશ, ત્યારેજ તમોને ખાત્રી થશે કે મારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે.

મારા બંધુએ મારા લગ્ન સોળ વર્ષની ઉમ્મરે વીરાણીના ઠાકોર વીરાજીત સાથે કર્યા હતા. અમારી જાગીર નાની હતી; છતાં અમારો માનમરતબો મોટા રાજ્યપર સારો હતો મારા લગ્ન થયાને છ માસ પણ વિત્યા નહિ હોય એટલામાં મારા સુખમાં ભંગાણ પડયું. મારા સ્વામિને અસાધ્ય રોગ લાગુ પડયો, મહાન વૈધરાજો તથા નામાંકીત હકીમોની દવા ચાલુ કરા, પણ રોગના ચિન્હમાં કંઇ ફારફેર થયો નહિ. દીન પ્રતીદીન રોગ વધતોજ ગયો. હાલવા ચાલવાની શક્તી મંદ પડી ગઇ, ખાનપાન લેવાનું છોડી દીધું, ખાલી કસુંબાના રગડા તથા દવાના શીશા સિવાય કોઈ ચીજને તેઓ હાથ લગાડતાજ નહિ. સખ્ત મંદવાડ જેથી ડાયરો પણ આખો દિવસ તેમની પાસે ભરાયા જ કરે, આ અભાગણીથી તેમની પાસે ન જવાય. કે ન કંઇ દીલની વાત થાય.

વળી અમારા ગરાસીઆઓમાં તો ઓજલનું સખ્ત જોર જેથી બંહાર કોઇને મુખ પણ ન દેખાડાય. હું છુપી રીતે કોઇ મને ન જુએ તેમ તેના મુખ પર દૃષ્ટિ ફેંકી હૃદયમાં બળી મરતી

હતી. એક દિવસ લાગ જોઈ હું મારા સ્વામિનાથ પાસે ગઇ, તે સમયે કોઈ મનુષ્ય ત્યાં ન હતું. મને જોઇ તેમનું હૃદય ભરાઇ આવ્યું. મારી સાથે તેઓ કંઈ બોલવા જતા હતા, પણ શ્વાસોશ્વાસના સખ્તદબાણુને લીધે જીંહામાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ. છતાં હાથના ઈસારાથી આકાશ તરફ આંગળી કરી મને જણાવ્યું. તારો માલીક પરમાત્મા છે, તેજ તારૂં રક્ષણ કરશે, આ સાંભળતાં મારૂં હૈયું ધીરજ ખોઇ બેઠું. રૂદન ફાટ છાતીએ હું કલ્પાંત કરવા લાગી; એટલે પુનઃ તેઓએ મને સાનમાં સમજાવી, મારી આખર સમયે આ સ્થિતિમાં તને રૂદન કરવું વ્યાજબી છે? આમ ન કર. આમ કહી મને તેઓ ઈસારતથી જણાવવા લાગ્યા. તને ગર્ભ છે, પરમાત્મા કરશે તો રાજ્યગાદીનો તેજ માલીક થશે. આ પ્રસંગ હૃદયભેદક હતો, મનુષ્ય માત્રે આ સમય પર કલ્પાંત નજકરવો જોઇએ. મેં તેમની સમક્ષ જે હૃદયભેદક રૂદન કર્યું છે; તેવું પરમાત્મા કોઈને પણ રૂદન ન કરાવે, આ ભયંકર માંદગીમાંજ થોડા દિવસમાં મારા સ્વામિ પંચત્વને પામ્યા.

થોડા માસ પછી હું મારા બંધુને ત્યાં આવી. પણ મારી ભાભીને હું કટંકરૂપ જણાવવા લાગી; કારણ કે તે વ્યભિચારી હતી, સેનાધિપતી અને તેમની વચ્ચે પ્રેમનું પજરણ પ્રગટયું હતું. એક દિવસ મેં દાસી પાસેથી રાણીના હસ્તથી લખાયેલી ચીઠ્ઠી પકડી; તેમાં સેનાધીપતીને રાણીએ બોલાવ્યાનું આમંત્રણ હતું. યમુના દાસીએ મારી પાસે બહુજ આજીજીપુર્વક પેલી ચીઠીની માંગણી કરી, પણ મેં તેને ઉડાઉ જવાબ આપી બનાવી કે હું આ વાત કોઈને નહિ કરૂં; તું ખુશીથી સેનાધિપતિને બોલાવ. સેનાધિપતી રાણી વાસમાં આવ્યો, તેને જોઈ હું એક ખંડમાં છુપાઇ ગઇ, રાણીએ તેને ચીઠ્ઠી મળ્યા બાબત પુછપરછ કરી, પણ સેનાધિપતિએ ચીઠ્ઠીનો, ઇનકાર કર્યો. રાણી આ વાત સાંભળી ચેતા ગઇ કે વીરમતીએ મારી

ચોરી પકડવા ચીઠી છુપાવી છે, છતાં તેણે હિંમતથી સેનાધિપતીને જણાવ્યું, તમો નિડર રહો. પ્રાત:કાળ પહેલાંજ વીરમતીનો રસ્તો હું કરી નાખીશ.

હું આ વખતે ગર્ભવંતી હતી, મારા ભાઇ નરેન્દ્રનાથ જ્યારે શયનભુવનમાં પધાર્યા, ત્યારે એ દુષ્ટ રાણીએ મારા બંધુને ભરમાવી મારા ગર્ભની વાત કરી. હું નિર્દોષ હતી, છતાં મારો ગર્ભ જોઇ મારા બંધુ મારાપર રોષે ભરાયા, તેજ સમયે તેઓ મારો નાશ કરત, પણ સ્ત્રી હત્યાના પાપથી ડરી તેઓ તેમ કરી શંકયા નહિ. ફક્ત મારી ભાભીના ભંભેરવાથીજ મારા બંધુએ પણ સત્ય વાત જાણ્યા સિવાય મને દોષીત ગણી, જ્યારે રાતના હું ભરઉંઘમાં હતી, ત્યારે તેમણે મારાઓને બોલાવી નદીમાં ફેંકી દેવા દુષ્ટ આજ્ઞા કરી. મારાઓએ મને બાંધી નદીમાં ફેંકી દીધી, ઇશ્વરી અગાધમાયાના પ્રભાવથી થોડા સમયમાં હું કિનારે આવી. ત્યાં એક મચ્છીમારે દયાથી મારૂં રક્ષણ કર્યું. ટુંક સમયમાં મેં એક બાળકનો જન્મ આપ્યો, જેને "રામ રાખે તેને કોણ ચાખે? કંદમૂળ ખાઇ આ બાળકને હું ઉછેરવા લાગી. અરેરે! મારા સ્તનમાંથી દૂધ પણ સુકાઇ ગયું. કયાંથી દૂધ આવે? હું આ વિપરીત પ્રસંગપર દીવાનાની માફક પરમાત્માને પણ હજારો ફિટકાર દેવા લાગી. તે કરૂણાસાગર હોવા છતાં લેશ પણ કરૂણા મારાપર તો ન કરી; પણ મારા બચ્ચાંપર પણ કરી શકયો નહિ. મારૂં બચ્ચું છાતીફાટ રડવા લાગ્યું, તે સમયે મેં જે રૂદન કર્યું છે, જે મારૂં શીર જમીન સાથે પટક્યું છે, તેવું આ વિશ્વમાં કોઇએ રૂદન કર્યું નહિજ હોય. હું મારા તે બચ્ચાંને લઇ નાચતી, કુદતી, હસ્તી, તદ્દન વિહ્વળ હૃદયે ચોપાસ જંગલમાં ફરવા લાગી, એટલામાં એક સુંદર પર્ણકુટી મારા જોવામાં આવી. મારા બચ્ચાંને લઇ હું ત્યાં ગઇ. અને ત્યાંજ મારા બચ્ચાંને મુકી ચાલતી થઇ. બચ્ચાંના રડવાનો

અવાજ સાંભળી તે પવિત્ર પર્ણકુટીના મહંતે તે બાળકને પોતાના આશ્રમમાં રાખ્યું. હું તેનાથી અલગ રહી અવારનવાર તે બચ્ચાંનું મુખ નિહાળતી હતી, અને મનમાં બકતી હતી કે આજ મારો બાળક! આજ મારો પ્યારો કુમાર, વગેરે અવનવી બચ્ચાં માફક ચેષ્ટાકરી હું દીન ગાળતી હતી.

સમય પોતાનું કામ કરતો ગયો, જોતજોતામાં મારો લાડકવાયો પુત્ર દશ બાર વર્ષનો થયો. તે દોલતસિંહને ત્યાંજ ઉછર્યો હતો, ત્યાં તેની અને રાજકુમારી મુકતા વચ્ચે પ્રેમગાંઠ જોડાઇ. નિર્દોષ પ્રેમનાં બંને બાળકો સાથે રમ્યાં, સાથે જમ્યાં, અને નિર્દોષ મને અરસપરસ એક બીજાને ચહાવા લાગ્યા. પણ વિધાતાના લેખ ટાળવા કોઈ સમર્થ નથી. મારા પુત્રપર વળી ત્યાં પણ આભ તુટયો. આમ કહેતાંજ યોગીની દરબારમાં મૂર્છા ખાઇ ઢળી પડી. સર્વ દરબારીઓ! ન્યાયાધીશ! તથા પ્રેક્ષક વર્ગ! આ કરૂણારસીક બ્યાન સાંભળી યોગીની પ્રત્યે દયાભાવની નજરથી જોઇ રહ્યા. મુર્છા વળતાં પુનઃ યોગીનીએ બોલવું શરૂં કર્યું.

મહારાજા દોલતસિંહ પોતાની પુત્રી મુકતાનો સંબંધ બીજે સ્થળે કરવા ઇચ્છતા હતા, જેથી મારા પુત્રને અપમાનકારક શબ્દો કહી કાઢી મુકયો. અનાથ બાળક રખડતો રઝળતો જંગલમાં આવ્યો, ત્યાં કુદરતે બીજી દુઃખદાયક તક સાધી, એક રાજકુમાર તેને બેડીઓ પહેરાવી પોતાના રાજ્યમાં લઇ ગયો, ત્યાં મહારાજાને ભંભેરી, તેને ભયંકર જેલમાં નાખ્યો. આ રાજ્યના ભયંકર કાવત્રાં તથા ભયંકર સ્થળની હું માહિતગાર હોવાથી ત્યાંથી મેં તેને બંધન મુકત કર્યો, પુનઃ તેનાપર તેજ રાજકુમારે ખુનનું ખોટું તહોમત મુકી તેને દરબારમાં હાજર કર્યો છે. વ્હાલા બંધુ નરેંદ્રનાથ! તથા દરબારીઓ હું જે આ હકીકત જણાવું છે. તે સર્વ સત્ય છે, કહો જોઇએ

આ રાજ્યમાં ધોળે દિવસે અંધેર ચાલે છે કે નહિ?

**ન્યાયાધીશ**—યોગીની! તમારા કહેવા મુજબ જો એ વાત સત્ય હોય તો એવા રાજકુમારને સખ્ત શિક્ષા કરવાની જરૂર છે. પણ વારૂ! તમારા પુત્રપર એવા ખોટા આળ ચડાવવવાનું તે રાજકુમારને કંઇ કારણ?

**યોગીની**—કારણ એજ કે દોલતસિંહની પુત્રી મુકતાને મેળવવા, જો મારો પુત્ર છુટો રહે, તો વચ્ચમાં કાંટારૂપ તેને ખુંચે માટે આ બધા પ્રપંચી કારસ્થાન રચ્યાં.

**ન્યાયાધીશ**—આવા કરપીણુ કામ કરનાર રાજકુમાર કયા રાજ્યનો છે, તે તમો જણાવી શકશો?

**યોગીની**—તમારી દૃષ્ટિ સમક્ષ સર્વે ભેદ ખુલ્લો થયો છે; છતાં આપ હજુ પણ ન સમજ્યા?

**ન્યાયાધીશ**—તમારૂં વૃતાંત માર્મીક છે, છતાં તેમાંથી મને જણાય છે કે કંઇક નવીન અજવાળું પડશે.

**યોગીની**—ન્યાયાધીશ! આ કમભાગી વૃતાંત જણાવનાર વીરમતી હું પોતેજ છું, આ સામે બંધીવાન તરીકે ઉભેલો તેજ મારો પુત્ર મહેન્દ્ર છે. સામે તખ્ત પર બેઠેલા નરેન્દ્રનાથ મારા જ્યેષ્ટ ભ્રાતા છે, આ સામે નીચું જોઈ બેસી રહેનારા રાજસિંહ તથા ગુલાબરાય મારા પુત્રની આ સ્થિતિ કરનાર બંને તેજ નરાધમ છે. કહો જોઇએ હવે મને શો ન્યાય આપો છો? આટલું બોલી યોગીની એકીટસે ન્યાયાધીશ સનમુખ જોઇ રહી.

યોગીનીનું આ વૃતાંત સાંભળી મહેન્દ્ર બંધીવાન દશામાંજ ભર દરબારમાં યોગીનીના પગમાં પડયો, અને હર્ષાવેશમાં બોલી ઉઠયો, કોણ માતા વીરમતી! વીરમતીએ

તેને હર્ષથી છાતી સાથ દાબ્યો, બંનેની આંખમાંથી આંસુના ધાર ચાલી. આખી સભા આ વાત સાંભળી દીગ્મુંઢ બની ગઇ, સૌ કોઈ રાજસિંહ તથા ગુલાબરાય તરફ ધિક્કારની દ્રષ્ટિએ જોવા લાગ્યા. આખી દરબાર પુર્ણ મમતાભરી દ્રષ્ટિએ બંને મા દીકરા તરફ નિરખવા લાગ્યા. પુનઃ યોગીની મહેન્દ્રને કહેવા લાગી.

બેટા! જો તું શુદ્ધ ક્ષત્રી કુળ દીપક હો, શુદ્ધ ક્ષત્રાણીના સ્તનનું તેં અમામય પાન કર્યું હોય, વીર ક્ષત્રાણીના ઉદરમાં તું ઉછર્યો હો, તો આજ સમયે, શૌર્યતાથી તારી આ લોખંડની બેડીના એક ધડાકે ટુકડે ટુકડા કરી નાખ. યોગીનીના મુખમાંથી આવા શૌર્યભરેલા શબ્દ સાંભળી વીર કુમાર મહેન્દ્ર વજ્રમય બેડીના એક ઝપાટાથી ટુકડા કરી નાખ્યા. આખી સભા આ બનાવ જોઇ હર્ષના આવેશથી બોલી ઉઠી. ધન્ય છે! ધન્ય છે! શુદ્ધ ક્ષત્રાણીના કુમાર તને ધન્ય છે. આ બનાવ નિહાળી ન્યાયાધીશની બુદ્ધિ પણ બહેર મારી ગઇ. મહારાજા નરેન્દ્રનાથ સત્ય ઘટમાળ સમજી ગયા; છતાં ઉપરથી ભર દરબારમાં ક્રોધથી બોલી ઉઠયા.

ન્યાયાધીશ ! આ યોગીનીનું બોલવું તદ્દન ખોટું છે. ગુલાબરાય તથા રાજસિંહ બંને ખરા છે. ખરો ખુની આ બંધીવાન છે. માટે તેને લઇ જઈ સત્વર શિક્ષા અમલમાં મુકો, અને આ દિવાની યોગીનીને કેદ કરો. આમ કહી નરેન્દ્રનાથ ચાલતા થયા.

---

# પ્રકરણ ૧૭ મું.

# પ્રેમજવાળા કે લોહી ધારા

अति रूपेण वै सीता अति गर्वेण रावणः ।
अतिदाना द्बलि र्बध्धो ह्यतिसर्वत्र वर्जयेत् ॥

અત્યંત સુંદરતાને લીધે સીતાજીનું હરણ થયું. અતિ ગૂર્વને લીધે રાવણનું મરણ થયું, ઘણું દાન દવાથી બળી રાજાને બંધાવું પડયું, માટે અતીનો સર્વત્ર ત્યાગ કરવો.

" વ્યભીચારના કરનાર ઉપર, શ્રીહરીનો ત્રાસ છે,
" કમોતથી એક દીન તેનો, જગત માંહે નાશ છે;
" રાવણ અને કીચક મર્યા, પરનારી કેરા પ્યારથી,
" છતી આંખે કામી અંધ છે,. બુરા ઇશ્ક અંજામથી.

અતી નામ કંઈ સારૂં નથી. દરેક બાબતની હદ હોવી જોઈએ. દુનિયામાં અતી શબ્દે કોઇનું સારૂં કર્યું જ નથી. બહુ બોલવામાં સાર નથી, તેમ અતી ચુપકીદીમાં પણ માલ નથી. અતી વર્ષાદથી લીલો કાળ પડે છે. અતી રૂપે નુરજહાંનના ખાવીંદનું શીર છેદાયું. અતી હુંપદથી રાવણનો તથા હીરણ્ય કશીપુનો નાશ થયો. અતી ક્રોધે દુર્વાસાનો પરાજય થયો, અતી તામસી સ્વભાવથી વિશ્વામિત્ર જેવા મહાન ઋષિની હાર થઈ. અતી વિલાસથી મહમદશાહની પાયમાલી થઇ, અતી ક્રુરતાથી ઔરંગજેબની નાલેશી થઇ. માટે અતી નામથી સર્વત્ર દુરજ રહેવું.

રાજસિંહ ગુલાબરાય જેવા નીચ સરદારના સહવાસથી અનાચારી બન્યો. સારા નરસાની પરિક્ષા કર્યા વગર મગજમાં હુંપદના ફાંટાથી દરેક બાબતમાં માથું માર્યું, સદાચાર તથા ક્ષત્રી ધર્મને ભુલ્યો, વડી-

લોના કુળાચારથી વિરૂદ્ધ વર્ત્યો ચંદ્રપ્રભાના જીવનને ભ્રષ્ટ કર્યું, મહેન્દ્ર જેવા શુદ્ધ સાત્વીક વૃત્તિના ક્ષત્રીપુત્રપર અનહદ જુલમ ગુજાર્યો, મુક્તા જેવી નિર્દોષ રાજકુંવરીને સતાવવામાં કંઈ મણા ન રાખી, આવા અનેક પાપી કર્મો કરનારપર પરમાત્મા ક્યાંથી પ્રસન્ન રહે? તેનું ક્યાંથી શ્રેય થાય? જ્યાંસુધી પાપનો ઘડો અધુરો હોય છે, ત્યાં સુધીજ આવા પાપી જીવોનો વિજય થાય છે; પણ જ્યારે પાપનો ઘડો ફુટે છે, ત્યારે આપો આપ તેનો વિનાશ થાય છે.

કરણીના ફળ દરેક મનુષ્યને ભોગવવાંજ પડે છે. આજે રાજસિંહનાં પાપ કર્મ ભરાઈ ચુક્યાં હતા, તેની વિજય ધ્વજા આજે વિનાશના રૂપમાં ફરકવાની હતી. તેની જીવન દોરીના તાર આજે તુટનાર હતા. તેની મનુષ્ય જીવનની મુસાફરીનો આજે છેલ્લો દીન હતો. તેને કોણ અટકાવી શકે? તેમાં કોણ ફારફેર કરી શકે?

ન જાણે કોઇ કે એ પ્રેમનો, શો રંગ જામે છે,
અજબ છે પ્રેમ જવાળા બ્રહ્મ પણ ના પાર પામે છે.

મણીપુર ગામમાં આજે સર્વત્ર શાંતતા પ્રસરેલી હતી. ચોપાસ ગમગીની સિવાય કંઈ દ્રષ્ટિગોચર થતું નહોતું. મનુષ્ય માત્રનું હૃદય શોકાતુર જણાતું હતું. મણીપુર ગામના સરીયામ રસ્તાપર, કે ગલીમાં જ્યાં જુઓ ત્યાં એજ વાંત સાંભળાતી હતી કે "હવે તો મહારાજા જીવતા બાળી મુકવાની શિક્ષા બંધ કરે તો ઘણુંજ સારૂં. ગઇ કાલનો ગુન્હેગાર બીનઅપરાધી જણાય છે; પ્રભુ તેને બચાવે.

આ બધા ગુલાબરાય તથા રાજસિંહના કારસ્થાન હોય તો? કંઇ સમજાતું નથી કે આમાં સત્ય શું છે?

યોગીની વેશે કાલે દરબારમાં પોતાનુ જીવન વૃતાંત જણાવનાર બાઈ વીરમતી તો નહિ હોય? પણ જો તે વીરમતી હોય તો મહારાજા તેની તરફ દયાભાવ કેમ બતાવતા નથી? આપણા મહારાજા નરેન્દ્રનાથની વીરમતી તો બેન થાય છે. વળી સૌ કોઇ જાણે છે કે નરેન્દ્રનાથના રાજ્ય સમ કોઇ ધાર્મિક રાજ્ય આ પ્રદેશમાં નથી. પ્રજા વર્ગમાં આ પ્રમાણે અનેક તર્કવિતર્કની વાતો ચાલી રહી હતી. તે સમયે જેલમાંથી મહેન્દ્રને લઇ સૈનીકોનું લશ્કર આવતું જણાયું. પ્રથમ હારમાં પાયદળ લશ્કર ખાખી પોષાકમાં સજ્જ થઇ બંદુક સાથે ચાલતું હતું. બીજી હારમાં કાળા પોષાકમાં સજ્જ થયેલા સિપાઇઓ ચાલતા હતા, વચ્ચમાં એક બળદ ગાડી ચાલતી હતી, આ ગાડીમાં મહેન્દ્રને મુસ્કેટ્ટાટ બાંધી બેસાડવામાં આવ્યો હતો. તેની આસપાસ ખુલ્લી તલવાર લઇ આઠ દશ ઘોડેસ્વારો ચાલતા હતા. કેમ જાણે સ્વારી કોઈ દુશ્મનનો પરાજય કરવા નીકળી હોય એવો ભાસ થતો હતો. ગાડીમાં મોટા અક્ષરથી લખેલું હતું કે "આં ખુનીને આજે નદી કિનારે જીવતો બાળી મુકવામાં આવશે. આ વાંચી મનુષ્ય ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હતા. કઇક કોમળ હૃદયના માનવીની ચક્ષુમાંથી આંસુ પડતાં હતાં. મનુષ્ય માત્રને પોતાનો પ્રાણ વહાલો હોય છે. પ્રાણ બચાવવા મનુષ્ય સર્વસ્વનો ત્યાગ કરે છે, છતાં સત્ય ધર્મ ખાતર પ્રાણ અર્પણ કરનાર વીરલાઓ પણ વીશ્વમાં કંઈ ઓછા નથી.

મહેન્દ્રને લઈ સૈનીકો નદી કીનારાપર આવી પહોંચ્યા. સામે પ્રચંડ અગ્નિ જવાળા પ્રગટાવી હતી. મહેન્દ્રને ગાંડીમાંથી નીચે ઉતાર્યો. મુખ્ય ન્યાયમંત્રી, રાજાનો કારભારી, તથા સૈન્યના મોટા અમલદારો મહેન્દ્ર સમક્ષ આસનપર બેઠા. મુખ્ય ન્યાયાધીશે મહેન્દ્રને કહ્યું.

મહેંદ્ર! કાયદા પ્રમાણે આજે તમોને દેહાંતદંડની શિક્ષા

અપાય છે, તમારે આ સમયે કંઈ કહેવું છે?

**મહેંદ્ર**—ન્યાયાધીશ! પ્રાણીના સંચીત પ્રમાણે દરેકને ફળ ભોગવવાં પડે છે. તેમાં હર્ષ શો? શોક શો? હું કંઇ કહેવા માંગતો નથી.

એટલામાં ગુલાબરાય તથા રાજસિંહ બંને મહેન્દ્રને ઉદ્દેસી કહેવા લાગ્યા.

**રાજસિંહ**—મહેન્દ્ર! ખુન કરનારની શી દશા થાય છે, તે હવે જાણ્યું?

**મહેંદ્ર**—કોણ ખુની? શું હું ખુની? તદ્દન ખોટું, હું ખુનની બાબતમાં કંઇ જાણતોજ નથી.

**ગુલાબરાય**—મરણ કાંઠે બેઠો છો, છતાં હજુ પણ ગુન્હો કબુલ કરતો નથી?

**મહેન્દ્ર**—ન્યાયાધીશ,! મારી દ્રષ્ટિ સનમુખથી આ બંને પાપીઓને દુર કરો. હું મરતી વખત પણ આ દુષ્ટનું મુખ જોવા માંગતો નથી. આ સમયે મહારાજા નરેન્દ્રનાથ આવી પહોંચ્યા. તેની મુખ મુદ્રા આજે પ્રૌઢ ગંભીર હતી. મુખપર પુર્ણ ગમગીનીની છાયા દેખાતી હતી. તેને જોતાંજ રાજસિંહે તથા દરબારીઓએ નમન કર્યું. બધાની હાજરી વચ્ચે મહારાજાએ મહેન્દ્રને પુછ્યું. મહેન્દ્ર! એક વખત કહે કે મેં ખુન કર્યું છે, તો તને આ સમયે જીવતદાન આપવામાં આવશે.

**મહેન્દ્ર**—મહારાજા! જીવતદાન લેવા જુઠું બોલું? પ્રાણ બચાવવા અધર્મનો માર્ગ ગ્રહણ કરૂં? તે કદી મારાથી બનનાર નથી, હું નિર્દોષ છું, છતાં તમારી દ્રષ્ટિમાં ગુન્હેગાર છું, તો અલબત મને શિક્ષા કરો.

**નરેન્દ્રનાથ**—તને તારો જીવ વ્હાલો નથી?

**મહેન્દ્ર**—ધર્મ કરતાં જીવ વ્હાલો ગણનાર ક્ષત્રી પુત્રોને લાખો વાર ધિક્કાર છે.

**નરેન્દ્રનાથ**--હજુ માન તો સારૂં છે.

**મહેન્દ્ર**--અસત્ય બોલી જીવતદાન માંગવું, તે કરતાં મોત લાખો દરજ્જે પ્યારૂં છે.

મહારાજા નરેન્દ્રનાથ બધું સમજતા હતા કે મારી બેન વીરમતી તથા મારો ભાણેજ મહેન્દ્ર બંને નિર્દોષ છે, આ બધા પ્રપંચી કાવાદાવા ગુલાબરાય તથા રાજસિંહના છે. એ સમય રાજસિંહ મહારાજા સમક્ષ આવી ઉભો રહ્યો, અને નમ્રતાથી બોલવા લાગ્યો.

બાપુ! ખુનીને શિક્ષા અમલમાં મુકવાનો વખત થઇ ગયો છે. આજ્ઞા હોય તો શિક્ષા અમલમાં મુકું.

મહારાજાએ ક્રોધાવેશમાં રાજસિંહને જણાવ્યું, રાજસિંહ! આ ખુની નિર્દોષ જણાય છે; તારો આ બાબતમાં શો મત છે?

**રાજસિંહ**—બાપુ! આ ખુન કરનાર મહેંદ્ર પોતેજ છે, પુછો ગુલાબરાયને.

**ગુલાબરાય**—મહારાજા! કુમાર સત્ય કહે છે, ખુનીને જલ્દી શિક્ષા કરવી જોઇએ.

**નરેન્દ્રનાથ**--કુમાર! આજે મારૂં મસ્તક ફરે છે, મને ચેન પડતું નથી. આજના કેસે મારાપર ગંભીર અસર કરી છે. મારૂં હૃદય સાક્ષી પુરે છે કે મહેન્દ્ર તદન નિર્દોષ છે.

નિર્દોષ શબ્દ સાંભળતાં રાજસિંહ તથા ગુલાબરાયના મુખ પર ઉદાસીની છાયા છવાઇ ગંઇ. રાજસિંહ કંઇ આગળ બોલવા

જતો હતો, એટલામાં આકુળવ્યાકુળ ચહેરે ચંદ્રપ્રભા રાજસિંહ પાસે આવી. તેને જોતાં રાજસિંહ તથા ગુલાબરાય ઝંખવાણા પડી ગયા ચંદ્રપ્રભા કોઈની બીક રાખ્યા સિવાય રાજસિંહ ને પુછવા લાગી.

રાજસિંહ ! તેં બધી તૈયારી કરી રાખી છે ?

રાજસિંહ શાની તૈયારી? પ્રભા આ તું શું બોલે છે? અહીંથી આ સમયે સત્વર ચાલીજા, નહિતર મહારાજા તારાપર રોપે ભરાશે.

ચંદ્રપ્રભા---હવે આ સંસારમાં મારે મહારાજા શું ? કે અમીર ઉમરાવ શું ? શ્રીમંત શું કે નિર્ધન શું ? વિદ્વાન શું કે મુર્ખ શું ? વીર શું કે નાદાન શું ? મારે મન આ સમયે બધા સરખાં છે, મને હવે કોઈની પરવા નથી, કહે જોઇએ હવે તારો શો વિચાર છે ?

. રાજસિંહ—શી બાબતનો ?

ચંદ્રપ્રભા—મારી પાસે તે મારા પ્રેમની માગણી કરી હતી, તે યાદ છે કે?

. રાજસિંહ —પ્રભા! આ સમયે પ્રેમની વાત છોડી દે, જો સામે મહેંદ્ર માટે અગ્નિ જ્વાળા પ્રગટ થઇ છે, તારે આ સમયે મૌનવ્રત રહેવું જોઇએ, તેને બદલે નાહક શા માટે પુછપરછ કરે છે? જા હમણાં અહીંથી દુર થા.

ચંદ્રપ્રભા—મને દુર કરનાર નરાધમ તું હવે ચેત, આ જ્વાળા મહેન્દ્ર માટે તૈયાર થઈ છે, પણ તે પહેલાં તનેજ હું આ અવનીમાંથી સદાને માટે દુર કરીશ. રાજસિંહ મને ભેટી શાન્ત થા, આજે અંત સમયે બરાબર ભેટી લે, કે પુનઃ બીજા ભવમાં ભેટવાનો તને અને મને પ્રસંગ ન મળે. આમ કહી અર્ધઘેલી પ્રભા મહેન્દ્રની ચેષ્ટા કરવા લાગી. મહેન્દ્ર શરમાઇ ગયો. આ કરૂણારસીક પ્રસંગપર આ સ્ત્રીની આવી વલણ જોઈ દરેક મનુષ્યો રાજસિંહ

પર તથા તે સ્ત્રીપર ધિક્કાર દર્શાવવા લાગ્યા. રાજસિંહ પ્રભાને કહેવા લાગ્યો. દુષ્ટ પીશાચણી દુર થા, નહિતર આ સમયે તારૂં ખુન કરીશ.

**પ્રભા**—રાજસિંહ ! શું તું મારૂં ખુન કરીશ ? અરે હીચકારા રાજસિંહ, તને વધારે શું કહું ? તને જોઇ મારા દીલમાં ભયંકર વ્યાધિ ઉત્પન્ન થાય છે, તેં મારી જીંદગીના ચુરેચુરા કર્યા છે. તેં મારૂં બહુજ અનિષ્ટ કર્યું છે. હું આ પ્રસંગપર શું વર્ણવું ? શું કહું ? રાજસિંહ જે હ્રદયમાં તું મારા માટે સ્થાન રાખી બેઠો છો, તે તલ્લપી રહેલા તારા હ્રદયને આ કટ્ટારીજ શાન્તી આપશે, કે જેથી કરી હવે પછી કોઇ આર્ય વીર બાળા, તારા દુષ્ટના પંજામાં ન ફસાય, આમ કહી કોઈની બીક રાખ્યા સિવાય પ્રભાએ રાજસિંહના હ્રદયમાં કટ્ટાર ભોંકી દીધી. રાજસિંહ કારમી ચીસ પાડી જમીનપર પટકાઇ પડયો નરેન્દ્રનાથ મુર્છા ખાઇ જમીનપર પડયા. એક કરતાં બીજું થયું, પ્રજાવર્ગ પણ કમ્પી ઉઠયો. રાજસિંહનું ખુન કરનાર પ્રભાને સિપાઈઓ માર મારવા લાગ્યા. નરેન્દ્રનાથ બેભાન સ્થિતમાં બોલવા લાગ્યા.

**નરેન્દ્રનાથ**—અરે ઓ દુષ્ટ નિર્દય રાક્ષણી ! મેં તારૂં શું બુરૂં કર્યું હતું કે મારા એકના એક પુત્રનો તેં વધ કર્યો ? મારૂં જીવન તેં ધુળધાણી કર્યું. અરેરે ! તું સ્ત્રી જાતિ હોવા છતાં તને આ દુષ્ટ કામ કરતાં જરા શરમ ન આવી ? તું દીવાની હો એમ જણાય છે. તને હવે શી શિક્ષા કરૂં ? આમ કહી મહારાજા પોતાનું શીર પટકવા લાગ્યા.

રાજસિંહ તરફડીયાં ખાતો જમીનપર પડયો હતો, તે બોલવા લાગ્યો. પિતા ! મને માફ કરજો, મને મારા પાપ કર્મનો

પુણ્ય બદલો મળી ચુકયો છે, ખુન કરનાર મહેન્દ્ર નથી, પણ ગુલાબરાય છે. મારા કહ્યાથી તેણે ખુન કર્યું છે.

•

આમ કહેતાંજ રાજસિંહનો આત્મા પંચત્વને પામ્યો.

મહારાજા તથા અમલદાર વર્ગ શોકાતુર ચહેરે એક બીજા તરફ અન્યો અન્ય જોઇ રહ્યા હતા, કોઇ બોલવાની હિંમત કરતું ન હતું, એ સમયે પ્રભા મોટા અવાજથી બોલવા લાગી.

મહારાજા! તથા દરબારીયો! હું જે કહું તે પર આપ લક્ષ દેશો, તો કંઇક આ બાબતમાં નવીન અજવાળું પડશે, મારી આ સ્થિતિ કરનાર રાજસિંહ છે. મારા સ્વામિ સાથે તેને ગાઢ મિત્રાચારી હતી, આ મિત્રાચારીનો તેણે ગેરઉપયોગ કર્યો. વિશ્વાસઘાત કર્યો. મને મદીરામાં ચકચુર બનાવી એક દિવસ રાજસીંહ સમય જોઇ મને ફસાવી નસાડી લાવ્યો. આઠ વર્ષ થયાં તેણે મને જંગલમાંજ રાખી છે, મારી પાસે તે અવાર નવાર આવી પ્રેમની માગણી કરતો, પણ હું ચેતી ગઇ, મને મારો ક્ષત્રી ધર્મ યાદ આવ્યો. મારા સાહસ માટે હું પુર્ણ પસ્તાઇ, ગમે તે પ્રયત્ને પણ મેં તેની માગણી સ્વીકારી નહિ. એ અરસામાં તેણે મહેન્દ્રને ખાનગી જેલમાં કેદ કર્યો, હું તેનાપર અમીમય દ્રષ્ટીથી જોતી, તેનો પ્રેમ મેળવવા મેં ઘણા ભગીરથ પ્રયત્ન કર્યા, પણ હું તેમાં નિરાશ થઇ. અરેરે! મેં પાપીણીએ તેની પવિત્રતા ડગાવવા બહુ કર્યું, છતાં આ સામે ઉભેલો બંધીવાન મહેન્દ્ર ડગ્યો નહિ. મહારાજા! તમારા કુમારના મૃત્યુથી તમને અસહ્ય આઘાત, થાય તે સ્વભાવિક છે; છતાં ન્યાયદ્રષ્ટિએ હું તમને સાફ જણાવું છું કે તેના જેવા પરાઇનારના લંપટી કુમારોની હિંદને હાલ જરૂર નથી. પાપી પાપને પંથેજ ગયો, તેનો હવે શોક ન કરશો.

આ સંસારમાં કોઈ કોઈનું નથી. માતા, પિતા, ભાઈ, ભાંડુ સ્નેહી, ધન, દારા, વાડી, વજીફા, રાજ્ય પાટ સર્વે નાશવંત છે. કોઇ અમર રહ્યું નથી, રહેનાર પણ નથી, કોઇ આજે, કોઇ કાલે, તો કોઇ પાંચ, દશ, વીશ, કે પચીશ વર્ષે સો સોની મુસાફરી પુર્ણ થતાં રસ્તે પડે છે. તમારા કુળને તે કુમારે કલંક લગાડયું છે; છતાં હવે મરણ પામેલાના અવગુણ ગાવા એ સજ્જનનો ધર્મ નથી, ઈશ્વર તેનું શ્રેય કરો. મહારાજા હું તમારી ગુન્હેગાર છું, કારણકે મેં જાણી જોઈ રાજસિંહનું ખુન કર્યું છે, આ ખુનના બદલામાં તમો મને જે શિક્ષા કરશો, તે ભોગવવા હું તૈયાર છું, છતાં મારૂં હૃદય બીજી બાબત કામ કરે છે.

પ્રભા આ સમયે ખરેખરી બાવરી બની હતી. તે આમ બોલતી બોલતી મહેન્દ્ર પાસે આવી તેને કહેવા લાગી, મહેન્દ્ર! મને માફ કરજો, તમારી અડગ ટેક માટે તમને જેટલો ધન્યવાદ આપું તેટલો થોડોજ છે. તમારા જેવા ક્ષત્રી પુત્રોથીજ પ્રાચીન ભારત પુનઃ પ્રકાશમાન થશે, એ મારો અંતરનો આશીર્વાદ છે. મહેન્દ્ર ! તમારા પ્રેમમાં હું મરી ફીટી; છતાં તમે છેવટ પર્યંત મને મચક ન આપી, હવે તમારા કહેવા પ્રમાણે હું કરૂં છું, તમે મને જણાવ્યું છે કે પ્રભા ! તારા પ્રેમનો પાટો તું ઇશના દરબારમાં ખોલજે, અને જણાવજે કે પુનઃ અવતારમાં મહેન્દ્રના હસ્તથીજ એ પાટો ખુલ્લે, મારો આજે એ પાટો હું ત્યાંજ ખોલવા જાઉં છું. મહેન્દ્ર ! મને માફ કરજો. મુકતા નિર્દોષ છે શાન્તાને કુમારનો પોષાક પહેરાવી મેંજ તેનાપર ખોટું આળ ચડાવ્યું હતું, તેને માફ કરજો, ભવોભવ એજ માગું છું કે પ્રેમી મળો, તો તમારા જેવા એક પત્નીવ્રત પાળનારા વીર યુવક મળજો. પ્રભુ તમારૂં શ્રેય કરશે.

જુઓ જુઓ મહેન્દ્રરાજ! સામેની પ્રચંડ અગ્નિ જ્વાળા મને પોતાની ચીણગારીઓ ઉડાડી બોલાવવા પ્રયત્ન કરી રહી છે, હવે મારે ત્યાં જવું જોઈએ. મહારાજા હું હવે જાઉં છું મને માફ કરો, ખુન કરનારને આ શિક્ષા મળવીજ જોઇએ, આમ કહી દિવાની પ્રભા પ્રચંડ અગ્નિના જવાળામાં પડી ભસ્મભુત થઇ ગઇ.

સર્વે દરબારીયો આ હૃદયભેદક વૃન્તાત સાંભળી દીઙમુંઢ બની ગયા, એટલામાં તો વળી શાન્તા પણ પ્રભા માફક નાચતી કુદતી દીવાનાની માફક ગુલાબરાય પાસે આવી, તેને કહેવા લાગી, ગુલાબરાય! મારૂં ઇનામ આપો.

ગુલાબરાય—શાનું ઇનામ?

શાન્તા—તમે કબુલ કર્યું છે તે ઈનામ.

ગુલાબરાય—શી બાબતનું ઈનામ?

શાન્તા—ગુલાબરાય! શું ભુલી ગયો? મારી સમક્ષ તેં પેલા બુઢ્ઢાનું ખુન કર્યું; આ ખુન છુપાવવા તેં મને મોટી મોટી લાલચો આપી તે બધું શું હવામાં ઉડી ગયું?

ગુલાબરાય—શાન્તા! આ સમયે અહીંથી ચાલી જા, નહિતર તારે માથે ભયંકર આળ આવી પડશે.

શાન્તા—હવે આળ શું? હું કાળથી ડરતી નથી, ત્યાં આળથી શું ડરૂં?

ગુલાબરાય—શાન્તા ચાલી જા, નહિતર તારો જાન જોખમમાં આવી પડશે.

શાન્તા—ગુલાબરાય! તું શું મને ઈનામ આપવા બંધાયેલો નથી?

**ગુલાબરાય**—શાન્તા તારે શું ઇનામ જોઇએ છીએ ?

**શાન્તા**—હું એ ઇનામ માંગું છું કે આજ દિવસ સુધી કોઈ આર્ય મહિલાએ એ ઇનામ નહિ માગ્યું હોય. આ ઇનામથી તારા જેવા નર પિશાચો આ પવિત્ર ભુમિમાંથી ઓછા થશે, ગુલાબરાય હુ તારી પાસેથી એ ઈનામ લઇ શકે આજ દીન સુધી દુનિયાપર કોઇએ એ ઈનામ નહિ લીધું હોય, આજે હું એ ઈનામ લેવા આવી છું કે આ ઇનામ જોઈ દુનિયા કમ કપી ઉઠે, પરમાત્મા પણ રાજી થાય, આ ઇનામથી સર્વ જગત દ્રષ્ટાંત લેશે. એ ઈનામ તારી પાસેથી લેવા આવી છું.

**ગુલાબરાય**—શાન્તા ! તું શું કહે છે તે હું કંઇ સમજતો નથી.

**શાન્તા**—નથી સમજતો તો હવે સમજી લે, જે હૃદય મારા હૃદય સાથે મીલાવવા તું ભુમંડળ એક કરી નાખતો, તે તારૂં હૃદય ખુલ્લું કર, તે હૃદયમાંથી હું ઇનામ મેળવવા માંગું છું.

ગુલાબરાયે શાન્તાની દિવાની માફક ચેષ્ટા જોઇ તેને લાત મારી દુર ફેંકી દીધી, પણ પડતાની સાથેજ શાન્તા ઝનુની બની ગુલાબરાયના પેટમાં કટ્ટાર ભોંકી દીધી. ગુલાબરાયના શરીરમાંથી રૂધીરની ધારા વહેવા લાગી, શાન્તા દીવાની માફક તે લોહી હાથમાં લઇ બોલવા લાગી, જુઓ જુઓ ! જગતમાં વસ્તા દરેક નર નારીઓ તમો ઇનામ લ્યો, તો આવું લ્યો, કાળા કૃત્ય કરનાર પાસેથી હીંદની આર્ય મહિલા આવું ઇનામ લેશે; ત્યારેજ દુરાચારી મનુષ્યનો અંત આવશે.

પુનઃ આ અગમ્ય ઘટમાળ જોઇ મહારાજા નરેન્દ્રનાથ ! અમલદાર વર્ગ ! તથા પ્રજા ભયભીત થઇ ગઇ. એક પછી એક આવા કરપીણ કાર્યો થતા જોઇ મહારાજા નરેન્દ્રનાથનું મગજ ફરી ગયું. તેણે તરતજ શાન્તાને પકડવા હુકમ આપ્યો. જીવપર આવેલી શાન્તા એ બાકળી ભ્રમીત હૃદયે અગ્નિ જ્વાળા તરફ દોડી તેમાં પડી ભસ્મીભુત થઈ. પાપીઓને પાપની શિક્ષા મળી ચુકી. અધર્મી ટોળાનો આમ અનાયાસે નાશ થયો. આ જોઈ મહારાજાએ મહેન્દ્રને બંધનમુકત કર્યો, તથા રાજસિંહ તથા ગુલાબરાયના શબને અગ્નિ સંસ્કાર કરવાનો હુકમ આપી સર્વે દરબારીઓને કચેરીમાં આવવા હુકમ આપ્યો.



## પ્રકરણ ૧૮ મું.

# અદ્દલ ઈન્સાફ.

आयुः कर्मच वित्तंच विद्या निधन मेव च ।
पंचैतानिहि सृज्यन्ते गर्भस्य स्यै वदेहिनः ॥

આયુષ્ય, કર્મ ધન, વિદ્યા અને મરણ આ પાંચે જીવ જ્યારે ગર્ભમાં હોય છે; ત્યારેજ લખી લેવામાં આવે છે.

કદી ગાય ખાતી ઘાસ પણ શુદ્ધ દૂધ અમૃત આપતી;
તરણાં ચરે વન હરણાં પણ કસ્તુરી નાભીમાં થતી;
કદી દૂધ પાઓ સર્પને, પણ ઝેર તેનું ના જતું;
બહુ માન આપો નીચને, પણ નીચપણું દુર ના થતું,

સંસારમાં બે પ્રકારની માયા છે. સુરી તથા અસુરી, બે પ્રકારના મનુષ્ય છે. સજ્જન તથા દુર્જન, દુષ્ટ મનુષ્યપર ગમે તેટલા ઉપકાર કરો, ગમે તેટલું તેનુંહીત કરો, પણ તે દુષ્ટપણું છોડતોજ નથી. સુખડને સળગાવવાથી તેમાંથી સુવાસજ પ્રગટશે, સર્પને ગમે તેટલું દુધ પાવાથી તેનું ઝેર જતુંજ નથી. જેને દુષ્ટતાના કર્મ કરવા છે, તેને ગમે તેટલી સદ્દમતિ આપો, પણ તે પોતાનો દુષ્ટ સ્વભાવ છોડતોજ નથી, શાહબુદ્દીનઘોરીને છ વખત માફી આપી છોડી મુકનાર પૃથુરાજ સાથે ઘોરી ઉદાર દીલથી વરત્યોજ નહિં.

રાજસિંહ, ગુલાબરાય, રાણી, સેનાધિપતિ, તથા યમુના દુષ્ટ કર્મી હતા. દુરાગ્રહના તેઓ ચુસ્ત હીમાયતી હતા. દુરાગ્રહીનું પરમાત્મા કદી શ્રેય કરતોજ નથી, દુરાગ્રહીનું મૃત્યુ

પણ દુષ્ટ કર્તવ્યથીજ થાય છે, મહેન્દ્ર, વીરમતી, તથા મુકતા સત્યાગ્રહી હતા, સત્યતા ખાતર તેમણે અનહદ દુઃખો સહન કર્યા. પરમાત્મા પણ અંતે સત્યનોજ બેલી છે, સત્યતાનો અંતે પણ વિજય થવોજ જોઈએ, માટે મહેન્દ્રનો, વીરમતીનો, તથા મુકતાનો વિજય થયો, જ્યારે ગુલાબરાય રાજસિંહ, રાણી, યમુના તથા સેનાધિપતિનો નાશ થયો.

મણીપુરનો રાજ્ય દરબાર આજે મનુષ્યની મેહનીથી ભરાઈ ગયો હતો. રાજ્યના ભાયાતો, જાગીરદારો, ઠાકોરો અમલદાર વર્ગ તથા પ્રજા સમુહનો પ્રતિષ્ટ વર્ગ આજે દરબારમાં દ્રષ્ટિગોચર થતો હતો. મહારાજા નરેન્દ્રનાથ આજે શાન્ત દીન મુખે બેઠા હતા, તેની તરફ દરેક મનુષ્યનું ધ્યાન ખેંચાયું હતું, મહારાજાની બાજુમાં એક કારભારી બેઠો હતો, તેને મહારાજાએ કંઇ જણાવ્યું, કારભારીયે તે પ્રમાણે અમલ કર્યો. થોડા સમયમાં વીરમતી, સેનાધિપતિ, રાણી, તથા યમુના દાસી આ ચારે વ્યકતીને મહારાજા સમક્ષ હાજર કરવામાં આવી રાણીને જોઈ મહારાજાએ પુછયું.

**નરેન્દ્રનાથ**—રાણી! તમે તમારો ગુન્હો કબુલ કરો છો?

**રાણી**—મહારાજા! મેં ગુન્હો કર્યો નથી, તો પછી તે કબુલ કેમ કરૂં?

**નરેન્દ્રનાથ**—સત્ય વાત જાહેર કરશો, તો હજુ પણ જીવતદાન મળવાની આશા રહેશે.

**રાણી**—હું સત્યતાથી કહું છું કે મેં ગુન્હો કર્યોજ નથી.

**નરેન્દ્રનાથ**—રાણી! ભર દરબારમાં તમારૂં ચારિત્ર ખુલ્લું કરવા કરતાં તમો હજુ પણ માનો તો તેમાં સારૂં છે.

**રાણી**—હું શું માનું? મહારાજા! હું કંઇ જાણુતીજ નથી.

**નરેન્દ્રનાથ**—સેનાધિપતિને તમે ચીઠ્ઠી લખી રાણીવાસમાં બોલાવ્યો હતો?

**રાણી**—કદી નહિ. મહારાજા આ બધું મારા પર તરકટ રચાયું છે.

**નરેન્દ્રનાથ**—એક ગુન્હો છુપાવવા જતાં બીજો ગુંન્હો કરી તમો શા માટે પરમાત્માના ગુન્હેગાર થાઓ છો?

**રાણી**—મેં ગુન્હો કર્યો તેની કંઇ સાબીતી?

**યોગીની**—બંધુ! લ્યો આ સાબીતી, એમ કહી વીરમતીએ રાણીના હાથમાં પત્રીકા મુકી.

ચીઠી વાંચતા રાણી ભયભીત બની, તેનું આખું અંગ ધ્રુજવા લાગ્યું, તાત્કાળીક મુર્છા ખાઇ તે જમીનપર પટકાઈ પડી,

**નરેન્દ્રનાથ**—સેનાધિપતી! તમારે આ બાબતમાં કંઈ બચાવ કરવો છે?

**સેનાધિપતી**—મહારાજા હું ઋણહરામી થયો, તમારા સમક્ષ ઉભા રહેવા કરતાં ભુમાતા મને પોતાના સ્થાનમાં સમાવી દે, તો હું મારા અહોભાગ્ય માનું.

**નરેન્દ્રનાથ**—પ્રિય દરબારીયો! ભાયાતો! બેન વીરમતી તથા પ્રિય મહેન્દ્ર! બે દિવસ થયા મણીપુરમાં જે અગમ્ય ઘટમાળ ચાલી રહી છે, તે તરફ દ્રષ્ટિ કરતાં મારો આત્મા દુભાય છે. જો કે મારા ગાદીવારસ રાજસિંહનું મૃત્યુ મને દુઃખદાયક છે, છતાં

ઈશ્વરી સંકેતના નિયમ પ્રમાણે તેના પર હું હવે વિલાપ કરતો નથી. બે દિવસમાં ચારે પામર જીવોનો નાશ થયો છે, પ્રભુ તેનું શ્રેય કરો.

આજે મારા હસ્તક ત્રણ બીજા પાપી જીવોને પણ ભયંકર શિક્ષા કરવાની છે, કે જેથી પુનઃ મણીપુરમાં દુરાચારનો પડછાયો પડવા ન પામે. આમ કહી મહારાજા નરેન્દ્રનાથ ઉશ્કેરાયેલી સ્થિતિમાં ઉઠયા. એ સમયે મુકતા પણ રખડતી રઝળતી દરબારમાં આવી પહોંચી. તેને મહારાજાએ પુછયું. વીરબાળા ! તું કોણ છો? તથા અહીં શા માટે આવી છો ? મુકતા નીચું નિહાળી લજ્જાયુકત ચહેરે ઉભી રહી; પણ કંઇ પ્રત્યુતર આપ્યો નહિ.

**નરેન્દ્રનાથ**—બેટા ! તું કોઈ ક્ષત્રી કુમારીકા હો એમ જણાય છે, બોલ તને શું દુઃખ છે ? મુકતા એ જ્યારે કંઇ પ્રત્યુતર ન આપ્યો, ત્યારે વીરમતી બોલી. બંધુ ! આ કુમારીકા મહારાજા દોલતસિંહની કન્યા છે, તેનું નામ મુકતા છે. તેને મેળવવા રાજસિંહે બહુ પ્રયત્ન કર્યો, તેને બહુજ સતાવી; છતાં તેનો તેણે તિરસ્કાર કર્યો છે. આ કુમારી મહેન્દ્રને ચહાય છે, તેના ખાતર તેણે અનહદ સંકટો સહન કર્યા છે, આ સમયે પણ તે કષ્ટ વેઠતી અહીં આવી પહોંચી છે.

**નરેન્દ્રનાથ**—બેટા મુકતા ! ક્ષત્રિ વિરાંગનાઓ ભરતખંડમાં યશસ્વી નામના મુકી ગઇ છે. તારા જેવી કુમારીકા ક્ષત્રિ કુળમાં જન્મવા માટે તેને ધન્યવાદ ઘટે છે, હવે હું વધારે કંઇ કહેવા માંગતો નથી, પણ મારી સમક્ષથી આ ત્રણે પાપી જીવોને દુર કરો. આમ કહી મહારાજા નરેન્દ્રનાથે ત્રણ તમંચા બહાર કાઢયા, જેમાંથી એક

તમંચો મુક્તાને, બીજો મહેન્દ્રને, તથા ત્રીજો પોતાની બેન વીરમતીને આપ્યો, અને જણાવ્યું કે તમારા ત્રણેના આ હાલ કરનાર આ ત્રણે દુષ્ટ પ્રાણીઓ છે. આનો નાશ કરો. જો તમો ત્રણે આ જીવપર જરા પણ દયા રાખો, તો તમને પરમાત્માની આણ છે. આ વાકય સાંભળતા રાણીએ તથા યમુનાએ બહુ આજીજી કરી, પણ મહારાજાએ તેને ખુલ્લું જણાવ્યું કે જો તમને હું માફ કરૂં, તો પરમાત્માનો હુંજ ગુન્હેગાર થાઉં, જો કે અપરાધીને માફ કરવો તે ક્ષત્રી કુળનું ભુષણ છે, છતાં તમારા આવા અસહ્ય મહાન અપરાધ હું માફ કરી શકતો નથી.

પુનઃ મહારાજા નરેન્દ્રનાથ બોલવા લાગ્યા. મહેન્દ્ર! તું સેનાધિપતિનો નાશ કર, વીરમતી તું રાણીનો નાશ કર, અને મુકતા! તું યમુનાનો નાશ કર જો આમાં તમો પાછી પાની કરો, તો તમોને પરમાત્માની આણ છે. આ પાપનો બદલો પરમાત્મા પાસેથી હુંજ લઈશ; છતાં અધમીઓનો તો આ સમયે નાશજ કરીશ; વિશ્વમાં સૌ એમજ પોકારી ઉઠે કે અદ્દલ ઇન્સાફ! અદ્દલ ઇન્સાફ! અદ્દલ ઈન્સાફ! આમ કહેતાની સાથેજ ત્રણે જીવો પર ગોળી છુટી, ત્રણેનો આત્મા પરમાત્મા પાસે પહોંચી ગયો. ત્રણેના મૃત દેહને મહારાજાએ અગ્નિ સંસ્કાર કરવા હુકમ આપ્યો, અને ત્યાર પછી ગદ્દગદીત કંઠે મહારાજા બોલવા લાગ્યા. બેન વીરમતી! મારા સાહસીકપણાથી તું બહુજ દુઃખી થઈ છો, કુમાર મહેન્દ્ર પર આફતના વાદળો તુટી પડયાં છે, આ બધા પાપી કૃત્યનો હુંજ જોખમદાર છું. આ કૃત્યના બદલામાં હું મણીપુરની રાજ્યગાદી મહેન્દ્રને સોંપું છું.

મહારાજાએ પોતાના હસ્તથી મહેન્દ્રના શીર ઉપર રાજમુગટ મુકયો, તથા મુકતાનો હસ્ત મહેન્દ્રને સોંપ્યો આ સમયે આખી દરબાર ઉભી થઈ ખુશાલ ચહેરે તેમને

આશીર્વાદ આપ્યો. મહારાજાએ દરબારીઓને જણાવ્યું કે મારા શુરવીર સામંતો! ભાયાતો,! તથા રાજ્યના હિતેચ્છુ પ્રજાજનો! હું આ માયાવી સંસારથી આજથી સદાને માટે દુર થવા માગુ છું, હવે તો ગંગા કિનારે જઇ પર્ણકુટી બાંધી શ્રી હરીનું ધ્યાન ધરી આ દેહનો અંત આણીશ. પ્રભુતમ સર્વનું શ્રેયક રો. આમ કહી મહારાજા નરેન્દ્રનાથ દરબાર છોડી ચાલતા થયા.

વાંચક! અંતે મહેન્દ્ર તથા મુકતા બંને યશસ્વી માંગળીક કાર્યો કરી મણીપુરની રાજ્યગાદી સુખ શાન્તિથી ભોગવવા લાગ્યા, અંતે સત્યનો જય થયો, પાપીનો પરાજય થયો, વિશુદ્ધ પ્રેમની વિજય ધ્વજા અંતે પણ ફરકી, પ્રભુ સત્યનો બેલી થયા સિવાય કદી રહ્યોજ નથી.

ॐ शांति! शांति! शांति!



# તાડવાડીમાં ભમતો ભૂત!




આ કંઈ ખરેખરો ભૂત નથી, પણ વીસમી સદીનો મંહાન ટોપીઓનો હુન્નરી ઉસ્તાદ ચીરાબજારવાળો બી. એન માંજરેકરનો નવીન પેગામ છે.

અમારે ત્યાં દરેક જાતની ટોપીઓના લેધર ચંદા સોનેરી રૂપેરી, તથા ઈમીટેશન વરખ છાપવાનું સસ્તું કામ થાય છે. તે સિવાય દરેક જાતની ટોપીઓના અસ્તર, બેંગલોર, હંગેરીયન, તુર્કી; પારસી ફેંટા, ઇંગ્લીશ હેટ તથા રીપેરીંગ કામ માટે અમારૂં કામ અલબત તમોને સંતોષ આપશે. ઝવેરી કૅપ, તથા ઘડીની ટોપીઓ ઑરડર આપ્યેથી તાત્કાળીક જોઇતા જથામાં પુરી પાડશું.

## શું સમજ્યા ?

ટોપીને લગતી કોઇપણ ચીજ મેળવવા હવે બીજે દોડધામ કરશો નહિ. હો !

## બ્લૉક કયાં બનાવશો ?

દરેક જાતના પીતળના તથા શીશાના બ્લૉક, તથા કાપડની ટોપીઓની ઉપયોગી ટીકીટ અમો ગ્રાહકની મરજી મુજબ બનાવી આપશું; બહાર ગામના ઓરડરપર પુરતું ધ્યાન આપવામાં આવશે

લખો—બી. એન. માંજરેકર.

ચીરા બજાર મુંબઇ નં. ૨

# મુંબઇમાં ચાલતી અફવા!

## તેમાં સાચું શું?

દરેક જગ્યાએ એવી અફવા ચાલી રહી છે કે મુંબઇમાં ગમે તે કિંમતની ટોપી દર શની, રવી, અને બુધવારે ખરીદવાથી ઘડીઆળો, ફૉનોગ્રાફ, તથા રૂમાલો તદ્દન મફત મળે છે, ઉપરની અફવા દૂર કરવા માટે કાલબાદેવી રોડપર આવેલા ટોપીના પ્રખ્યાત વેપારી

**ઠક્કર બ્રધર્સ** ને ત્યાંથી ઉપલા દિવસોએ ટોપી ખરીદવાથી ખાત્રી થશે.

**ઠક્કર બ્રધર્સ** કાલબાદેવી રોડપર

Sole Pro. ઠા. માવજી માંડણ

દરીયા મહાલ સામે મુંબઈ નં. ૨.

# બે ટાંકીપર થયેલો ધરતી કંપનો આંચકો!

કાજી મહોલામાં થયેલી તેની ગંભીર અસર.

મુંબઇની પચરંગી પ્રજા માંહોમાંહે પૂછપરછ કરતી હતા કે બે ટાંકીપર ધરતીકંપ કયાં થયો ? તપાસ કરતાં જણાયું કે ધરતીકંપ થવાનું તો તદ્દન ધતીંગ હતું, પણ લેધર મરચંટ મારૂતી ઇશ્વરાને ત્યાં ગ્રાહકોની ધમાલ પડી હતી.

અમારે ત્યાંથી દરેક જાતનું કાચા તથા પાકા રંગનું લેધર, દરેક જાતના વાઇસર. લેસ તથા શુઝ બનાવવાને લગતું દરેક જાતનું રંગીન લેધર, તથા કાનપુરી માલને ટક્કર મારે તેવું દરેક જાતનું ચામડું તૈયાર મળશે. તે સિવાય ગાડી ઘોડાને લગતો દરેક જાતનો ચામડાનો સામાન તથા ધમણ વિગેરે બજાર કરતાં કીફાયત ભાવે જથાબંધ તથા છુટક મળશે.

અમારી દેખરેખ નીચે અમારા કારખાનામાંથી ગ્રાહકને મનપસંદ માલ કાઢી આપીશું.

સતારાવાલા મારૂતી ઇશ્વરા ઍન્ડ સન્સ

લેધર મરચન્ટ

બે ટાંકી, કાજીપુરા મુંબઈ પો. નં. ૮